# બાળકની માવજત

અને

# કેળવણી.

---


પુરૂષોત્તમ કહાનજી ગાંધી
જુનાગઢ

[illegible]

[illegible]રામ પુરૂષોત્તમ ગાંધી
લીંબડી.


---

કીમત રૂ. ૧-૮-૦

# બાળકની માવજત
## અને
# કેળવણી.

કર્ત્તા,

**પુરૂષોતમ કહાનજી ગાંધી**

જુનાગઢ.

પ્રસિધ્ધ કર્ત્તા

**નાગરદાસ પુરૂષોત્તમ ગાંધી**

લીંબડી.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯



આવૃતી પહેલી. નકલ ૧૦૦૦.

કીંમત રૂ. ૧—૪—૦

# ઉપોદ્ઘાતરૂપે બે બોલ.

કેળવણીના પ્રસિદ્ધ હિમાયતી મિ. ફ્રોએલ કહે છે કે બાળક ત્રણ વરસનું થાય ત્યારથી તેની કેળવણી શરૂ થાય છે, અને તેના એ સિદ્ધાંતને અવલંબીને તેણે કેળવણીની કિન્ડર ગાર્ટન પદ્ધતિ યોજી છે. ખરૂં જોતાં બાળકની કેળવણી તેના જન્મ સાથેજ શરૂ થાય છે. આપણામાં એક સાદી કહેણી છે કે બાળકને ઉછેરી મોટું કરવું એ 'કાચા નીંભાડા પકવવા' જેવું છે. તેની યોગ્ય માવજત એ બાળકની જીંદગીનો મહત્ત્વનો પ્રશ્ન છે કે જેના ઉપર તેના આરોગ્ય ને તેની શારીરિક સંપત્તિનો પાયો રચાયેલો હોય છે, અને આગળ વધતાં તેની કેળવણીનું મંડાણ થાય છે, દુર્ભાગ્યે આપણો સ્ત્રી વર્ગ બહુધા અભણ અને માવજતના સંસ્કારી નિયમોથી અજ્ઞાત હોય છે, એટલુંજ નહિ, પણ પુરૂષવર્ગ પણ બુદ્ધિ પૂર્વક વિચાર કરી એ નિયમોના પરિપાલનથી થતા અલભ્ય લાભો પોતાનાં બાળકોને આપી શકતો નથી. પોતાનાં બાળકો હૃદયપુષ્ટ, આનંદી, ઉત્સાહી, હિંમતવાન, બુદ્ધિશાળી ને સંસ્કારી થાય એવું દરેક માબાપ ઇચ્છે છે, પણ તેમને તેવાં બનાવવા તરફ કેટલાં માબાપોએ યથાર્થ પ્રયત્ન કર્યા હશે ? તેમને ખવડાવવા પીવડાવવામાં, સુવાડવા બેસાડવામાં નહવડાવવા ધોવડાવવામાં, પહેરાવવા ઓઢાડવામાં, બોલવા ચાલવામાં, રમતગમતમાં અને તેમની ટેવો ઘડવામાં શું શું ઇષ્ટ છે એ વાત પર કેટલાં માબાપોએ સંસ્કારી વિચારો દોડાવ્યા હશે ? અને તેના નિયમો શોધી કાઢવા તરફ, તથા બાળકોના કુદરતી સ્વભાવ અને વળણોનું નિરીક્ષણ કરી તેમને સંસ્કારવાળાં બનાવવા તરફ કેટલાંએ પોતાની બુદ્ધિનો ઘટતો વ્યય કર્યો હશે ?

બાળ સ્વભાવનાં સાદાં સુત્રો ઘણાં ખરાં આપણને સુવિદિત હોય છે, પણ તેમાંનાં કયાં કયાં આદરણીય કે કેળવવા યોગ્ય છે, અને કયાં કયાં વર્જવા કે તિરસ્કાર કરવાને પાત્ર છે, અને તેથી કયાં ઇષ્ટ કે અનિષ્ટ પરિણામો ઉદ્દભવે છે તેનું સમજુ ને કેળવાયેલાં માબાપોએ લક્ષપૂર્વક અને ઘટતી કાળજીથી અધ્યયન કરવું ઘટે છે. સુધરેલા અને દુનિઆમાં આગળ પડતા દેશોમાં આ બાબત દેશોન્નતિમાટે જેટલી મહત્ત્વની ગણવામાં આવે છે, તેટલી બીજી બાબત ભાગ્યેજ ગણાતી હશે.

સૃષ્ટિરચનામાં જેમ દરેક મનુષ્યની મુખાકૃતિ એકસરખી રાખી નથી, પણ ભિન્ન ભિન્ન રાખવામાં આવી છે, તેમ તેમનાં સ્વભાવ ને લક્ષણો પણ ભિન્ન ભિન્ન દ્રષ્ટિગોચર થાય છે, તદપિ સઘળાંને ઇંદ્રિયો ને અવયવો એકસરખી રીતે આપી એકજ વર્ગમાં મૂકવામાં આવ્યાં છે, તેવીજ રીતે દરેક બાળક ભિન્ન ભિન્ન લક્ષણોવાળું ને શારીરિક સંપત્તિવાળું ઘડાએલું હોઇ તેની માવજત અને કેળવણીના સઘળા નિયમો દરેકને એક સરખી રીતે લાગુ પાડી શકાતા નથી, પરંતુ સામાન્યત: તે બધા ઉપયોગી ને આવકારદાયક થઇ પડે છે, આ સામાન્ય સિધ્ધાંતને ધ્યાનમાં રાખી પુસ્તકરૂપે તેમને એકઠાં કરવામાં આવ્યા છે. કેળવાયેલા માબાપે તે વાંચીને હરહમેશ તેમને પોતાની નજર આગળ રાખે, અને અભણ તથા અશિક્ષિત વગને તેનું ભાન કરાવે તો આપણી ગુર્જરી પ્રજાને લાભ થાય એ આ પુસ્તકનો હેતુ છે. ખાસ કરીને આવા પ્રકારનું વાંચન આપણા સ્ત્રી વર્ગમાં છુટથી થાય એ વાત લક્ષમાં રાખી ગ્રંથકર્તાએ તેની ભાષા બની શકે તેટલી સાદી ને સહેલી રાખવા યત્ન કર્યો છે.

આ પુસ્તકના લેખક બાળ સ્વભાવના લક્ષપુર્વક અવલોકન કરનાર હતા, અને મહાન વિદ્વાનો તથા કેળવણીકારોના તત્સંબંધે લખાયેલા પુસ્તકોના ઉંડા અભ્યાસી હતા, તેવાં પુસ્તકોનું વિશાળ વાંચન અને મનન

એ તેમનો પ્રિય વિષય હતો. તેથી ગુજરાતી પ્રજાના હાથમાં એવું એક સામાન્ય વિચારોવાળું સાદી ભાષામાં લખાયેલું પુસ્તક મુકી જવાની તેમની પ્રબળ ઉત્સુકતા હતી. પોતાની જીંદગીના છેવટના ભાગમાં પણ એ ઇચ્છા બર આવેલી જોઇ તેમને સંતોષ થયો હતો, પરંતુ આખું પુસ્તક છપાઇ રહ્યા પછી અને પ્રસ્તાવના લખતા પહેલાં તેમનો સ્વર્ગવાસ થવાથી પુસ્તકનો ખરો આશય યોગ્ય ઇબારતમાં સમજાવવાની ખરી તક તો ગઇ છે. તો પણ પુસ્તક પોતે પોતાનો આશય વાચક વર્ગને બતાવી આપશે એમ ગણી વિરામવું પડે છે.

ઉપરોકત કારણને લઇ આ પુસ્તક પ્રકટ કરવામાં થયેલી ઢીલને માટે પુસ્તકના અગાઉથી થયેલા ગ્રાહકો ક્ષમા આપશે એમ આશા રાખવામાં આવે છે.



# અભિપ્રાય.

સ્વર્ગસ્થ રા. પુરૂષોત્તમ કહાનજી ગાંધી સાથેનો મ્હારો સંબંધ ઘણોજ ગાઢ અને નિકટ તથા લગભગ પચીશ વર્ષ જેટલો લાંબો છતાં તેમણે આ માબાપોને સૂચના આપનારૂં પુસ્તક લખ્યાનું મ્હારા જાણવામાં છેક, હમણાંજ આવ્યું એ મ્હને પણ જરા આશ્ચર્ય જેવું લાગે છે. અમારે અમુક વર્ષ સાથેજ કામ કરવાનું હતું. પવિત્ર ગિરનારની તળેટીથી તેનાં શિખરો સુધી કાળા પત્થરનાં પગથીઆની સીડી બાંધવાના કામ માટે નાણાં મેળવવાની યોજનામાં સેક્રેટરી તરીકે અમારી બંનેની નિમણુંક થયેલી હતી તેથી તેમના સ્વભાવનો તથા તેમની રહેણી કરણીનો મ્હને ઘણોજ સારો અનુભવ થયેલો છે તે ઉપરથી હું કહી શકું છું કે તેમના જેવા પ્રમાણિક, ઉદ્યોગી અને કાળજી, ખંત તથા એકનિષ્ઠાથી કામ કરનારા થોડાજ મળી આવે છે. ગિરનાર સંબંધે કાર્યમાં જોડાતા પહેલાં પણ તેમનું નામ મ્હેં એક પ્રસિદ્ધ લેખક તરીકે સારી રીતે સાંભળ્યું હતું અને તેમનાં કેટલાંક પુસ્તકો મ્હારા જોવામાં પણ આવ્યાં હતાં, તેમણે પોતાનો અભ્યાસ નિરંતર ચાલુજ રાખ્યો હતો અને વ્યવસાય છતાં પણ અવકાશ મેળવી પોતાનો સાહિત્ય પ્રેમ તેઓ સતત જાગૃત રાખતા.

પ્રસ્તુત વિષયને સંબંધે એટલુંજ કહેવું બસ થશે કે બાળકોની માવજત કેમ કરવી ને તેમને કેમ ઉછેરવાં તથા નાનપણથી જ્ઞાન કેમ સંપાદન કરાવવું એ વિશેની રા. ગાંધીમી માહિતી ઘણાજ ઉંચા પ્રકારની હતી. એવું સિદ્ધ કરવા માટે તેમના જ્યેષ્ઠ પુત્ર રા. નાગરદાસનુંજ દ્રષ્ટાંન્ત પુરતું છે, તેમનાં જેવી ઉંચી કેળવણી અહીં તેમજ ઇંગ્લાંડમાં રહીને મેળવી આવનાર યુવકો હાલ વિરલજ છે, અને તેવી રીતે નામના મેળવવાને તેઓ શક્તિમાન થયા તેનો યશ પ્રથમ દરજ્જે તેમના પિતાનેજ છે.

આ પુસ્તક ઉપરથી જોઇ જનારને પણ એમ લાગ્યા વિના નહિ રહે કે માબાપોએ બાળકોને નિરોગી, સબળ તથા સદબુદ્ધિવાળાં

બનાવવા માટે જે જે બાબતો ઉપર ધ્યાન આપવાની જરૂર છે તે સર્વ તેમાં ઘણીજ સરલ ભાષામાં વર્ણવવામાં આવી છે ને તેથી આપણી આધુનિક ગૃહિણીઓ પણ તેનો લાભ યથેચ્છ લઇ શકે તેમ છે. બાળકોને ઉછેરવામાં માતાએ તેમજ પિતાએ બંનેએ સારી સંભાળ રાખવાની છે અને તેમાંના એકનેજ માથે જો તે કામ રાખવામાં આવે તો તે યથેષ્ટ થઇ શકેજ નહિ. માતાનું ગૃહવ્યવસ્થાનું કામ એટલું બધું જોખમભરેલું છે કે તેમાંજ તેનો ઘણો કાળ વ્યતીત થાય છે, તેમાં વળી બાળકની પ્રકૃતિ અસ્વસ્થ હોય ત્યારે તો તેના શ્રમનું પુછવુંજ શું ? આવે સમયે પિતાએ પણ તે શ્રમમાં ભાગ લઇને તેને આરામ આપવો ઘટે છે. તે વિના ગૃહસૂત્ર પણ યથેચ્છ ચાલી શકે નહિ. બાળકો ભવિષ્યની પ્રજાનાં બીજરૂપ હોવાથી તેમના સંવર્ધન માટે જેટલી કાળજી રખાય તેટલી સમસ્ત દેશના હિતને માટેજ છે, અને જે દેશમાં આ પ્રમાણે વિશેષ કાળજી રાખવામાં આવે છે ત્યાંની પ્રજા આપણા કરતાં કેટલી આગળ વધતી છે તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ તેથી સ્વદેશની ઉન્નતિ અને પ્રગતિ માટે પણ તેની ભાવી પ્રજાને સંભાળથી પાળી પોષીને મોટી કરવાનો તથા તેને સર્વ દુર્ગુણથી દૂર રાખી સન્માર્ગે પ્રવૃત્ત કરાવવાનો આપણો ધર્મ છે તે અનુસાર વર્તન કરવાનો બોધ આવાં પુસ્તકોદ્વારા સરળતાથી મળી શકે છે તેથી આશા રાખવામાં આવે છે કે વાચક વર્ગ આ અતિ ઉપયોગી ગ્રંથને વધાવી લેશે ને તેના સહાય્યથી એક પણ બાળકનું હિત સધાશે તથા તે પોતાના કુળની અને દેશની ખ્યાતિમાં વૃદ્ધિ કરનાર નીવડશે તો આપણા ગ્રંથકર્તાનો પરિશ્રમ સફળ થયો મનાશે.

ફિશર નામના વિદ્વાન્ લખે છે કે બાળકને કેળવણી આપનારે પોતેજ પરિપૂર્ણ રીતે સરલ અને સ્વાભાવિક વર્તન રાખવાની આવશ્યકતા છે, બાળકોમાં ગુપ્ત શક્તિ એવી રહેલી છે કે તેઓ ગુરૂ જનના

મનની સત્વર પરીક્ષા કરી શકે છે અને તેઓ જરાપણ ઢોંગ કરવા જાય તો તે ઓળખી કાઢે છે.

વળી બાળકોને કેળવવામાં માતાપિતાએ તેમજ ગુરૂઓએ એટલી કાળજી રાખવાની જરૂર છે કે જે વિશયનું તેમને જ્ઞાન આપવું હોય તે તેમને રૂચિકર થઇ પડે એવા રૂપમાં તેમના પાસે મુકવો કે જેથી તેઓને આનંદ સાથે બોધ મળે. બાળકો હસતાં રમતાં જાય અને ગમત કરતાં હોય તેવી સ્થિતિમાં તેમને દેવાનો બોધ વિશેષ હૃદયગ્રાહી નીવડે છે શિક્ષકનું પોતાનું સર્વથી અગત્યનું કામ એ છે કે વિદ્યાર્થીઓને રસ કેમ ઉપજે તે જાણવું. તેમને કંટાળો આવે એવી રીતે જે કાંઇ કહેવામાં આવે તે તેમના મગજ ઉપર અસર કરી શકતું નથી.

વળી બાળકોમાં જિજ્ઞાસા રૂપી પ્રભુની પ્રસાદી વિશેષ હોય છે, તેને તૃપ્ત કરવી એ પણ શિક્ષકનું કર્તવ્ય છે. જે કંઇ પ્રશ્નો તેઓ પુછે તેનો ઉત્તર બનતાં સુધી તેમને સંતોષકારક મળે એવી ગોઠવણ થવી જોઇએ. તેમને પ્રશ્ન કરતા રોકી દેવાં એ તેમની બુદ્ધિનો વિકાસ બંધ પાડવા બરાબર છે. આવું રસિક શિક્ષણ આપવાને શક્તિમાન થવા માટે માતાપિતાએ તેમજ શિક્ષકોએ પોતે સાહિત્યના પ્રેમી થવું જોઇએ. પ્રતિદિવસ નવું નવું જાણવામાં આવે તોજ બાળકને તે સમજાવી તેમના જિજ્ઞાસા તૃપ્ત કરી શકાય. શિક્ષકના કરતાં બાળક નાનું છે તેથી તેની બુદ્ધિ પણ પોતાના કરતાં ઉતરતી છે એવી માન્યતા જો કોઇ શિક્ષક રાખતો હોય તો તે ભૂલ ભરેલું છે. ભાવિ પ્રજામાં આજનું બાળક કેવી પ્રગતિ પામશે અને કેવો " વેશ " ભજવશે તે આજથી કંઇ કળી શકાતું નથી માટે તેના નૈસર્ગિક મનો—બળને માન આપીને સર્વેએ વર્તવાની અપેક્ષા રહે છે. આપણને ઐતિહાસિક વૃતાન્તોની ચાર તારીખો આવડતી હોય ને બાળકને ન આવડતી હોય તેથી તેનું મગજ

આપણા કરતાં ઉતરતું માનવું એ મૂર્ખાઇ છે. ઘણે અંશે તો તેથી વિપરીતજ હોય છે.

આ સિધ્ધાંતો સર્વ-માન્ય છે અને તેને અનુસરીને જે માતાપિતા પોતાનાં બાળકોને બચપણથીજ ઉછેરવાનું ધ્યાનમાં રાખશે તેઓ તેનાં વાસ્તવિક હિત કર્તા થઇ પડશે.

રા. પુરૂષોત્તમભાઇની ઘણી સુચનાઓ આવીજ ઉપયોગી છે તેથી વાચકોને લાભકારક થઇ પડશેજ એવી હું આશા રાખું છું.

**જુનાગઢ** તા. ૨૨ મી જાન્યુઆરી ૧૯૧૯.

**છગનલાલ હરિલાલ.**



# અનુક્રમણિકા.

| વિષયનું નામ. | પૃષ્ઠાંક. |
| --- | --- |

**વિષયનું નામ.** **પૃષ્ટાંક.**

**વિષયનું નામ.** **પૃષ્ઠાંક.**





# વેચવાના પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| શ્રી શંકર દિગ્વિજય ... ... ... ... | ૪-૬-૦ |
| શ્રી જીવન્મુક્તિ વિવેક ભાષાંતર ... ... ... | ૧-૪-૦ |
| શ્રી યોગ કૌસ્તુભ ... ... ... ... | ૬-૮-૦ |
| સાંખ્ય દર્શન ... ... ... ... ... | ૧-૪-૦ |
| રમૂજ માળા ... ... ... ... ... | ૧-૪-૦ |
| યોગ પ્રભાકર ... ... ... ... ... | ૦-૩-૦ |
| કંજુસના કર્મની કહાણીઓ... ... ... ... | ૦-૬-૦ |
| મોતીની માળા ... ... ... ... ... | ૦-૬-૦ |
| મિત્રતા વિષે નિબંધ ... ... ... ... | ૦-૬-૬ |

મહાલક્ષ્મી રોડ.

લીંબડી.



કાહાનજી સુંદરજી રોઠ.

# બાળકની માવજત અને કેળવણી વિષે માબાપને સૂચના.

## બચ્ચું.

બચ્ચું, બાળક કે ફરજંદ એ બોલ કેટલો બધો પ્રિય, પવિત્ર, મનમોહક અને મધુરો છે! બચપણની જીંદગી સૌથી વધારે નિર્મળ, વધારે સુખી તથા વધારે સરળ છે. એના સરખો નિખાલસ આનંદ બીજે કોઈ પણ ઠેકાણેથી પ્રાપ્ત થતો ન હોવાથી બચ્ચાના જન્મથી માતા મલકાયછે, અને પિતા હરખાયછે. નવું જન્મેલું બચ્ચું માબાપના ચહેરાપર નવી રોશની આણેછે, તેઓનું અંતઃકરણ હર્ષના ઉભરાથી આકર્ષેછે તથા તેમાં આશાનું નવીન કિરણ પ્રકટેછે.

બાળક, એ ખરેખર પ્યારની પ્રત્યક્ષ મુર્તિ અને આનંદનો અખૂટ ઝરો છે. "**गृह रत्नानि बालका:**" ઘરનું તે એમૂલું રત્ન છે. બચ્ચું માત પિતાની મોટી મોજ છે, મગરૂરી છે, દોલત છે, દુનિયાં છે, ઉમેદ છે, દિલાસો છે, વિશ્રામ ને સુખસંતોષનું સ્થાન છે તેમજ ભવિષ્યનો અનન્ય આધાર છે—ટેકો છે. ફરજંદ એ માબાપના તનની, મનની, પ્રકૃતિની તાદ્દશ્ય પ્રતિમા હોવાથી તેને નેહથી નિહાળીને, તેનું મંદહાસ્ય જોઈને, તેમજ તેના કાલા, તોતડા ને પ્રેમમય બોલ સાંભળીને કર્ણ પવિત્ર થતાં તેઓ સ્નેહની અપૂર્વ લાગણી અને

ઉમળકાથી સ્નેહઘેલાં થાયછે, પોતાનાં દુ:ખ વિસરી જાયછે અને પોતાનો અવતાર સફળ માની લેછે!

બચ્ચું એ માબાપના દંપતી તરીકેના પરસ્પરના પ્રેમભાવના, પ્રેમગ્રંથીના પ્રકટ પરિણામરૂપ, આદર્શરૂપ, સાક્ષીરૂપ છે; વળી તે એક બીજાના સ્નેહને ગાઢો અને સુદૃઢ કરનાર સાધનરૂપ પણ છે.

પોતાને ત્યાં બચ્ચાનો જન્મ થવાથી દંપતી તરીકેની તેમની સ્થિતિ કાયમ રહ્યા ઉપરાંત માત તાત તરીકેની તેમની જીંદગીની શરૂઆત થાયછે.

પોતાનું બાળક કદાપિ કાંઇ દોષવાળું હોય, બુદ્ધિહીન હોય, ગાંડું ઘેલું, લુલું લંગડું, અથવા બીજાના મનથી કુરૂપ લાગતું હોય તોપણ પોતીકા બચ્ચાને ઇનસાન જાત સ્વાભાવિક રીતે સા કરતાં વિશેષ ચાહેછે, તેના મુખમાંથી પડતા બોલ ઝીલેછે, તેને માટે ગમે તેટલો રંજ ઉઠાવેછે, જંજાળ અને મુસિબત ભોગવેછે, ઉજાગરા કરેછે, પ્રાણ પાથરેછે અને તે ચિરંજીવી રહે એમ પ્રભુને પ્રાર્થેછે.

એવું આનંદસ્વરૂપ નાનકડું બચ્ચું, કે જેને આ દુનિયાંના છળની, કળની, કુડની, કપટની, કીનાની, માયાની, મોહની, માનની, અપમાનની, લોભની, પાપની, તેમજ ફિકર કે ચિંતાની સ્વપ્ને પણ ખબર કે ખ્યાલ નથી; જે કોઇનું બુરૂં કરતું નથી, તેમ બુરૂં ઇચ્છતું પણ નથી, જેને મનથી ધૂળ, પથર, અને પૈસો એ સરખાંજ છે, જે સમદર્શી છે, ભાવનુંજ ભૂખ્યું અને પ્યારનુંજ તરસ્યું છે, જે આ દુનિયાંના ફીરસ્તા સરખું છે, તેને નિરખીને, તેડીને, રમાડીને અથવા ચુંબન કરીને હૃદયમાં સંતોષાનંદ કોને નહીં સ્ફુરે?

રાય અને રંક સૌને પોતાનું બચ્ચું સરખું વહાલું લાગેછે; પારકાનું સુઘડ બચ્ચું હોય તેના ઉપર પણ સ્વાભાવિક રીતે હેત ઉપજ્યા વગર રહેતું નથી.

બચ્ચાંની સામે કોઇ હસે તો તે હસેછે, અથવા કોઇ રડે તો તે રડવા માંડેછે. તે એક પ્રકારના અરીસારૂપ છે. તેનું અંતઃકરણ મીણના સરખું મુદ્રાગ્રાહી છે; મતલબ તેનામાં જે પ્રકારનું પ્રતિબિંબ પાડવાની યોગ્ય તજવીજ થાય તેનું પ્રતિબિંબ સત્વર અને સહેલાઇથી પાડી શકાયછે.

પોતાનું બાળક દિન પ્રતિદિન ગમે તેટલું મોટું થાય તથા તે ગમે તેટલી લાજ આબરૂ, માન મરતબો ને મોટાઇ પામે તેમજ પુષ્કળ પૈસો અને ઉચ્ચ પદવી વગેરે પ્રાપ્ત કરે તોપણ માબાપનાં મનથી તો તે સદા બચ્ચું જ છે !

આ સૃષ્ટિમાં સંસારીને વિવિધ પ્રકારનાં બીજાં ગમે તેટલાં સુખ અને વૈભવ સંપાદન થયેલ હોય, પરંતુ તેને ત્યાં જો એક પણ સંતાન હયાત ન હોય તો તેને મનથી દશેદિશા શૂન્યકાર સરખી અને પોતાની જીંદગી લુખી, સુકી ને તુચ્છ જેવી જણાયછે. સંતાન વગરનું પોતાનું ઘર સ્મશાન સરખું ભાસેછે, અને વાંઝીયાપણાને મહાન્ શ્રાપ સમાન તે ગણેછે.

એ મુજબ નસંતાનપણાની–સ્થિતિ વાંઝીયામેણું મનુષ્યને સામાન્ય રીતે જોતાં એટલું બધું અસહ્ય લાગતું હોવાથી કોઇ કોઇ પુરૂષો પોતાના આર્થિક સ્થિતિ અને શરીરસંપત્તિ જો સાનુકુળ હોય તો સંતાનની–દીકરાની ખોટે એક બૈરી હયાત છતાં બીજી બૈરી કરેછે, અને તેને પણ જો અમુક મુદતમાં કાંઇ સંતાન ન સાંપડે તો તેમાંના કોઇ એથી પણ વધારે સ્ત્રી કરવાનો સાહસ ખેડેછે. એ પ્રમાણે આંધળિયો સાહસ ઉડાવ્યા છતાં પણ જો તેમને કાંઇ સંતતિ ન સાંપડે તો બીજા કોઇ પણ પ્રકારે તેમનાં હૃદયમાં શાંતિ કદી થતી નથી, તેમનાં તલપાપડ થતાં મન સર્વદા અને સર્વથા બેચેન ને ઉદાસ રહ્યા કરેછે. તે બિચારાં દિવસ–રાત એવી ઝંખના કર્યા કરેછે કે કદાપિ દીકરો નહીં તો શોભતી કન્યા, અને તેમ પણ નહીં તો છેવટ

લુલી લંગડી એકાદ દીકરી પણ પોતાને ત્યાં અવતરે તોપણ ઠીક, કે જેથી આ સંસારનો કાંઇ પણ લ્હાવો લેવાનો પોતાને માંગલિક અવસર મળે.

આ પ્રમાણે આપણા દેશમાં અસંખ્ય મનુષ્યોનાં મનની દુ:ખદાયક સ્થિતિ થઇ પડતી હોવાથી, પોતાને ત્યાં પુત્ર ન હોય તે 'પુત્' નામના નરકથી પોતાને બચાવવા માટે, પોતાના પૈસા ટકાનો પાછળથી પોતાના પુત્ર રૂપી વારસ તરીકે ભોગવટો લેનાર મળવા માટે, તેમજ એવા વારસને પોતાની હયાતીમાં નાના પ્રકારનાં મનગમતાં વસ્ત્રાલંકાર પહેરાવી ઓઢાડી આ સંસારનો લ્હાવો લેવા માટે, પોતાનો વંશ ને પોતાનું નામ પાછળથી કાયમ રહેવા માટે પોતાને ત્યાં જન્મેલા પુત્રને અભાવે શ્રીમંત લોકો પોતાના કોઇ સગાસંબંધીમાંથી દત્તપુત્ર કરી લેવાની તજવીજ કરેછે; અને કદાપિ કંઇ કારણસર તે પ્રમાણે કરવાની તક ન મળે તો પછી બીજા કોઇ ઓળખીના પાળખીતાના પુત્રને ખોળે લેવાનું બને તો તેમ કરેછે, અને તેમ કરવું પણ અશક્ય હોય તો તેને માત્ર પોતાને ત્યાં રાખી મનગમતાં લાડ લડાવીને પોતાની હોંશ અમુક દરજ્જે પુરી કરેછે, અને તેવો પણ અભાગ્યે યોગ ન મળે તો કોઇ બીનવારસી છોકરો કોઇ ઠેકાણેથી મેળવીને અથવા છેવટ કોઇની પાસેથી વેચાતો લેઇને તેને પોતાના પેટના દીકરાની પેઠે સારી રીતે પાળેછે, પોષેછે અને એ પ્રમાણે "પારકે પુત્રે સપુત્રા" પોતાને માની લઇને ઓરીઓ વીતાડેછે! કેટલાક પૈસાદાર વિધવાઓ પણ કોઇ સગા સંબંધીના દીકરાને ખોળે લેઇને મનવાંછિત લ્હાવ લે છે.

માત્ર સંસારીઓનેજ એ પ્રમાણે સંતાનની અતિ અપેક્ષા રહેછે, અને ત્યાગીઓમાં પોતાનું નામ ખપાવનાર તમામ એવી અપેક્ષા રહિત હોયછે એમ કાંઇ હમેશ જોવામાં આવતું નથી. સાધુ એવું નામ ધરાવનારા તથા આ સંસાર અસાર છે એવો અહોનીશ બોધ આપનારાઓ પણ ચેલા, ચેલી રૂપે પુત્ર કે પુત્રી મેળવવાની પ્રકટ અથવા ગુપ્તપણે અતિશય આકાંક્ષા રાખીને

તે સંપાદન કરવા સારૂ ઘણી ખટપટ કરી રહ્યા હોય એવા કેટલાંએક નામધારી સાધુ સાધ્વીઓ પણ જોવા જાણવામાં આવેછે.

ફરજંદને અભાવે દંપતી પોતાનું જીવતર વૃથા સમજેછે, તેથી પોતાને સંતતિ સાંપડવા માટે વખતોવખત અને વિધવિધ પ્રકારના યત્ન તથા ઉપાય કરવામાં તે કવચિતજ કચાસ રાખતા જોવામાં આવેછે.

દીકરા દેવને પણ ઘણા દુર્લભ મનાતા હોવાથી પ્રાચીન કાળમાં કેટલાક અપુત્ર નૃપતિઓ અને ધનાઢ્ય ગૃહસ્થો લાંબી મુદત સુધી વિકટ ને નિર્જન વનમાં વસીને દેવ દેવીઓને ઘોર તપશ્ચર્યા વડે તુષ્યમાન કરીને પોતાને પુત્ર પ્રાપ્તિ થવા માટે વર માગતા હતા એવું શાસ્ત્રદ્વારા જાણવામાં આવેછે. હાલના વખતમાં પણ સંતતિહીન મનુષ્ય પોતાને ત્યાં પારણું બંધાવાનો પ્રસંગ મળવા માટે ઇશ્વરને યાચના કર્યા કરેછે. કોઇ ચંડીપાઠ સરખાં સ્તોત્રો ભણાવેછે તો કોઇ નારાયણબલિ સરાવેછે. કોઇ ગ્રહ શાંતિ તો કોઇ બીજા તાંત્રિક પ્રયોગો બ્રાહ્મણો પાસે કરાવેછે, કોઇ પોતાના મનોરથ પાર પાડવા માટે દેવદેવીઓ, પીર પેગમ્બર વગેરેને અમુક અમુક પ્રકારનો ભોગ ધરવાની બાધા આખડી લેછે. કોઇ સ્ત્રીઓ બાવા કે ફકીર વગેરે પાસે દોરાધાગા કરાવેછે. કોઇ ભુવા, ગોરજી વગેરે પાસે માદળીયાં મંત્રાવીને બાંધેછે, કોઇ પથરા એટલા દેવ કરેછે, કોઇ અમુક પ્રકારની દવા અથવા માત્રા ખાયછે, તો કોઇ એકટાણાં, ઉપવાસ અથવા એવાં બીજાં ભિન્ન ભિન્ન પ્રકારનાં વ્રત કરેછે. એ રીતે જેને જે પ્રમાણે સલાહ મળે, જે મુજબ મનને રૂચે તેવી જાતના ઇલાજ અજમાવવા પાછળ ઇન્તેજારીથી દોડધામ તેમજ તેને અંગે પોતાની શક્તિ અનુસાર પૈસાનો છૂટથી વ્યય કરવામાં પાછી પાની કરતાં નથી.

દંપતીમાં પુરુષને પિતા થવાની જેટલી હોંશ હોયછે તેથી ઘણી વિશેષ હોંશ ને ઉમેદ સ્ત્રીને માતાનું પદ પ્રાપ્ત કરવાની હોયછે.

પોતાને ત્યાં ફરજંદ થયેલ ન હોય ત્યારે તે થવાની માબાપને જેટલી ઉલટ અને જેટલી ઇન્તેજારી હોયછે, તેટલીજ પછી તેના સંબંધમાં બેદરકાર તેની પ્રાપ્તિ થયા પછી તેમનામાં જોવામાં આવેછે.

પ્રત્યેક માબાપ પોતાને ત્યાં સંતાન સાંપડવાથી પોતાને પુણ્યશાળી માનેછે, અને પોતાનાં નસીબ ઉઘડ્યાં સમજેછે. તે નસીબ પાછાં બીડાઈ ન જાય–બંધ થઇ ન જાય તે માટે પુરતી કાળજી અને ફિકર રાખવી જોઇએ. માત્ર પોતાને ત્યાં સંતતિ થયાથી જ પાર પડ્યા, કૃતાર્થ થયા એમ સમજી બેસવું જોઇતું નથી; પણ બાળક પ્રત્યે પોતાનું કર્ત્તવ્ય કર્મ શું, તેના સંબંધમાં પોતાની જવાબદારી તથા જોખમદારી કેટલી અને તે શા પ્રકારની છે તે સમજવાની વખત સર ખંત રાખી તે પ્રમાણે વર્ત્તવું જોઇએ, કેમકે બાળકનું જીવવું અથવા મરવું, તેની નીતિ સુધરવી કે બગડવી, તેનું જીવન દેશને ઉપયોગી કે નિરુ-પયોગી થવું તે વગેરેનો મુખ્ય આધાર તેને મૂળથી જે પદ્ધતિએ ઉછેરવામાં આવે, કેળવવામાં આવે તે ઉપર અવલંબી રહેલછે. તેમની બરાબર માવજતનું કામ તેમજ તેમને યોગ્ય પ્રકારે કેળવવાનું કામ થોડું ઉપયોગી કે થોડું કિંમતી નથી, તેથી તે વિષેની માહિતી અગાઉથી મેળવી લેવાની ખાસ જરૂર છે.

બાળક દીકરા એ ભવિષ્યના પુરુષ છે, પિતા છે; અને બાળક દીકરી એ ભવિષ્યની સ્ત્રી છે, માતા છે.

ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારે પુરુષાર્થનો આધાર તનની આસ્તિ તથા દુરસ્તી ઉપર રહેલોછે. "પહેલું સુખ તે જાતે નર્યા" એ કહેવત કદી પણ ભૂલવી જોઇતી નથી. નીરોગી શરીર હોય તોજ મન નિર્વિકારી રહી શકેછે, બુદ્ધિ બરાબર ખીલી શકેછે, ગમે તેવો મહેનતવાળો ધંધો થઇ શકેછે, આફત આવે તો તે વેઠી શકાયછે તેમજ દેશને ઉપયોગી થઇ શકાયછે. હિંમત અને સાહસનો આધાર પણ શારીરિક

બળ ઉપર રહેલોછે. દુર્બળ માણસ દુનિયાંને થોડાજ ઉપયોગી થઇ શકેછે. શરીરસંપત્તિ સમાન બીજી કોઇ સંપત્તિ નથી.

બચ્ચું આ દુનિયાંમાં સારૂં અથવા નરતું થઇને જન્મ્યું નથી; મતલબ જન્મથી તે સદ્‌ગુણી કે દુર્ગુણી હોતું નથી, પરંતુ પ્રસંગ મળ્યા પ્રમાણે સારૂં અથવા નરસું થઇ શકે તેવા સંભવવાળું છે. તે સદા બાળક રહેવા માટે આવેલું નથી, પણ ઉત્તમ થવા માટે અવતર્યું છે: તેને જો ઉચ્ચ ભૂમિકા ઉપર ચડાવવાનો યથાર્થ પ્રયત્ન વખતસર કરવામાં ન આવે તો પછી તે નીચી ભૂમિકા તરફ ઘણી વાર ઢળી પડેછે, એ વાત માબાપે સદા લક્ષમાં રાખી તેને આરોગ્ય રાખવા તથા તેને લાયક કેળવણી આપીને જમાનાને અનુકુળ બનાવવા માટે સદા યત્નશીલ રહેવું જોઇએ; પણ થવાનું હશે તેમ થશે એવું માનીને દૈવ કે નસીબને ભરોસે બેસી રહેવું ન જોઇએ.

પ્રખ્યાત લુથરનો શિક્ષક ટ્રેવનીયાસ શાળામાં બાળકો પાસે તેમને માન આપવા માટે ઉઘાડે માથે જતો અને કહેતો કે “ કોણ જાણે કે તેઓ ભવિષ્યના કોણ હશે ! કદાચ તેમનામાં કોઇ તત્ત્વજ્ઞાની, મહાન્ પુરૂષ અથવા દેશનો રાજા થાય એવો પણ કેમ ન હોય ? ”

# ઉંઘ.

ઉંઘ એ કુદરતનો એક ઉત્તમ આશીર્વાદ છે, સૃષ્ટિની પ્યારી ધાવ છે, મધુરી મૈયા છે. ઉંઘ એ પ્રાણીને આરોગ્ય અર્પનાર જડીબુટી છે. ઉંઘ એ તન્દુરસ્તીનું બીજું નામ છે, અર્થાત્ ઉંઘ એ તનદુરસ્તી છે અને તનદુરસ્તી એ ઉંઘ છે; એટલે ઉંઘ વગર તનદુરસ્તી નહીં અને તનદુરસ્તી વગર ઉંઘ નહીં. ઉંઘ જ્યારે આવતી નથી ત્યારે જ તેનું અમૂલ્યપણું યથાર્થ સમજાયછે.

ઉંઘ માણસને નવું જોર અને નવી જીંદગી અર્પેછે. મગજને શાંતિ બક્ષેછે. ઉંઘ એ જેમ સાજાં તેમ માંદાંનાં તનમનને ઘણો આરામ પમાડેછે. ઉંઘના સરખો આરામ બીજા કશાથી મળી શકતો નથી. ઉંઘના સરખું ઉત્તમ સુખ બીજું એક પણ નથી, કેમકે દુનિયાંની અનેક પ્રકારની ફિકરચિંતાનું તેટલીવાર નીવારણ થાયછે. શરીરની તનદુરસ્તી માટે જેમ મનુષ્યને તેમ બીજાં પશુ પંખી અને જીવ જંતુને પણ ઉંઘની આવશ્યકતા છે. ખોરાક વગર જેટલા દિવસ ચાલે તેટલા દિવસ ઉંઘ વગર ચાલી શકે નહીં. ખોરાકની ભૂખ અમુક વખત સુધી વેઠાય પણ તેટલા વખત સુધી ઉંઘની ભૂખ સહેલાઇથી સહન થઇ શકે નહીં.

માણુસની જીંદગીનો આશરે ત્રીજો ભાગ ઉંઘવામાં અને બીછાનામાં વ્યતિત થાયછે.

તુરતનું જન્મેલું બચ્ચું જો તનદુરસ્ત હોયછે તો તે પ્રથમનાં થોડાં અઠવાડિયાં સુધી ઘણો વખત ઉંઘ્યા જ કરેછે. બાળકનું શરીર કદમાં વધવા માટે તથા તેની ખીલવટ થવા માટે વધારે આરામની અગત્ય હોવાથી કુદરતે તેને વધારે ઉંઘ આપેલીછે. શરીર આરોગ્ય હોય અને ફિકર તો સ્વપ્ને પણ નજ હોય એટલે ઘણા વખત સુધી

ઘસઘસાટ ઉંઘ્યા કરેછે. બાળક જેમ વધારે વખત ઉંઘે તેમ પુષ્ટ થાયછે. થોડા વખત ઉંઘે તો દુર્બળ રહેછે, અને વખતે માંદું પણ પડેછે. માટે તેને પૂરતી ઉંઘ લેવા દેવી જોઇએ. જેમ ગાઢ નિદ્રા તેમ વધારે આરામ મળેછે. સારી ઉંઘ એ સારી સુખાકારીની નિશાની છે. બચ્ચું જેમ ઉમરે વધતું જાયછે તેમ ઉંઘ કુદરતી રીતે ઓછી થતી જાયછે.

બચ્ચું ભૂખ્યું થયું હશે એમ ધારીને તેને કદી કાચી ઉંઘમાંથી ઉઠાડવું નહીં. ભૂખ લાગી હશે તો ઉંઘમાંથી જાગીને અને રડીને પણ ધાવવાનું માગવાને કુદરતે તેને મૂળથીજ શીખવી મૂક્યું છે ! બીમારીને વખતે તેને દવા પાવા પણ ઉંઘમાંથી ખાસ જગાડવું નહીં, કેમકે તે દવાના સેવન કરતાં નિદ્રાનું સેવન તેને વધારે ગુણકારી થઇ પડેછે.

નાના બાળકને દિવસના વખતે ખુલ્લી હવામાં ઉંઘવા દેવાથી તેના તનદુરસ્તી વધેછે. તેના સૂવાના ઓરડાની બધી બારીઓ દિવસના વખતમાં ખુલ્લી રાખવી જોઇએ કે જેથી તેમાં તાજી હવાની આવ જા છૂટથી થઇ શકે. જો ઓરડામાં સૂર્યનાં કિરણ પડતાં હોય તો તેથી ત્યાંની હવા વધારે સુધરેછે. તાજી હવાથી ઉંઘ ઘણી સારી આવેછે. સૂવાના ઓરડામાં ભીનાં વસ્ત્ર સુકાવવાં નહીં ; ન્હાવા ધોવાનું પણ તેમાં રાખવું નહીં; તેમજ ન જોઇતો ઘણો સામાન તેમાં ભરી રાખીને હવાનો રોધ કરવો નહીં. ઝાડવાનાં કુંડાં પણ રાખવાં નહીં, કેમકે તેમાંથી રાત્રે ઝેરી હવા નીકળેછે.

બચ્ચું જ્યારે રડતું હોય અથવા તે કોચવાએલું હોય ત્યારે બાઉ આવ્યો, બાવો આવ્યો, બિલાડી આવી, ઘોઘો આવ્યો તે તને ઉપાડી જશે એવી રીતે તેને બીવરાવીને સુવાડવું નહીં, કેમકે તેથી તેને સારી નિદ્રા આવતી નથી. બચ્ચાંને જો હસાવી રમાડીને, ખુશી કરીને સુવાડશો તો તેને મીઠી નિદ્રા આવશે, તથા તેના તન અને મનને તેથી સારી રીતે આરામ મળશે.

**હીંચકાવવું**---બાળકને ઘોડીઆ અથવા પારણામાં નાખી ઘણીવાર સુધી હીંચકાવ્યા કરવાથી તેને સ્વાભાવિક નિદ્રા આવતી નથી. કૃત્રિમ જેવી નિદ્રા આવેછે તેથી તેના તન મનને જોઇએ તેવો આરામ મળતો નથી; વળી બહુ મોટા હીંચકા નાખ્યા કરવાથી તેના મગજ તથા પાચનશક્તિ ઉપર માઠી અસર થાયછે, માટે તેને તેવી ખરાબ ટેવ કદી પાડવી નહીં. ધવરાવીને તરત સુવાડ્યા પછી મોટા હીંચકા નાખવા નહીં, તેમ બનતા સુધી ઝાઝી વાર સુધી હીંચકાવ્યા કરવું નહીં. બાળકને મૂળથી જેવી ટેવ પાડે તેવી પડશે. હીંચકાવ્યાની ટેવ પાડશે તો તે પછી હીંચકાવ્યા વિના ઉંઘશે નહીં. બાળકને ઘોડીઆ કે પારણાનો બીલકુલ અનુભવ કરાવ્યા વગર ઉછેરવામાં આવે તોપણ તે સારી રીતે ઉછરી શકેછે, અને તેમાં કશી પણ અડચણ આવતી નથી. મારા પૌત્ર ઇન્દુલાલને એજ રીતે એટલે ઘોડીઆ કે પારણાનો બીલકુલ અનુભવ કરાવ્યા વિના ઉછેરવામાં આવેલછે.

ઘોડીઆ કરતાં પારણા વધારે પસંદ કરવા લાયક છે, કેમકે તેમાં બચ્ચું મોકળાશથી સૂઇ શકેછે. ઘોડીઆ અને પારણામાં માંકડ વગેરેનો ઉપદ્રવ હોવો ન જોઇએ. માખી, મચ્છર, ડાંસ વગેરેથી બાળકને સૂતી વખત અડચણ થતી હોય તો આછા કપડાની મચ્છરદાની ઘોડીઆ કે પારણાપર રાખવી જોઇએ.

એકજ પારણામાં અથવા એકજ બીછાનામાં બાળકને ભેગાં સૂવાડવાં નહીં. જૂદાં જૂદાં સૂવાડવાં જોઇએ. બચ્ચું આશરે ત્રણ માસનું થાય ત્યાં સુધી તેને ગરમી મળવા માટે માના પાસામાં સૂવાની જરૂર છે. તેટલી મુદત પછી માએ તેને જૂદું સૂવાડવું જોઇએ. બીમાર માણસની પાસે બચ્ચાને સૂવાડવું નહીં જોઇએ.

બચ્ચાંને બહુ ગરમ હવામાં સૂવાડવું નહીં. સૂતી વખત ઓરડામાં બળતી સગડી કે કાંઇ પણ બળતો પદાર્થ રાખવો નહીં. ઓરડામાં જેમ અંધારૂં હોય તેમ ઉંઘ સારી આવેછે, માટે તેમાં દીવો

રામ કરીને સૂવાડવું એ ફાયદાકારક છે. દીવો રાખવાની કાંઇ કારણથી જરૂર હોય તો તેનો પ્રકાશ બચ્ચાની આંખ સામે ન આવે તેવે ઠેકાણે તે રાખવો જોઇએ.

બચ્ચાને સૂવાડ્યા પછી તેની પાસે કાંઇ ઘોંઘાટ થવા દેવો નહીં, અથવા ત્યાં કોઇને જોરથી બૂમ પાડવા દેવી નહીં, કેમકે તેથી બચ્ચું ઉંઘમાંથી ચોંકેછે, અથવા કાચી ઉંઘમાંથી જાગી ઉઠેછે.

હીંચકાવતાં અવાજ થતો હોય તો તેના ઘોડીઆ અથવા પારણાના નકુચાને તેલ લગાડવું જોઇએ.

ઉંઘતી વખત બાળકના શરીરપર પવનના ઝપાટા આવે તેવે સ્થળે તેને કદી સૂવાડવું નહીં જોઇએ.

ઠંડીના દિવસ હોય તો ગરમ, સુંવાળું તથા બહુ ઓછા વજનવાળું કપડું તેના શરીરપર ઓઢાડવું.

બાળકને તેના નાક અને મોઢાપર કપડું ઓઢાડીને કદી સૂવાડવું નહીં કેમકે તેથી તેનાથી છૂટથી દમ લેઇ શકાતો નથી. બહુ કપડાં પહેરાવીને પણ સૂવાડવું નહીં, કે જેથી તેને પરસેવો અને અકળામણ થાય; તેમ કપડાં તદ્દન કાઢી નાખીને પણ સૂવાડવું નહીં, કે જેથી તેને ઠંડી લાગે. બહુજ ઉંચા ઓશીકા ઉપર માથું રખાવીને બાળકને સૂવાડવું નહીં, તેમજ સુતી વખત બાળકની પથારીમાં વધારે પડતાં કપડાં રાખવાં નહીં. સૂતી વખત સ્વચ્છ, સુંવાળું, ને વજને ઘણું હલકું હોય તેવું બદન પહેરાવવું જોઇએ.

બાળક કોઇવાર એક પડખે, કોઇવાર બીજે પડખે, તો કોઇવાર પીઠપર સૂએ તેવી તેને ટેવ પાડવી જોઇએ, તેમજ તેને બરાબર સીધું સુવાડતા રહેવું જોઇએ, વાકુંટીકું સુવાડ્યા કરવાથી તેનું શરીર વખતે બુંધું કે બેડોળ થઇ જવાનો સંભવ છે.

બહુ મોટા છોકરા તથા મોટી છોકરીઓના સૂવાના ઓરડા જૂદા રાખવા એ સલાહકારક છે, તેમ જો ન બને તો તેમના બીછાના વચ્ચે પડદા રાખવા જોઇએ.

બાળકને જ્યાં સુધી નિશાળે બેસાડ્યું ન હોય અથવા સવારમાં તેની પાસેથી કાંઇ કામકાજ લેવાતું ન હોય તેવી સ્થિતિમાં માબાપ બનતા સુધી તે સૂએ ત્યાં સુધી તેને સૂવા દેછે, પણ તેને જ્યારે નિશાળે બેસાડવામાં આવેછે, અથવા કાંઇ બીજા કામકાજમાં જોડવામાં આવે છે, ત્યારે માબાપ તેને પૂરતી ઉંઘ લેવા દેવામાં ઘણીવાર અંતરાયરૂપ થાયછે.

વિદ્યાર્થીને તેની વયના પ્રમાણમાં, તેમજ ભણવા ગણવા વગેરેના શ્રમના પ્રમાણમાં પૂરતી ઉંઘની ખાસ જરૂર છે. જો તેમાં કાંઇ કસુર કરવામાં આવશે–ઉંઘના કલાક ચોરવામાં આવશે તો તેથી તેની તનદુરસ્તીને થોડુંઘણું પણ નુકસાન થયા વિના નહીં રહે, તેમજ તેની મગજશકિત જોઇએ તેવી નહીં ખીલે. દશથી અગિયાર વર્ષની ઉમર સુધીના બાળકને ઓછામાં ઓછી દશ અગિયાર કલાકની ઉંઘની અગત્ય છે. દશ અગિયારથી વીશ વરસની ઉમર સુધીનાને આશરે નવ કલાકની ઉંઘની આવશ્યકતા છે. ઉંઘનો ઘણો આધાર શરીરના બાંધા, પરિશ્રમથી લાગેલ થાક તેમજ ટેવ ઉપર રહેલોછે.

થોડો થાક ઉંઘને લાવેછે, ને ઉંઘ તે થાકનું નિવારણ કરેછે; પરંતુ અતિશય થાક ઉંઘને કેટલીક વાર તુરતમાં ઉડાડી મૂકેછે.

સૂતાં પહેલાં તરતમાં ભૂખથી વધારે પડતું ખાધાથી જેમ ઉંઘ બરાબર આવતી નથી, તેમ ભૂખ કરતાં બહુ ઓછું ખાધાથી પણ ઉંઘ જોઇએ તેવી આવતી નથી.

સૂતી વખત ચા, કોફી વગેરે પીવાથી પણ કોઇ કોઇ વાર તુરત ઉંઘ આવી શકતી નથી.

સૂતી વખત મન શાંત હોય તો ઉંઘ સારી અને વહેલી આવેછે.

દિવસની ઉંઘ કરતાં રાતની ઉંઘ શાંત છે. આગલી રાત કરતાં પાછલી રાતની ઉંઘ વધારે શાંત છે. મળસ્કા લગભગની ઉંઘ તેથી પણ વિશેષ મીઠી લાગે છે; તે ગુલાબી નિદ્રા કહેવાયછે. ગમે તેવા બીમાર માણસની આંખ પણ તેવા વખતમાં બે ઘડી મળી જાયછે.

બાળકને વિદ્યાભ્યાસ માટે પાછલી રાતે જગાડવું નહીં જોઇએ, પણ તે મીઠી નિદ્રામાં તે વખતે ખામુખા પડ્યું રહે તેમ થવું જોઇએ.

બાળકને ધરાઇને ઉંઘવા ન દેતાં થોડો ઘણો પણ ઉજાગરો થવા સરખું થાય તો તે તેમને ઝેરરૂપ થઇ પડેછે. એ પ્રમાણેના વખતોવખતના થોડા ઘણા ઉજાગરાની અસરથી તેના ભેજાપર ખરાબ અસર થાયછે, તેથી તે મનથી બેચેન રહેછે, તેની પાચનશક્તિ જોઇએ તેવું કામ કરતી નથી; વળી કોઇ કોઇ વાર તેનું માથું પણ દુખેછે, અર્થાત્ પુરતી ઉંઘને અભાવે કેટલીક જાતનાં તેને દરદ લાગુ પડવાનો સંભવ છે.

જો વધારે કામ કરવું હોય તેમજ જો વધારે સારી રીતે કામ કરવું હોય તો સારી પેઠે ઉંઘવું જોઇએ. જો સારી રીતે જીંદગી ગુજારવી હોય તોપણ સારી રીતે ઉંઘવું જોઇએ, અને ઉંઘવામાં જે વખત વ્યતિત થયો તે વૃથા ગયો એમ કદીએ ધારવું નહીં જોઇએ.

મોટી ઉમરનાં માણસે દરરોજ આઠ નવ કલાક ઉંઘવું જોઇએ, અને બનતાં સુધી નિયમિત વખતે સુવું જોઇએ. ઘણા માણસોને બીછાનામાં ગયા પછી ઉંઘ આવવા માટે થોડી વાર પડ્યું રહેવું પડેછે તો કોઇને ઉંઘ જાણે પોતાને છેડે બાંધી હોય તેમ ઝટ આવી જાયછે! પ્રખ્યાત નેપોલીયન બોનાપાર્ટને માટે એવું કહેવામાં આવેલું છે કે તે જેવો સૂતો કે આશરે બે મિનિટમાં તેને નિદ્રા આવી જતી. !

# હવા.

શુદ્ધ હવા એ ફેફસાંનો ખોરાક છે. ખુલ્લી હવા એ આરોગ્ય રહેવાનો ઉત્તમ ઉપાય છે. નિર્મળ હવાનું સદા સેવન કર્યાથી દીર્ઘાયુષ મેળવી શકાયછે.

બહુજ મોટી મુશ્કેલી ઉઠાવીને કોઇ માણસ અન્ન, દૂધ વગેરેના ખોરાક વગર બહુમાં બહુ દોઢ બે માસ સુધી જીવી શકે. અન્ન પાણી એ બન્નેની ભેગી આખડી લેઇને આઠ દશ દિવસ સુધી જીંદગી ટકાવી શકે; તદન ઉંઘ વગર વધારેમાં વધારે આશરે બાર ચૌદ દિવસ લગી જીવી શકે, પરંતુ હવા વગર કોઇ પણ માણસ બે મિનિટથી વધારે વખત જીવી શકે નહીં; એ ઉપરથી પણ હવાની જેટલી કિંમત આંકવામાં આવે તેટલી ઓછી સમજવી.

હવા, પાણી ને સૂર્યનો પ્રકાશ એ માત્ર પ્રાણીઓનાંજ નિર્વાહનાં સાધન નથી, પરંતુ વૃક્ષ તેમજ વનસ્પતિનાં પણ નિર્વાહનાં સાધન છે.

બચ્ચું જન્મે તેજ પળથી શ્વાસ લેવા માંડેછે. મોટી ઉમરના માણસ કરતાં તરતના જન્મેલા બચ્ચાંને તાજી ને ચોખ્ખી હવાની ઘણી વધારે જરૂર છે.

આપણા દેશમાં જે ઘરમાં પ્રસૂતાની સુવાવડ કરવાની હોયછે તે ઘરમાં કોઇ ઠેકાણેથી પવન આવે એવું હોય તો તે માટે સજ્જડ પ્રતિબંધ કરવામાં આવે છે. એક વિકટ અરણ્યમાં હથિયાર વગરના મુસાફરને વાઘ, વરૂ સરખા ફાડી ખાનારા હિંસક જનાવરની જેવી બીક હોયછે તેવી અથવા તેથી વધારે બીક સુવાવડી સ્ત્રીને પવન લાગવાની હોવાથી તેની ઓરડીમાં બારી કે જાળીયું હોય, કે બીજે કોઇ ઠેકાણેથી પવન આવી જાય તેવું હોય તે બંધ કરી લેવામાં આવેછે. અધુરામાં પૂરૂં તેમાં બળતી સગડી શેક માટે રાખવામાં આવેછે, આખી રાત દીવો બળ્યા કરેછે, અને મળમૂત્ર પણ તેમાંજ થાયછે. તે ઓરડીમાં જવા આવવાનું બાર હોય તે પણ ચાલે ત્યાં સુધી બંધ રાખેછે, એટલે તેમાં ન મળે ખુલ્લી હવા કે ન મળે સૂર્યનો પ્રકાશ; એવી ગંધાતી ઓરડીમાં

પ્રસૂતા ઉપરાંત તેની સુવાવડ કરનારી એક બાઇ પણ આંખો વખત રહેછે, બીજી કેટલીક સ્ત્રીઓ તબીયત પૂછવા આવે તેમાંની પણ કોઇ કોઇ ત્યાં બેસેછે; એવાં ઘણાં પાપ એક સાથે મળ્યાથી તેની હવા ઝેરી થાય તેમાં શી નવાઇ ?

કલકત્તાની બે નાનાં જાળીમાંવાળી ઘણા સાંકડા માપની કાળી—અંધારી કોટડી જે "બ્લેક હૉલ" ના નામથી જાણીતીછે, તેમાં ઇ. સ. ૧૭૫૬ ની સાલમાં ઇંગ્રેજી લશ્કરના ૧૪૬ જણને નવાબ સિરાજુદૌલાના માણસોએ એક રાતે કેદ કરેલ તેમાંથી ૧૨૩ જણ ત્યાંની સખ્ત ગરમી તથા શ્વાસાવરોધથી તેજ રાતમાં ગુજરી ગયા હતા, અને માત્ર ૨૩ જણ બચ્યા હતા એમ ઇતિહાસની અંદર પ્રસિદ્ધ થયેલું છે. આપણા દેશની સુવાવડી સ્ત્રીની કોટડીની ઉપર મુજબની સ્થિતિ પ્રદર્શિત કરતાં એ "બ્લેક હૉલ" ના નામનું સ્વતઃ સ્મરણ થઇ આવેછે. સુવાવડીની એવી અંધારી તથા ગંદી કોટડીને એ "બ્લેક હૉલ" ની નાની બેનની ઉપમા આપીએ તો તે કેટલેક દરજ્જે ચાલી શકે તેમ છે.

પરિસ્થિતિ એ પ્રમાણે હોવાથી તે પ્રસૂતાની તબીયત ઉપર ખરાબ અસર થાયછે, તેમજ તેના સુકુમાર નાના બચ્ચાને પણ આશરે દશ પંદર દિવસ લગી એ અંધારી ઓરડીના ઝેરી વાતાવરણમાં ગોંધાઇ રહેવું પડયાથી તેની તનદુરસ્તી ઉપર પણ માઠી અસર થયા વિના રહેતી નથી, અને તેને પરિણામે કોઇ કોઇ બચ્ચાં બિચારાં અવતર્યાં પછી એકાદ માસમાં અકાળે મૃત્યુવશ થઇ રસ્તે પડેછે.

નવા જન્મેલા બચ્ચા તેમજ તેની માતાના શરીર ઉપર પવનનો ઝપાટો જરાએ ન આવે તેવી રીતે તેમની ઓરડીમાં ખુલ્લી હવાની આવજા છૂટથી થવી જોઇએ.

ખુલ્લી હવામાં બાળકો પોતાના હાથ પગ ખુશીથી આમતેમ ફેરવેછે. બાળક આશરે ત્રણેક માસનું થાય એટલે તેને રોજ થોડો વખત ખુલ્લી

હવામાં ફેરવ્યાથી ફાયદો થાયછે. બહાર ફેરવતી વખત તેને શરદીની અસર ન લાગવા માટે અંગે હુંફાળું ને ઢીલું કપડું અને પગમાં ગરમ મોજાં પહેરાવવાં જોઇએ. સુરજ અસ્ત પામવાની એક કલાક અગાઉ તેને બહાર ફેરવવા કાઢવું, અને સુરજ અસ્ત પામે તે પહેલાં તે પાછું ઘરમાં આવી જાય તેમ કરવું જોઇએ.

ખુલ્લી હવાનો લાભ જેમ દીકરાઓને તેમજ દીકરીઓને તેમની જીંદગીના પ્રથમનાં ૭ સાત વર્ષ સુધીતો ખાસ રીતે મળવો જોઇએ, કેમકે તેથી તેમનાં તન તેમજ મનને વિશેષ પોષણ મળી શકેછે.

જે બચ્ચાને ચોખ્ખી ને ખુલ્લી હવાનો લાભ જોઇએ તેટલો મળતો હોય અને ખોરાક ચાવી શકે તેવા દાંત આવ્યા પહેલાં બીજું કાંઇ આચર કુચર તેને ખવરાવવામાં કે પીવરાવવામાં આવતું ન હોય તેવું બાળક અકસ્માત સિવાય કદાચજ બીમાર પડી જાયછે.

બચ્ચું ઘરમાં રડતું હોય તે વખતે તેને બહાર ખુલ્લી હવામાં લેઇ જવામાં આવે છે એટલે તે તરત છાનું રહી જઇને રમવા લાગે છે એથી પણ ખુલ્લી હવાનો પ્રત્યક્ષ ફાયદો સ્પષ્ટ રીતે જણાઇ આવેછે.

નિર્મળ હવામાં જઇએ ત્યારે ચિત્તને શાંતિ અને આનંદ સહજ પ્રાપ્ત થાયછે, તેમજ ખુલ્લી હવામાં બેસીને જમવાથી સ્વાભાવિક રીતે ઘણી મજા પડેછે તેનો થોડો ઘણો અનુભવ સૌ કોઇને હોયછે. લાંબું તથા સુખી જીવન અર્પવામાં શુદ્ધ અને ખુલ્લી હવા આગળ પડતો ભાગ લેછે. શરીરનું પોષણ લોહીથી થાયછે અને લોહીને હવા વિશુદ્ધ કરેછે; જેમ ખોરાક ખાવો તેમ હવા ખાવી એમ કહેવાય છે તે યથાર્થ છે, કેમકે હવાથી એ પ્રકારે આડકતરી રીતે પોષણ મળતાં તેના પરિણામે શરીરમાં કૌવત, મગજની શક્તિ તથા તનની દુરસ્તી વધેછે. ખુલ્લી હવાના સેવનથી ખાધેલું પાચન તથા રક્તાભિસરણ સારી રીતે થાયછે. નિર્મળ હવામાં વસનારા માણસો વધારે મજબૂત જોવામાં આવેછે. શુદ્ધ હવાનું સેવન હરહમેશ કર્યાથી લોહીમાં કુદરતી રતાશ વધેછે, તથા તન ઉપર તેજી રહેછે.

શહેરી કરતાં ગામડીઆ લોકો સામાન્ય રીતે જોતાં વધારે નીરોગી જોવામાં આવેછે તેનું કારણ કે એ લોકોને ખુલ્લી અને સ્વચ્છ હવાનો અલભ્ય લાભ મળતો રહેછે. વળી ગામડામાં એવી હવાની સાથે ચોખ્ખું દૂધ, ચોખ્ખું ઘી તેમજ બીજો ચોખ્ખો ખોરાક સહજ મળેછે તેથી જે શહેરીઓથી બને તેમણે ગામડાની જીંદગી વધારે પસંદ કરવી જોઇએ, તેમજ જો સગવડ થઇ શકે તેમ હોય તો પોતાના બાળકને ગામડાની જીંદગીનો અનુભવ થોડાઘણો વખત પણ કરાવવો જોઇએ. ગામડાના છોકરાઓ જમવાના અને ઉંઘવાના વખત સિવાય બાકીના વખતમાં ઘણું કરીને બહાર ફર્યા કરેછે તેથી તેમને ખુલ્લી હવાનો વધારે લાભ મળી શકેછે.

શહેરનાં કરતાં ગામડામાં માણસોનાં મરણનું પ્રમાણ ઓછું આવેછે, તેનું કારણ કે ત્યાં જાથુક વસનારાઓને ચોખ્ખા હવાનો લાભ મળ્યા કરેછે.

મોઢા વાટે દમ લેવાની ટેવ નુકસાનકારક છે, કેમકે તેથી રજકણ અને અમુક પ્રકારનાં જંતુઓ, શરીરમાં દાખલ થવાનો સંભવ છે, જેથી નાક વાટે દમ લેવાનું સલાહકારક છે.

ખરેખરી શુદ્ધ હવા વન, ઉપવન, બાગ, બગીચા, અને મોટા મેદાનમાં મળેછે, માટે ત્યાં જઇને દરરોજ ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી એ ફાયદાકારક છે.

સામાન્ય રીતે જોતાં માણસોને જેની કાંઇ કિંમત બેસતી નથી, તેની ઘણી વખત કિંમત પણ સમજાતી નથી. વસંતમાલતિ અને સુવર્ણમાલતિની કિંમત લોકો સમજેછે, પણ હવામાલતિની ખરેખરી કિંમતની ઘણા લોકોને ભાગ્યેજ ખબર હોયછે, કેમકે તેના કાંઇ પૈસા આપવા પડતા નથી, તથા કુદરતની કૃપાથી તે જ્યાં ત્યાં અને જ્યારે જોઇએ ત્યારે મળ્યા કરેછે.

ખુલ્લી ને ચોખ્ખી હવાથી રક્તનાં, ચામડીનાં અને ફેફસાંનાં કેટલીક જાતનાં દરદો થતાં અટકેછે, અથવા થયાં હોય તો તે મટેછે અગર તેનું જોર

કમી થાયછે, એમ છતાં કેટલાંક અણુસમજુ માણુસો તેથી કંઇ કંઇ દરદ ઉત્પન્ન થવાની ખોટી બીક રાખતા જણાયછે. શુદ્ધ હવા જે તનદુરસ્તીનું મૂળ છે તેને દુ:ખદરદનું મૂળ માનેછે. એવા અજ્ઞાન માણસોએ એ સંબંધમાં એક કહેવત જોડેલી છે તે એ કે "બફા સો નફા ને વા સો ઘા" અર્થાત્ શરીરને ખૂબ પરસેવો થાય એવી બંધ જગોમાં સદા વસવું એ ફાયદાકારક છે, પણ જ્યાં પવન છૂટથી આવતો હોય તેવી જગોમાં રહેવું એ શસ્ત્રનો ઘા ખાધા બરાબર ઘણું નુકસાનકારક છે; એ પ્રમાણે ખુલ્લી હવાનો અનાદર કરીને કુદરતની એ અમૂલ્ય તથા અતૂલ્ય બક્ષીસનો તેઓ અજ્ઞાનતાથી લાભ ખુએછે.

અશુદ્ધ હવામાં રહેવું એ વ્યાધિને નિમંત્રણ કરીને બોલાવવા બરાબર છે. પૂરતી હવા અજવાળા વગરની અંધીઆર જગોમાં વસવાથી ચામડી ફીકી પડે છે તથા ભૂખ બરાબર લાગતી નથી. વળી ફેફસાના વ્યાધિ સાથે અશુદ્ધ હવાને સંબંધ છે તેથી અસ્વચ્છ હવા શ્વાસ વાટે લેવી એ ક્ષય રોગ થવાનાં કારણોમાંનું એક કારણ ગણાયછે. સારી હવા ન મળે તો માણસો કમજોર ને બીમાર થાયછે. ખરાબ હવામાં જાનવરોને રાખવામાં આવે તો તે પણ ટૂંક વખતમાં આજારી થઇ પડેછે.

શ્વાસ દ્વારા ઝેરી હવા બહાર આવેછે તેથી એક ઓરડામાં ઘણાં માણસોએ સૂવું નહીં જોઇએ. એક ઓરડામાં જેમ વધારે માણસ સૂએ તેમ હવાનો વધારે રોધ થાયછે, તેથી ત્યાંની હવા બગડેછે. અગ્નિ અને દીવો વધારે વખત રહ્યાથી પણ હવા થોડી ઘણી બગડ્યા વિના રહેતી નથી.

અણુસમજુ માણસો પોતાના સૂવા બેસવાનાં ઓરડાનાં બારી બારણાં તમામ બંધ રાખીને હાથે કરીને જાણે કેદખાનું સેવવા સરખું કરેછે. શિયાળામાં કે વરસાદના વખતમાં શરદીની બીકે બારી બારણાં તમામ બંધ રાખીને સૂવું નહીં જોઇએ, કેમકે એથી હવા બગડેછે. શુદ્ધ હવાથી જરાપણ ડરવું નહીં જોઇએ.

**હવાફેરના ફાયદા**—હવા બદલ કરવાનો હેતુ વધારે સારી ને ચોખ્ખી હવા મળવાનો હોયછે. **"સો દવા ને એક હવા"** કહેવાય છે તે બરાબર છે, કેમકે હવા જેવી રોગને માટે પૌષ્ટિક અને અસરકારક દવા દુનિયામાં બીજી એકે નથી. હવાફેરથી ઘણી વખત તબીઅત સુધરી જાયછે. કેટલાંક હઠીલાં દરદો હવાફેરથી મટી જાયછે. હવાનો લાભ લેવાની તજવીજ માંદાં માણસો ન છૂટકે અને છેલ્લા ઉપાય તરીકે કરેછે. હવાફેરની એકલા દરદીઓને જ જરૂર છે એમ સમજવું નહીં, સાજા માણસોને પણ હવાફેરની જરૂર છે, કેમકે હવાફેર એ માત્ર રોગ મટાડવાનો જ ઉપાય નથી, પરંતુ રોગ અટકાવવાનો પણ ઉપાય છે. "શેરડી પછવાડે એરડી" એ કહેવતની પેઠે હવાફેરની સાથે પાણીફેર પણ થાયછે, તેમજ રહેવા કરવાના સ્થળનો પણ પાલટો થાયછે તેથી દરદીની તબીયતપર તેની થોડી ઘણી પણ સારી અસર થયા વિના રહેતી નથી.

## સ્તનપાન.

બચ્ચું જન્મ્યા પછી આશરે ચાર પાંચ કલાક સુધી શુદ્ધ હવા સિવાય બીજા કાંઇપણ ખોરાકની તેને જરૂર નથી, પણ માત્ર માતાના શરીરની તેમજ બારીક પોતના ફલાનલ વગેરે નરમ કપડાની હુંફની તથા ઉંઘની આવશ્યકતા છે.

બાળકોને તેમની ઉમરના પ્રમાણમાં દરરોજ કેટલીવાર ધવરાવવું તે માટે સર્વને લાગુ થઇ શકે તેનો ચોકસ નિયમ બાંધી શકાય તેમ નથી; કેમકે સઘળી માતાનું ધાવણ હમેશાં સરખું પુષ્ટીકારક હોતું નથી, તેમ સઘળાં બાળકમાં ધાવણ પચાવવાની સરખી શક્તિ હોતી નથી, વળી દાંત આવવા વગેરેની અમુક સ્થિતિ પ્રસંગે તેને ઓછું વધતું ધવરાવવું પડેછે, જેથી તે સંબંધે જરૂર જણાય ત્યારે બચ્ચાની તથા તેની

માતાની સ્થિતિની હકિકત કુશળ તબીબને કાને નાખીને તેની યોગ્ય સલાહ મેળવી તે પ્રમાણે અનુસરવું જોઇએ.

બચ્ચાના જન્મ પછી તેને સહજ કોકીલા પાણીએ નવરાવવામાં આવેછે, તે પછી થોડા કલાકે તેને ધવરાવવું જોઇએ. માતાને કદાપિ તે વખતે ધાવણ ન આવતું હોય તોપણ બચ્ચાને સ્તને વળગાડવાને તજવીજ કરવી. એ પ્રમાણે કર્યાથી સ્તનમાં સત્વર દૂધ આવવાની કુદરતી ક્રિયા શરૂ થશે.

પ્રસવ થયા પછી બહુમાં બહુ તો ૨૪ થી ૪૮ કલાકની અંદર સ્તનમાંથી પાણી જેવું ધાવણ વછુટેછે. પ્રથમનું ધાવણ રેચક હોયછે તે કુદરતી જુલાબની ગરજ સારેછે, એટલે તે ધાવણ ધાવનાર બચ્ચાના પેટમાં મળ હોય તે દૂર કરેછે.

બચ્ચું અવતરે ત્યારે તેને ગોળ અથવા પતાસાનું પાણી પાયાથી તેના પેટમાં ખટાશ થાયછે, અને પવન દોડેછે તેથી તે રડેછે, માટે કદાચ તેવું પાણી પાયું હોય તો તેને ઝાડો સાફ આવવા માટે સહજ એરડીયું આપવું સલાહકારક કહેવાયછે.

દિવસના ભાગ કરતાં રાતના ભાગમાં ઓછી વખત ધવરાવવું. બન્ને સ્તને વારાફરતી ધવરાવવું. બનતાં સુધી નિયમિત વખતે ધવરાવવું. વખત બેવખત ધવરાવવું સલાહકારક ગણાતું નથી. બાળક સારી રીતે ઉંઘીને ઉઠે તે વખત તેને ધવરાવવા માટે વધારે સારો ગણાયછે.

બાળક જ્યારે ભૂખ્યું થાયછે ત્યારે ધાવવા સિવાય બીજી એકે ચીજ તરફ તેનું ચિત્ત ચોંટતું નથી. તે જ્યારે ભૂખ પૂરતું ધાવણ ધાવે ત્યારેજ તેના મનની શાંતિ થાયછે. સ્તનપાન એ જેમ તેની ભૂખની તેમજ તૃષાની પણ તૃપ્તિ કરેછે.

ધાવવું, ઉંઘવું, પાછું જાગવું, આંખ ઉઘાડીને જરાતરા જોવું, વળી ધાવવું, પાછું ભૂખ લાગતાં લગી શાંતિથી ઉંઘ્યા કરવું એજ

નાનકડાં ભુલકાનું કર્તવ્ય સમજાયછે! એ સુખી જીવડાને એ વિના બીજો ધંધો પણ શું હોઇ શકે!

બચ્ચું પોતાની માતાને જોઇ આતુર થઇ ધાવવાની ખુશી બતાવે ત્યારે ધારવું કે તેને ખરેખરી ભૂખ લાગીછે, અને ધાવતાં ધાવતાં ધીમું પડે, રમત કરવા માંડે ત્યારે માનવું કે તેની ભૂખની તૃપ્તિ થઇ ગઇછે.

ધવરાવવાને માટેજ બાળકને તેની મીઠી નિદ્રામાંથી કદી જગાડવું નહીં. ભૂખ લાગશે એટલે એની મેળે જાગશે, ને માતા તેને તુરત નહીં ધવરાવે તો રડીને તે ધાવવાનું માગશે.

બચ્ચું ધાવાને ઓકે તો પાછું તરતજ તેને ધવરાવવાની જરૂર ધારવી નહીં. વચ્ચમાં થોડો વખત જવા દઇને પુનઃ ધવરાવવું, તેમ કરતાં તે કદાપિ પાછું ભર્યા કરે તો તે માટે દાકતરની સલાહ લેવી.

ભૂખથી અધીક ધવરાવ્યાથી અજીર્ણ તથા બાદી વગેરે વ્યાધિ થવાનો સંભવ છે. ભૂખથી ઓછું ધવરાવવાનું ચાલુ રાખે તો પોષણ ઓછું મળતું રહેવાથી શરીરમાં નબળાઇ આવી જતાં તેને કોઇ કોઇ પ્રકારની બીમારી લાગુ પડે એ સ્વાભાવિક છે.

સખ્ત મહેનત કરીને માતા થાકી ગઇ હોય ત્યારે તેણે બચ્ચાંને તુરત ધવરાવવું નહીં જોઇએ. ધવરાવ્યા પછી તરતજ તેને નવરાવવું નહીં જોઇએ, અને નવરાવ્યા પછી એકદમ તે બચ્ચાંને ધવરાવવું નહીં જોઇએ. ધવરાવ્યા પછી તેને જોરથી ઉછાળવું નહીં, અથવા ઝોળીમાં મૂકીને મોટા હીંચકા નાખવા નહીં. કાંઇ ખાસ કારણ સિવાય તેને કદી બળાત્કારે ધવરાવવું નહીં અગર દૂધ પાવું નહીં.

માતાએ સૂઇને પોતાની જાગતી સ્થિતિમાં બચ્ચાંને ધવરાવવું એ ઉત્તમ છે, સીધા બેસીને તેને છેક છાતી આગળ રાખીને ધવરાવવું એ મધ્યમ છે અને ઉભાં ઉભાં ધવરાવવું એ કનિષ્ટ છે.

કેટલીક માતાઓ બાળકને પડખામાં રાખી ધવરાવતી ધવરાવતી ઉંઘી જાયછે અને બચ્ચું પયોધર મોઢામાં રાખી ચુસ્યા કરેછે. આવી સ્થિતિમાં જો તે માતાનું પયોધર અથવા પડખું બચ્ચાના નાક ને મોં ઉપર વધારે વખત રહે અથવા તેના મોઢાપર ઓશીકું કે કપડું આવી જાય તો તે શ્વાસ બરાબર લેઇ શકે નહીં અને ગુંગળાઇને મરી પણ જાય. માની ઘોર નિદ્રા હોય તોજ એ પ્રમાણે બનેછે. કોઇ માતા બચ્ચાના મોઢામાં સ્તન આપીને તેને પડખામાં ઉંઘવા દે છે, તેવી આદત રાખવી એ નુકસાનકારક છે.

ઓરડાના બંધ વાયુથી, તથા દિવસે સૂર્યની ગરમીથી બાળકને પાણીની તરસ લાગે ત્યારે તેને પાણી પાવાથી તે શાંત થશે. એવી તૃષા વખતે ધવરાવવાની જરૂર નથી.

બચ્ચું જ્યારે જ્યારે રડે ત્યારે ત્યારે તે માત્ર ભૂખ લાગવાથીજ રોતું હશે એવા ખોટા ખ્યાલથી તે રૂએ તે તમામ વખતે તેને ધવરાવવામાં આવે તો તેથી તેની નાજુક હોજરીપર અસાધારણ ભાર થાયછે અને પરિણામે તેને ઝાડા ને તાણ વગેરે દરદ થઇ આવેછે. ધવરાવવાનો કાંઇ પણ મેળ હોવો જોઇએ કે નહીં ?

રોવા રોવામાં પણ ફેર હોયછે, ભૂખનું રડવું ને બીજા દુઃખનું રડવું એ પ્રથક પ્રકારનું હોયછે. માતા જો ઘણી ચતુર અને ટેવાએલી હોય તો તે ઘણુંકરીને વરતી શકેછે.

ભૂખ સિવાય બચ્ચાંઓ બીજા ઘણાં કારણથી રડેછે, તેવાં કેટલાંક કારણો આ પછીના વિષયમાં દર્શાવવામાં આવ્યાંછે.

ધવરાવતી વખત માતાએ હમેશ ખુશમિજાજ રાખવો. પોતે ગુસ્સામાં, ગભરાટમાં, બહુજ શોકમાં, કોઇ તરેહની ધાસ્તીમાં કે ઉશ્કેરાયેલી હાલતમાં હોય તે વખતે બાળકને ધવરાવવું એ અનિષ્ટ છે, કેમકે

તેવી હાલતમાં ધાવણ બગડતું હોવાથી તે ધાવનાર બાળકને વિપરૂપ થઇ પડતાં તેને કોઇ જાતની બીમારી લાગુ થવાનો સંભવ છે

કેટલીક માતાઓને એવો ખ્યાલ હોયછે કે પોતાના ધાવતા બચ્ચાને જોઈતાં ગરમ કપડાં પહેરાવી તેને સાથે લઇને પોતે ગમે તેવી શરદીમાં ફરે તો તેથી તે બચ્ચાને કશું નુકસાન થશે નહીં, પણ એ માન્યતા ભૂલભરેલી છે; કેમકે માતા શરદીમાં ફર્યા કરે અથવા વરસાદથી ખૂબ ભીંજાય તો તેને પોતાને વખતે શરદી થવાનો સંભવ ગણાય, અને એ પ્રમાણે જો બને તો તેની બૂરી અસર તેને ધાવનાર બચ્ચાને થયા વના ભાગ્યેજ રહેછે. કેટલીકવાર બનેછે એવું કે એવી શરદી લાગુ પડેલી માતા હયાત રહેછે પણ તેની શરદી તેના ધાવણા બાળકની ઘાતક નીવડેછે, ને તે બિચારૂં નિરપરાધી બાળક મરણ પામેછે.

પોતાના બચ્ચાને પોતે ધવરાવવું એ માતાની કુદરતી ફરજ છે, સુજત છે, પવિત્ર હક છે, એક મોજ છે. પોતાના બચ્ચાને પોતે ધવરાવવું એના સરખો બીજો હરખ, બીજી ઉમેદ, બીજી આશા, બીજી મગરૂરી માતાને માટે હોઇ શકે નહીં. બચ્ચાનો જન્મ થવાની સાથે માતાના સ્તનમાં પ્રભુ ધાવણ ઉત્પન્ન કરેછે એથી પણ સ્પષ્ટ થાયછે કે પોતાના ફરજંદને પોતે ધવરાવવું એ માતાની કુદરતી ફરજ છે, ધર્મ છે.

જંગલનાં જનાવરોની માદા પણ પોતીકાં બચ્ચાને ધવરાવવા માટે કેટલીબધી હોંસીલી ને આતુર હોયછે! સિંહ સરખા હિંસક પ્રાણીની માદા પોતીકા બચ્ચાને આશરે ૭ માસ સુધી સ્નેહથી ધવરાવેછે.

પોતાને જન્મ આપનાર માતાનું સ્તનપાન તે વાસ્તવિક રીતે જોતાં નિખાલસ સ્નેહપાન છે. અમૃતપાન છે. પોતાની માતાને ધાવનાર બાળકોનું મરણ પ્રમાણ ઓછું આવેછે, તથા તેમને અજીર્ણ તથા ઝાડા વગેરેના વ્યાધિ ઉત્પન્ન થવાનો સંભવ બહુ ઓછો રહેછે. બચ્ચાને જેવું પોતાની માતાનું ધાવણ માફક

આવેછે તેવું બીજી કોઇ ધાવનું કે કોઇ જાનવરનું દૂધ માફક આવવાનો સંભવ ઓછો છે. તરતના અવતરેલા બાળકને તો તેની માતાના દૂધ સિવાય બીજો કોઇ પણ ખોરાક બહુ ઉપયોગી નીવડતો નથી.

પોતાના બચ્ચાને ધવરાવ્યાથી જેમ તે બાળકની તેમજ તેની માતાની તન્દુરસ્તી સારી રહેછે. પોતાની માતાના ધાવણથી પોષણ પામેલું બચ્ચું આસુદું થવાનો વધારે સંભવ છે.

પણ અફસોસ કે પોતાના બચ્ચાને પોતે નહીં ધવરાવતાં ભાડુતી ધાવને તે કામ સોંપવાની ફોકટની ફીશીઆરી આજકાલ કોઇ કોઇ ઠેકાણે દાખલ થયેલી જણાયછે. એ પ્રમાણેનો બનાવ તે એક જાતની બદી છે. જમાનો સુધારામાં જેમ ઘણી બાબતોમાં આગળ વધેછે તેમ કેટલાક પ્રકારના બગાડામાં પણ તેણે પ્રવેશ કરેલો જોવામાં આવેછે એમ આ અને એવી બીજી કેટલીક બાબતોથી સ્પષ્ટ જણાઇ આવેછે.

જે માતા ખોટા મોજની ખાતર, પોતાનાં નાજુક તથા નિર્દોષ બાળકને પોતે ન ધવરાવતાં ભાડુતી ધાવને સોંપેછે તે માતા દયા વગરની છે, કુદરતી પ્યાર વગરની છે, પાપી છે. અમુક પ્રકારની દૃષ્ટિએ જોતાં તેને ઘાતકી પણ ગણી શકાય. ધવરાવવાનું જોખમી કામ બીનજોખમી ધાવને સોંપી પોતે મુક્ત થાયછે, એ પ્રમાણે કુદરતના કાયદાથી વિરૂદ્ધ વર્ત્તનાર માતા પોતાના બાળકનેજ નહીં પરંતુ જગતને પણ અન્યાય આપનારી તેમજ કુદરતની અવગણના કરનારી છે. જે જન્મ આપવાને શક્તિવાન થઇ તે ધવરાવવાને પણ શક્તિવાન કેમ ન હોઇ શકે? પરંતુ પોતાનું શરીર બીજાના મનનું આકર્ષણ કરે તેવું રાખવા માટે, અણઘટતા મોજશોખ ભોગવવા માટે, નાટક ચેટકમાં ને બીજી મંડળીઓમાં ગમે ત્યારે ભેળાવા માટે, વગેરે વગેરે કારણ-અકારણથી આ ફોકટની ફીશીઆરીએ, આ ફેશનની ફીશીઆરીએ પ્રજામાં દાખલ થવાનું બહુ ધીમે પણ મજબૂત કદમે શરૂ કરેલું છે. પારસી સરખી આગળ પડતી કોમમાં

આ બદી પ્રમાણમાં વધારે છે એમ જાહેર થાયછે. હિંદુઓ તથા મુસલમાનોમાં તેના પ્રમાણમાં ઓછી લાગેછે, પરંતુ તેમાં પણ એ બદીએ થોડો પણ પગપેસારો કર્યોછે એમ કબૂલ કર્યા વગર ચાલે તેમ નથી.

ગર્ભપાત કરનારને માટે રાજ્યના કાયદામાં અમુક શિક્ષા ફરમાવેલીછે; તો ખાસ અનિવાર્ય કારણ સિવાય માત્ર ધિક્કારપાત્ર મોજશોખ તથા શેખી ખાતર જે માતા પોતાના બચ્ચાને ન ધવરાવતાં ધાવને સોંપી તેને કેટલીક જાતની જાથુકની નુકસાની થવાનો અઘટિત પ્રસંગ આપેછે, અથવા તેના મરણશરણ માટે આડકતરી રીતે કારણભૂત થાયછે તેવી માતાને કાયદાથી શા માટે કાંઇ પણ શિક્ષા ન થવી જોઇએ તે હું સમજી શકતો નથી.

નહીં ધવરાવનારી માતાની તનદુરસ્તી સારી રહેવાનો સંભવ નથી; વળી પોતાના બચ્ચાને ધાવને સોંપ્યાથી તે સગી મા મટીને એક પ્રકારે સાવકી માની સ્થિતિમાં આવેછે. નહીં ધવરાવવાથી તે પોતાના બચ્ચા તરફ નગુણી થાયછે; વળી તે પુરી માતા નહીં પણ અરધી માતાની સ્થિતિમાં આવેછે. સંસારમંડળ તરફ તેમજ નીતિરીતિ તરફ અન્યાય કરવા સરખું તે કરેછે. પોતાના બચ્ચાંને નહીં ધવરાવ્યાથી બચ્ચાંનો એવી મા ઉપર તથા માનો બચ્ચાપર પ્યાર ઓછો જામેછે, ખાનદાન બગડી જાયછે, ઉંચા કૂળની ખાશીયત જાયછે અથવા કમી થાયછે.

એક ઘેટાનું બચ્ચું બકરીને ધાવતું હતું તેથી તેના ઘણાખરા ગુણ બકરા જેવા થઇ ગયા હતા; તેના શરીરપર ઘેટાના સરખી ઉનને બદલે બકરાના જેવા વાળ ઉગ્યા હતા; તેજ પ્રમાણે એક બાળક બીજા બાળકની માને ધાવ્યાથી પારકા લોહી સાથે તેના ખરાબ ગુણ ને ખરાબ સ્વભાવ હોય તે તેનામાં સ્વાભાવિક રીતે ઉતરી આવેછે. ધાવ જો છાકટી હોય તો તેને ધાવનાર બચ્ચાં ભવિષ્યની જીંદગીમાં છાકટાં થવાના દાખલા નોંધાએલાછે.

ધાવને ઉપદંશ, ક્ષય, ફેફરૂં કે કંઠમાળ આદિ ચેપી રોગ હોય તો તેણીને ધાવનાર બચ્ચાને તેવો વ્યાધિ થવાનો સંભવ છે.

પોતાના બચ્ચાને તનદુરસ્ત માતા પોતેજ ધવરાવે તો એવી ઘણી જાતની ખરાબી થતી અટકે.

પોતાના પ્યારા સંતાનને પોતાની ગેરહાજરીમાં કોઇ હલકી પંકિતની સ્ત્રીએ ધવરાવ્યાનું પોતાને જણાતાં એક રજપુતાણીએ તે ધાવણ ઓકાવી કાઢવાની તજવીજ કરી હતી.

અસલની એક રજપુતાણીએ પોતાના પુત્રને લડાઇમાં જતી વખતે કહેલું કે, પુત્ર, જોજે; યુદ્ધ પ્રસંગમાં તું મારા દૂધને લજવીશ નહીં. આ ઉપરથી પણ માલમ પડશે કે એક લાયક માતાના દૂધની કેટલી બધી અસાધારણ કિંમત છે !

એક ચાકરડીને કાંઇ પણ સબળ કારણ વિના પોતાના બાળકને ધવરાવવા દેવું એ કેટલુંબધું અનિષ્ટ છે ? એવી ચાકરડીઓ એ બચ્ચાંને પોતીકાં કદી સમજતી નથી, જેથી તેના અંતઃકરણમાં ખરી માતાના જેટલો ઉમળકો ને ઉમંગ શીરીતે ઉદ્દભવે ? ખરી માતાની ગરજ એવી ભાડુતી માતાથી શી રીતે સરી શકે ?

આપણી પરમ કૃપાળુ સ્વર્ગવાસી મહારાણી શ્રી વિકટોરીઆ દેવીને બચપણમાં તેઓની માતાએ ધવરાવેલ, તેજ પ્રમાણે તેઓએ પણ પોતાનાં તમામ ફરજંદને પોતેજ ધવરાવીને ઉત્તમ રીતે ઉછેર્યાં હતાં એ બીના કેટલીબધી સ્તુતિપાત્ર તેમજ સઘળી માતાઓએ અનુકરણ કરવા યોગ્ય છે ! ધડો લેવા લાયક છે ! તેઓ નામદાર એક માતાની ખરેખરી ફરજ શું છે તે યથાર્થ સમજતાં હતાં. તેઓશ્રી જો ધારત તો ગમે તેવી ઉચ્ચ પ્રકારની ધાવને એ કામ માટે રોકી શકત એમ કહેવાની કશી જરૂર નથી.

**ધાવ ન છૂટકે ક્યારે રાખવી જોઇએ ?** માતા ક્ષય, ઉપદંશ, ફેફરૂં, દીવાનાપણું કે એવા બીજા ઉડતા રોગવાળી હોય, તે આશરે ત્રણ માસથી ગર્ભવંતી થયેલી હોય, કોઇપણ કારણથી તેના શરીરમાં બહુજ નબળાઇ આવી જવાથી ધવરાવવાને અશક્ત થઇ પડી હોય, તેનું સ્તનપાન કાંઇપણ કારણથી બાળકને માફક આવતું ન હોય એવી સ્થિતિમાં દાકતરની સલાહ મળે તો ધાવ રાખવી જોઇએ.

**ધાવ કેવી જોઇએ ?** શાંત સ્વભાવની, આનંદી, તન તથા મનથી નીરોગી તથા સમજુ જોઇએ. શહેર કરતાં ગામડામાં રહેનારી હોય તો તે વધારે પસંદ કરવા લાયક છે. જેટલી ઉમરનું માતાનું બચ્ચું હોય તેટલીજ આશરે ઉમર તે ધાવના બચ્ચાની હોવી જોઇએ. એકાદ માસ કરતાં વધારે ફેર હોવો નહીં જોઇએ, કેમકે જો વધારે મુદતનો ફેર હોય તો તેણીનું ધાવણ એ બાળકને બરાબર માફક આવતું નથી.

એવી ધાવે પોતાના બચ્ચા ઉપરાંત બીજા એકથી વધારે બચ્ચાને ધવરાવવું નહીં જોઇએ.

ધાવ જો ગર્ભવંતી થયેલ હોય અને તે ગર્ભ ત્રણેક માસનો થયો હોય તો તેનું ધાવણ ધવરાવવું નહીં જોઇએ.

ધાવને અટકાવ આવતો હોય તો તેનું ધાવણ બરાબર પુષ્ટીકારક થઇ પડવાનો સંભવ નથી.

બચ્ચું જ્યારે ધાવતું હોય ત્યારે તેને ધવરાવનારીની તનદુરસ્તીની બરાબર સંભાળ રાખવાની બેવડી ફરજ છે.

ધાવે ખોરાક સાદો, પૂરતો, પુષ્ટીકારક, જૂદીજૂદી જાતનો અને તે પોતાને બરાબર પચે તેવો લેવો જોઇએ. બહુ મસાલેદાર અને બહુ ખટાશવાળો ખોરાક લેવો ન જોઇએ. બહુ ખાટાં ફળ ખાવાં ન જોઇએ. સારી જાતનાં ફળો ને જૂદીજૂદી જાતની શાકભાજી પોતાની પ્રકૃતિને માફક આવે તે પ્રમાણે વખતોવખત વાપરતાં રહેવું જોઇએ.

દૂધ લેતા રહેવું જોઇએ. ઘણો ચા કે કોફી પીવી ન જોઇએ. નિર્મળ વાયુનું સેવન અને માફકસરની મહેનત કરતા રહેવું જોઇએ. ઉજાગરા કરવા નહીં જોઇએ પણ પૂરતી ઉંઘ લેવી જોઇએ. અપવાસ કરવા નહીં જોઇએ. ખાનપાનમાં જોઇતી પથ્ય પાળવી જોઇએ.

બાળકને જન્મ આપનાર માતા પોતાના બચ્ચાને ધવરાવતી હોય તેને પણ આમાંના ઘણાખરા નિયમો અનુસરણીય છે.

**બચ્ચાંને ધાવણ ક્યારે છોડાવવું?** તેને માટે એક ચોકસ નિયમ બાંધી શકાય તેમ નથી. પહેલા ચાર દાંત આવ્યા પછી અને ઓછામાં ઓછી નવ દશ માસની ઉમર પછી અને બહુ તો સવા વરસની ઉમર સુધીમાં સામાન્ય નિયમે ધાવણ છોડાવવામાં આવેછે. બાળકની તથા તેની માતાની તબીયત ઉપર પણ તે વિષેનો આધાર રાખવો પડેછે. કુદરત બચ્ચાને ખોરાક ખાવાને લાયક કરે, ને શરીરે તે ક્રમેક્રમે વધતું હોય ત્યારે તેને ધીમેધીમે ધાવણ છોડાવતા જવું જોઇએ. એકદમ ધાવણ છોડાવ્યાથી બચ્ચાની તબીયત બગડવાનો સંભવ છે. ધાવણ મૂકાવવામાં આશરે માસ દોઢ માસની મુદત લેવી જોઇએ. બનતા સુધી ખરા ઉનાળાની મોસમમાં કે તેને દાંત આવતા હોય ત્યારે કે તે આજારી પડી ગયું હોય તે વખતે ધાવણ મૂકાવવું નહીં જોઇએ. એકદમ ધાવણ મૂકાવ્યાથી બચ્ચાને બેચેની, અજીર્ણ કે ઝાડા થઇ આવેછે.

બચ્ચું જેમ લાંબી મુદત સુધી ધાવે તેમ માતાને અશકિત આવે છે, તેમજ કોઇ વાર તેથી પ્રદરનો રોગ પણ થાયછે.

કવચિત્ ત્રણ ચાર કે પાંચ વરસનાં મોટાં બાળક વાછરડાની પેઠે માતાને ધાવતાં જોવામાં આવેછે!!

# અવાચક બચ્ચાનાં રડવાનાં કેટલાંક કારણો.

તરતનું જન્મેલું બચ્ચું ઠંડા વાયુને પ્રથમ સ્પર્શ થતાં રડેછે તે તનદુરસ્તીની નિશાની સમજવી. બચ્ચું રડેછે તેથી તેના ફેફસાંને કસરત મળેછે. રડવાથી ફેફસાં તથા છાતી ખીલેછે અને શ્વાસોચ્છ્વાસ વધારે લેવાનાં લોહી સ્વચ્છ થાયછે. બીજા અવયવને જેમ કસરતની જરૂર છે તેમ ફેફસાંને માટે પણ તેની જરૂર છે. બચ્ચું જરા પણ રડે તેથી તેની તબીયત બગડશે એમ ધારવું એ ભૂલભરેલું છે. એક દાકતરે કહેલુંછે કે "જે બચ્ચું બીલકુલ રડે નહીં તે દરદી, સુસ્ત અથવા ગાંડું નીવડવાનો સંભવ છે."

બચ્ચું કાંઇ દુઃખ થવાથી રડતું હોય તો તેને શું દુઃખ છે તે શોધી કાઢી તે દૂર કરવાની તજવીજ કરવી ઘટેછે, પરંતુ તે રડયું એટલે ભૂખ લાગવાના કારણથીજ રડતું હશે એમ હમેશાં માની લેવું એ ભૂલભરેલું છે.

બચ્ચું જેમ ભૂખથી રડેછે તેમ પાણીની તરસ લાગવાથી પણ રડેછે. તે જેમ પેટમાં જોઇએ તે કરતાં વધારે દૂધ ગયાથી રૂએછે તેમ ધાવણ નહીં પાચન થયાથી પણ રૂએછે. શરીરને બહુ ઠંડી લાગ્યાથી રડેછે તેમ બહુ ગરમી લાગ્યાથી પણ રડેછે. એક પડખે વધારે વખત સુધી સુતાથી અંગ તંપી ગયું હોય તો રડેછે તેમ બીજી રીતે તેને થાક લાગ્યો હોય તોપણ રડેછે. હાથ પગ દબાણમાં આવી ગયેલ હોય તો રડેછે તેમ બટન, ભોરીયું, હુક કે ટાંકણી ખુંચે કે વાગે તો તેથી પણ રડેછે. તેને પહેરાવેલું કપડું તંગ હોય તો રડેછે તેમ મોઢાપર કપડું આવી ગયું હોય તોપણ રડેછે. મચ્છર, માંકડ કે કીડી વગેરે કરડતું હોય તો રડેછે તેમ આંખપર ઘણો પ્રકાશ પડવાથી પણ રડેછે. આંતરડામાં વાયુનો ઉપદ્રવ થયાથી કે પેટમાં દુખવાથી રડેછે તેમ દાંત

ફુટતા હોય તેની પીડાથી પણ રડેછે. પેશાબ અથવા ઝાડો થયાથી તેના શરીરને ભીનું લાગતું હોય તો રડેછે તો પગ બહુ ઠંડા થઇ ગયાથી પણ રડેછે. કાનમાં ચસ્કા આવતા હોય તો રડેછે તેમ માથું દુખતું હોય તોપણ રડેછે. કોઇ જાતની ધાસ્તીથી અથવા મોટો ધડાકો વગેરે સાંભળીને રડેછે તો પીવાનું દૂધ કે ન્હાવાનું પાણી રોજના સામાન્ય નિયમ કરતાં થોડું વધારે ગરમ, કે વધારે ઠંડું હોય તોપણ રડેછે, અર્થાત્ રડવાનું હમેશ કાંઇ અમુકજ કારણ હોતું નથી. કોઇ પણ કારણથી પોતાને કાંઇ પીડા કે અડચણ થતી હોય તે દૂર કરવાનું રડીને તે સુચવેછે માટે રડવાનું જે વાસ્તવિક કારણ જણાય તે દૂર કર્યાથી તે આપકું રડતું બંધ પડીને રમવા લાગશે અથવા નિરાંતે પોઢી જશે.

કેટલીક પ્રકારના દુઃખ અમુક નિશાની ઉપરથી સહેલથી સમજી શકાયછે. જો તેને કાનમાં કાંઇ દુખતું હોય તો તે કાનમાં આંગળી ખોસેછે અથવા ખુદ તે કાનને ખેંચેછે અગર પોતાનો હાથ તે કાનપર રાખેછે. પોતાના અંગપર જે ઠેકાણે તે પોતાનો હાથ વારંવાર લગાડે અને એ ઠેકાણે બીજા કોઇને હાથ લગાડવા દે નહીં તો એ ઉપરથી તે ઠેકાણે તેને કાંઇ દુઃખ થાયછે એમ અનુમાન કરવું જોઇએ.



# દૂધ.

મનુષ્યના સઘળી જાતના ખોરાકમાં દૂધ સૌ કરતાં અગત્યનો દરજ્જો ભોગવતું આવેછે. એના જેટલી બીજી કોઇપણ પોષણકારક તથા પુષ્ટીકારક ખોરાકની ચીજ નથી. અમુક જાતના ખોરાકની ચીજ અમુક દેશના લોક વાપરેછે પણ તે ચીજ બીજા અમુક દેશના લોક વાપરતા નથી. અમુક જાતની ચીજ એક પ્રદેશમાં અમુક વખતે વપરાતી પણ હાલ તે ચીજ ત્યાં નથી વપરાતી. અમુક જાતની ચીજ અમુક લોકને પસંદ હોયછે પણ તે અમુક લોકને પસંદ 'નથી હોતી, વળી એક મુલકમાં પણ અમુક જાતની ચીજ અમુક વ્યકિત વાપરેછે અને અમુક વ્યકિત તે બીલકુલ વાપરતી નથી, પરંતુ દૂધને માટે તેવું કશુ નથી. દૂધ એ એક એવા પ્રકારનો ઉમદા તથા સર્વમાન્ય પૌષ્ટિક ખોરાક છે કે આખી દુનિયાંના તમામ લોકો કોઇ પણ જાતના ભેદ અને અણગમા વગર પરાપૂર્વથી–કાદોકદમીથી જન્મથી અંતપર્યંત તેનો છૂટથી ઉપયોગ કરતા આવ્યાછે.

દૂધ એ નાના બચ્ચાનો તો ખાસ ને સર્વોત્તમ ખોરાક છે. આખી દુનિયાંનાં બાળકો બચપણમાં દૂધ ઉપરજ ઉછરતા આવ્યાછે, અને આવેછે. પાચન થાય તેટલા પૂરતા દૂધનો ઉપયોગ કરનાર હૃષ્ટ પુષ્ટ, બળવાન અને દીર્ઘાયુષી થાયછે. શરીરના પોષણ માટે જોઇતાં પાણી, ચરબી, સાકર, ઘી, ખાર વગેરે તમામ તત્ત્વ ન્યૂનાધિક પ્રમાણમાં કુદરતે તેમાં મૂકેલાંછે, તેથી દૂધ એ પૂર્ણ ખોરાક કહેવાયછે. કોઇ પણ માણસ બીજી કોઇ પણ જાતનો ખોરાક ન લેતાં માત્ર દૂધ ઉપરજ અમુક મુદત લગી કે આખી જીંદગી સુધી પોતાનો ગુજારો કરવા ધારે તો તે તેમ ખુશીથી કરી શકેછે.

દૂધ એ સહેલાઇથી પાચન થઇ શકેછે, તેમજ તે સહેલાઇથી તથા સસ્તામાં જ્યાં ત્યાં મળી શકેછે. તે જેમ નાનાં બચ્ચાંને માટે ખાસ

ખોરાક છે, તેમજ મોટા માણસને માટે પણ તે ઘણોજ ઉપયોગી ખોરાક છે. બાળક, યુવાન ને વૃદ્ધ; સ્ત્રી ને પુરૂષ એ સર્વને એક સરખા રીતે તનદુરસ્ત સ્થિતિમાં, તેમજ માંદગીમાં પણ તે બહુ ઉપયોગી થઇ પડેછે, તેથી દૂધ એ અનન્ય ઔષધ તેમજ તે એક પ્રકારનું અમૃત પણ ગણાયછે. તનને સારી રીતે ટકાવી રાખવામાં, તથા જીંદગીને લંબાવવામાં તે એક આશીર્વાદ સમાન ઉત્તમ ચીજ છે, તેથી થોડુંઘણું દૂધ દરેક માણસે દરરોજ વાપરતા રહેવું એ તેમની આરોગ્યતાને માટે ઘણુંજ અવશ્યનું છે. દરદીને તો તે જીવનરૂપ છે.

નાના બચ્ચાને તેની માતાનું ધાવણ જેટલું માફક આવેછે તેટલું બીજાનું દૂધ માફક આવતું જણાતું નથી. માતાના ધાવણથી તેની તબીયતપર જેટલી સારી અસર થાયછે તેટલી બીજી ધાવના ધાવણ વગેરેથી ઘણુંકરીને થતી નથી.

નાના બચ્ચાને તેની માતાના ધાવણના અભાવે કે વધારા તરીકે બકરીનું, ગાયનું, ભેંસનું, ઘેટીનું કે ગધેડીનું દૂધ આપવામાં આવેછે. ઘેટીનું દૂધ બીજા જાનવરના દૂધને અભાવેજ વપરાયછે, તેમ ભેંસનું દૂધ પણ જવલ્લે વપરાયછે. સામાન્ય રીતે ગાયનું કે બકરીનું અને કોઇ ખાસ પ્રકરણમાં ગધેડીના દૂધનો ઉપયોગ કરવામાં આવેછે. અરબસ્તાનમાં સાંઢણીનું દૂધ અને તાતારમાં ઘોડીનું દૂધ વાપરવામાં આવેછે.

બકરીના દૂધમાં વિચિત્ર સ્વાદ અને વખતોવખત જૂદીજૂદી જાતની ગંધ આવેછે. બકરી બહાર ગમે ત્યાં ફરીને મેલું કે સડેલું વગેરે જે મળે તે ખાયછે, જેથી તેનું દૂધ ગુણમાં ને સ્વાદમાં રોજ એકજ જાતનું નીકળવાનો સંભવ ઘણોજ ઓછો છે; માટે તેનું દૂધ જો નાના બચ્ચાંની તબીયતને માફક આવે તો તે બકરીને બહાર ગમે ત્યાં ચરવા મોકલી ન દેતાં તેને ઘેર રાખીને અમુક જાતનો

ચારો કે દાણો ખવરાવવાનું રાખવું જોઇએ, કે જેથી તેના દૂધના ગુણ કે સ્વાદમાં ફેર પડે નહીં.

બચ્ચું બહુ નબળા બાંધાનું હોય તો તેને ગધેડીનું દૂધ માફક આવવાનો સંભવ છે. એ દૂધ ઓછી ચીકાશવાળું તથા ગાયના દૂધ કરતાં વધતી મીઠાશવાળું હોયછે, તથા તે જરવામાં પણ હલકું છે. તે દૂધ તાજું મળે તો તેને ઉનું કરવાની જરૂર નથી.

ગધેડીનું દૂધ બધે ઠેકાણે અને જોઇએ ત્યારે મળી શકવું ઘણું મુશ્કેલ છે, જેથી સાધારણ રીતે બચ્ચાંને માટે જાનવરના દૂધમાં ઘણું કરીને ગાયનું જ દૂધ આપણા દેશમાં વપરાયછે.

છેક નાના બચ્ચાને દૂધ પુમડાં અથવા ચમચા કરતાં બાટલીથી આપવું એ વધારે પસંદ કરવા યોગ્ય છે. દૂધ પાયા પછી તે બાટલી ગરમ પાણીથી તરત સાફ કરી નાખવી જોઇએ. જો દૂધ સહેલાઇથી પચે તેવી બચ્ચાની તબીયત સારી ન હોય તો તેમાં થોડું ગરમ પાણી દૂધ પાતી વખત ઉમેરીને તે તેને પાચન થાય તેવું કરવું જોઇએ. દૂધ ઠંડું પાવા કરતાં સહેજ ગરમ કરીને પાવું કેમકે બચ્ચાની તબીયતને તે વધારે માફક આવેછે. ઝાઝીવાર સુધી ઉકળીને ઘટ થયેલું દૂધ, વાસી દૂધ, બહુજ ઉનું તેમજ બહુજ ઠંડું થઇ ગયેલું દૂધ દેવું નહીં. છેક નાના ને નબળા બચ્ચાંને તર કાઢી લીધેલું દૂધ આપવું. મોટા બચ્ચાંને દૂધ આપવામાં આવે તેમાંથી તર કે મલાઇ કાઢી નાખવાની જરૂર નથી.

કેટલાક દૂધ વેચનારા દૂધમાં પાણી વગેરેની ભેળસેળ કરેછે, તો કોઇ વાર વાસી દૂધ આપેછે એ જાણીતી વાત છે, તેથી જો બની શકે તો ઘેર દુઝાણું રાખીને બચ્ચા માટે દૂધની સગવડ કરવી એ સલાહકારક છે; પણ તે પ્રમાણેની તજવીજ જેનાથી ન બને તેણે વેચાણીયું દૂધ નિખાલસ મળવા માટે યોગ્ય તજવીજ રાખવી જોઇએ. જો બની શકે તો પાસે ઉભા રહીને દૂધ દોવરાવી લેવું. આજ એક ગાયનું તો કાલે બીજી ગાયનું દૂધ એમ બદલાબદલ કરવું ન જોઇએ.

બચ્ચા માટે જે જાનવરનું દૂધ લેવામાં આવતું હોય તે શરીરે નીરોગી હોવું જોઇએ. ક્ષય વગેરે ચેપી રોગવાળું હોવું ન જોઇએ, કેમકે એવા જાનવરના દૂધદ્વારા તે દૂધ પીનાર બાળકને તેવો રોગ થવાનો સંભવ છે, માટે તનદુરસ્ત જાનવરનું દૂધ વાપરવું જોઇએ. દૂધ ઉનું કર્યા વગર ઉપયોગમાં લેવું ન જોઇએ. દૂધ લૂગડાથી ગાળીને વાપરવું એ સલાહકારક છે.

ગાય, ભેંસ વગેરેને દોહવામાં આવે તેમાં પ્રારંભમાં દોહેલાં દૂધ કરતાં છેવટના ભાગે દોહેલા દૂધમાં મલાઇનો ભાગ વધારે હોવાથી તે વધારે પૌષ્ટિક અને ગુણકારી ગણાયછે. સાંજ કરતાં સવારનું દૂધ, ને રોજ એકથી વધારે વાર દોહવાય તેનાં કરતાં ફક્ત એક વાર દોહવાય તે દૂધ વધારે સારૂં હોયછે. "દૂધનું ગળું અને છાશનું તળું" એવી આપણામાં કહેવત ચાલેછે, તે પ્રમાણે દૂધની ત્રાંબડીમાંથી ઉપરથી દૂધ લેવું એ ઉત્તમ, તેમજ છાશની દોણીમાંથી છેક તળીએથી છાશ લેવી સારી છે.

યુરોપ, અમેરિકા વગેરે મુલકથી પતરાના દાબડામાં આવતા દૂધને આપણે વિલાયતી દૂધના નામથી ઓળખીએ છીએ. કોઇ કોઇ માણસ તેવા દાબડાનું દૂધ બચ્ચા માટે વાપરેછે, પરંતુ તેવા દૂધમાં રોગના જંતુ નહીં હોય એમ ખાતરીથી કહી શકાય નહીં. વળી તે કાંઇ તાજું દૂધ કહેવાય નહીં, અને તાજા દૂધને એવું દૂધ કદી પહોંચી શકે નહીં. એવા દાબડાના દૂધમાં પાણી રેડયાથી તેને તાજા દૂધ સરખું ગણવું જોઇતું નથી. એ પ્રમાણે હોવાથી તેનો ઉપયોગ ન છૂટકેજ કરવા સરખું છે. મતલબ જ્યાં સુધી તનદુરસ્ત જાનવરનું તાજું દૂધ હરેક પ્રયત્ને મળે ત્યાં સુધી તેવું દૂધ પ્રાપ્ત કરીને તે બચ્ચાના ઉપયોગમાં લેવું એજ ઇષ્ટ છે.

# પાણી.

નિર્મળ પાણી, એ માણસની જીંદગીના નિભાવ માટે હવા અજવાળાથી બીજા દરજ્જાની ખાસ જરૂરીઆતની ચીજ છે. માણસ ખોરાક વગર જેટલો વખત ચલાવી શકે તેટલો વખત પાણી વગર કદી રહી શકે નહીં.

સ્વચ્છ પાણી તનદુરસ્તી સાચવવાનું એક સારૂં સાધન છે. પાણી અસ્વચ્છ હોય તો તેને ઉકાળીને પીવું જોઇએ. પીવાના પાણીને દરરોજ એક બે વખત ગાળવું જોઇએ.

તાંબાનાં વાસણમાં ભરી રાખેલું પાણી વધારે પસંદ કરવા લાયક છે. વરસાદનું ઝીલેલું પાણી ઘણુંકરીને વાપરવા લાયક હોયછે. જે કુવાનું પાણી વાપરવામાં આવે તે કુવામાં સૂર્યનો પ્રકાશ પડતો હોય તો તે પસંદ કરવા યોગ્ય છે.

મલીન પાણીથી ખસ, દાદર, વાળો, તાવ, મરડો અથવા કોલેરા વગેરે દરદ ઉત્પન્ન થવાનો સંભવ છે, માટે જે પાણી પીવામાં વપરાતું હોય તેની સ્વચ્છતા તરફ ખાસ લક્ષ રાખવું જોઇએ.

દૂધમાં પાણીનો મોટો ભાગ હોવાથી ધાવતાં અથવા દૂધ પીતાં બચ્ચાંને પાણી પાવાની બહુ જરૂર પડતી નથી. બચ્ચું જેમ મોટું થાય તેમ તેને પાણી પીવાની વધારે જરૂર પડેછે. ઉનાળા વગેરેના તાપના વખતમાં બાળકનું ગળું પાણીના અભાવે સૂકાઇ ન જાય તે માટે કાળજી રાખીને તેને વખતસર પાણી પાતા રહેવું જોઇએ, અથવા તે જો ધાવણું હોય તો તેને જરૂર જેટલું ધવરાવવું જોઇએ, અગર ગળે શોષ ન પડવા માટે જોઇતું પાણી બહુ ગરમીના વખતમાં પાવું જોઇએ.

શરીરની હાજતના પ્રમાણમાં જ્યારે જ્યારે તૃષા લાગે ત્યારે પૂરતું પાણી ધીમેધીમે પીવું જોઇએ, તરસના પ્રમાણમાં અને તરસ લાગે

કે તુરત પાણી પીવામાં ન આવે તો શારીરપ્રકૃતિને નુકસાન થવાનો સંભવ છે. ગટગટ કરીને એક સાથે વધારે પડતું પાણી પીવું નહીં જોઇએ. જમતી વખત વધારે પાણી પીવું ન જોઇએ. જમવાની અગાઉ આશરે એક કલાકે જોઇતું પાણી જે પીએ તેને પછી જમતાં જમતાં પાણી પીવાની કદાચજ જરૂર પડશે.

રાતે સૂતી વખત પાણી પીવું જોઇએ. સવારે ઉઠીને નિર્મળ ને ટંડું પાણી પીવામાં આવે તો તનદુરસ્તી વધેછે. ચા, કોફી, સોડા, અથવા લેમોનેડ વગેરે પીણાની ખાસ કારણ સિવાય કશી આવશ્યકતા નથી. કુદરતી સ્વચ્છ પાણી જેટલો ફાયદો કરેછે તેટલું કોઇ પણ મિશ્ર પીણું શરીરને જાથુનો ફાયદો કરનારૂં નીવડતું નથી.

મનુષ્ય શરીરમાં ⅘ ભાગ પાણીનો છે. પૃથ્વીપર જમીન કરતાં પાણીનો ભાગ વધારે વિસ્તારવાળો છે. પાણીનો ઉપયોગ શારીરિક બાંધાને ભીનાશવાળો રાખેછે, અને તેની અંદરના કચરાને પીગળાવીને બહાર કાઢેછે, સિવાય તે પાચનક્રિયાને મદદ કરેછે.

---

## સૂર્યનો પ્રકાશ—અજવાળું.

સૂર્ય એ સૌથી મોટો દાકતર છે, અને કિરણ એ તેની દવા છે. એ કિરણની કિંમત સોના કરતાં પણ ઘણી વધારે છે, તેમજ તેની અસર બહુજ લાભકારક છે.

ઇટાલીઅનમાં એક કહેવત છે કે "જ્યાં સૂર્યનું અજવાળું દાખલ થતું નથી, ત્યાં રોગ જલદી દાખલ થાયછે," જે ઘરમાં સૂર્યનાં કિરણ ન પેસે ત્યાં વૈદ્ય પેસી જાયછે! માણસને જેમ તે કિરણ બહુજ ઉપયોગી છે, તેમ વનસ્પતિને પણ તે ઓછાં ઉપયોગી નથી, કેમકે તે પ્રાણી તેમજ વનસ્પતિનાં જીવન ઉપર સરખી અસર કરેછે. સૂર્યના અજવાળામાં રહેનારના ચહેરાપર લાલી

દેખાયછે, તે તેના કિરણનો પ્રતાપ સમજવો. ઝાડ વગેરે હરકોઇ જાતની વનસ્પતિપર સૂર્યનો પ્રકાશ ઘણો વખત પડે તો તે બરાબર ખીલી નીકળેછે.

અજવાળા—પ્રકાશ વગર આપણે છતી આંખે દેખી શકીએ નહીં. શરીરની ખીલવટ અને તનદુરસ્તીની સાચવણમાં સૂર્યની રોશની ઘણો અગત્યનો ભાગ બજાવેછે. પ્રકાશ શરીરની શોભા પણ વધારેછે.

અજવાળાના અભાવે મન સુસ્ત ને ઉદાસ રહેછે અને શરીરમાં બીમારી દાખલ થાયછે.

ઘરમાં જેમ શુદ્ધ હવાની તેમ સૂર્યના પ્રકાશની પણ અગત્ય છે. સૂર્યનો પ્રકાશ ઝેરી હવાનો નાશ કરેછે, એવો પ્રકાશ બરાબર આવતો ન હોય એવે ખાણ વગેરે ઠેકાણે ઘણો વખત ગોંધાઇને કામ કરનારાઓનાં શરીર જોઇએ તેવાં ન વધતાં નબળાં રહેછે, અને તેમના ચહેરા નિસ્તેજ ને ફીકા જોવામાં આવેછે. અંધારી જગોમાં કામ કરનાર માણસ ગમે તેવો પુષ્ટિકારક ખોરાક ખાતો હોય તોપણ તેના ચહેરાપર લાલી કદી પણ આવી શકતી નથી, માટે સૂર્યનો પ્રકાશ ઘરમાં બરાબર પડે તેવી રીતની તેની બાંધણી હોવી જોઇએ, તથા તેમાં દરરોજ તેનો પ્રકાશ આવવો જોઇએ. બાળકના સૂવાના ઓરડાની આસપાસ એવી જગોએ ઝાડ ઉગેલાં નહીં જોઇએ કે જેથી તે ઓરડામાં સૂર્યનો પ્રકાશ છૂટથી આવી ન શકે. આ પ્રમાણે હોવાથી બચ્ચાંને બનતાં સુધી અંધારામાં રાખવું નહીં. અંધારામાં રાખ્યા કરવાથી આંખના કેટલાક રોગ થાયછે. સૂર્યના પ્રકાશનો લાભ તેમજ ચોખ્ખી હવાનો લાભ જે બચ્ચાંને ઘણો વખત મળે નહીં, તે શરીરે બરાબર ન વધતાં ઠીંગણું રહેવાનો ઘણો સંભવ છે.

# અફીણમિશ્રિત બાળાગોળી.

નાનકડું બચ્ચું ગમે તે કારણથી રડીને માતાને કંટાળો આપે તે અટકાવવા ખાતર, અથવા બચ્ચું ઝટ પોઢી જાય તો માતાને પોતાને આરામ ભોગવવાનો અથવા બીજું કામ કરવાનો અવકાશ મળવા માટે, બાળક જલદી ચાલવા શીખે એવી ખોટી ભ્રમણાથી, અથવા બાળાગોળી વગર બચ્ચું બરાબર ઉંઘે નહીં, અને સારી રીતે ઉછરે નહીં એવા ખોટા ખ્યાલથી આ દેશમાં અસંખ્ય માતાઓ પોતાના કોમળ બચ્ચાંને અફીણમિશ્રિત બાળાગોળીનું, તો કેટલીક માતા નકરા અફીણનુ બંધાણ કરાવે છે. એવું બંધાણ રોજીંદુ એક વારનું, કોઇને બે વારનું તો કોઇને એથી વધારે વખતનું પણ હોયછે. એ પ્રમાણે બાળકને ઝેર ખવરાવવાનું પરિણામ એ આવેછે કે તે જેમ તાત્કાળિક તેમજ ભવિષ્યમાં અમુક પ્રકારે દુઃખી થાયછે, ને શરીરે હૃષ્ટપુષ્ટ થઇ શકતું નથી.

બચ્ચું જરા રડીને કનડગત કરે તો તેને ઘેંટાડવાના અકસીર ઇલાજ તરીકે એવી બાળાગોળી કે ખુદ અફીણ હાજર હોયછે! બચ્ચું ગમે તે કારણથી જ્યારે ત્યારે રડ્યા કરતું હોય તો બાળાગોળી કે અફીણ રફતેરફતે વધારે આપવાનું ચાલુ કરવામાં આવેછે, એ અનિષ્ટ છે. રડવાનું કારણ હોય તે દૂર કરવું જોઇએ. કોઇ માતાને ધાવણ બરાબર આવતું ન હોય જેથી ભૂખ પૂરતું ધાવણ નહીં મળ્યાથી તે બિચારૂં ચીડાઇને અવારનવાર રડ્યા કરેછે. કોઇવાર તે ઘોડીઆ કે પારણામાં સૂઇ સૂઇને થાકી ગયું હોય છતાં તેને માતા તેમાંથી ઝટ બહાર કાઢે નહીં તો તે મુંગું પ્રાણી બિચારૂં રડીને તે વિષેની દાદ માગેછે.

કોઇ બાળકને કોઇ કોઇ પ્રસંગે નિદ્રા નથી આવતી ત્યારે તેનું ખરૂં કારણ ખોળવાની તસ્દી લેવાને કોઇ ખુશી હોતું નથી, તેમજ તેમને તેમાં કાંઇ તપાસ કે વિચાર કરવા સરખું હોય એવું પણ ભાગ્યેજ

જણાયછે ! ઉંઘ આણવા માટે ઝેરી બાળાગોળી દેવી એજ પહેલો અને છેલ્લો ઉપાય ગણાતો આવતો હોવાથી તેનો ઉપયોગ થતો આવેછે.

એવી બાળાગોળી કે અફીણની ઝેરી અસરથી બાપડું બચ્ચું ઘેનમાં પડી રહેછે, અને એ પ્રમાણે ઘેનમાં પડી રહેવું એ જૂઠો આરામ છે, છતાં માતા સમજેછે કે પોતાનું બાળક કરારથી ઉંઘેછે ! એ રીતની માતાની એવી અજ્ઞાનતાને પરિણામે સંખ્યાબંધ નિર્દોષ બાળકો સદાની મીઠી નિદ્રામાં પોઢી જાયછે, તેનું તેવી માતાઓને થોડુંજ ભાન હોયછે. કુદરતી ઉંઘનું કામ એવા કૃત્રિમ ઉપાયથી કદી પણ પાર પડતું નથી, અને બાળકને તેથી જોઇતી શાંતિ મળી શકતી નથી. જે બાળક આવા અનિષ્ટ વ્યસનથી મરણ શરણ ન થતાં બચેછે, તેની ભવિષ્યની જીંદગીમાં એ બાળાગોળીની સહજ પણ ખરાબ અસર પ્રકટ અથવા અપ્રકટપણે રહી ગયા વગર રહેતી નથી.

એવી બાળાગોળી કે અફીણના બંધાણની મુદતમાં વધારો થતાં વધારે પ્રમાણમાં આપવામાં આવેછે, અને તેથી નુકસાન પણ વધારે પ્રમાણમાં થાયછે. એ ઝેરની ઝેરી અસરથી બાળક શરીરે ગળતું જઇ રંગે પીળું રેચક સરખું થાયછે. ખુશમિજાજમાં રહી શકતું નથી, કોઇને તેથી દસ્તની કબજીઅત થાયછે, પાચનશક્તિ કમી થતાં ભૂખ ઓછી લાગેછે, તેને પરિણામે કેટલીક જાતનાં બીજાં દરદ તેમને લાગુ થાયછે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી કોઇપણ માબાપે પોતાના વ્હાલા બચ્ચાને એવું બંધાણ કદીપણ કરાવવું જોઇતું નથી. એવા બંધાણ વિના બચ્ચાંની યોગ્ય માવજત ને સંભાળ રાખ્યાથી તે સારી રીતે ઉછરી શકેછે, તેમાં જરાપણ અંદેશો રાખવા સરખું નથી. અનુભવ કરી જોવાથી તે પ્રમાણેની પ્રતીતિ થયા વિના કદી રહેશે નહીં.

## દાંત.

સામાન્ય રીતે બાળકને બે વખત દાંત આવેછે. બચપણમાં તનદુરસ્ત બચ્ચાંને આશરે છઠ્ઠે સાતમે મહિનેથી દાંત ફુટવા માંડેછે, અને તે જો બહુજ દુર્બળ હોય તો વરસ સવા વરસની ઉમર થયા પછી તેને દાંત ઉગવા માંડેછે. એવા પ્રથમના દાંતને દુધીઆ દાંત કહેછે. નીચલા દાંત પહેલા આવેછે, અને પછી તેની ઉપરના દાંત આવેછે. એવા થોડા દાંતો આવ્યાથી સામાન્ય રીતે એમ મનાયછે કે દૂધ સિવાયની બીજી કોઇ કોઇ માફક આવે તેવી ચીજ ખાવા તથા પચાવવાને માટે કુદરતે તેને થોડું થોડું લાયક કરવા માંડયું, એમ સમજીને કેટલીક જ્ઞાતિમાં એવા બચ્ચાંને આશરે સાત આઠ માસની ઉમરે અબોટણવિધિ કરાવવામાં આવેછે, પરંતુ એવો અન્નપ્રાશનનો સંસ્કાર કર્યાથી એમ સમજવું નહીં જોઇએ કે ત્યારથીજ તેને રોજ કાંઇ ને કાંઇ ખવરાવ્યા કરવું તેમાં અડચણ નથી.

બાળકને આશરે બે અઢી વરસની ઉમર સુધીમાં સઘળા દાંત આવી રહેછે તથા તે પાંચ છ વરસની ઉમરનું થયા પછી તે દાંતો વગર ક્રમે એક પછી એક એમ થોડી થોડી મુદતે પડવા માંડેછે.

ઘણાં વરસો સુધી ટકવાના દાંત આવવાનું બાળકને આશરે સાત આઠ વરસની ઉમરથી શરૂ થાયછે, અને બહુમાં બહુ વીશ વરસની ઉમર સુધીમાં બધા દાંત આવી રહેછે.

પ્રથમના દાંત ફુટતા હોય તે બચ્ચાંને બહુ દુઃખદાયક થઇ પડેછે, કેટલાંકને એવા સંયોગમાં ઝાડા, ઉલટી, તો કોઇને આંચકી વગેરે વ્યાધિ થઇ આવેછે. ઉંઘ બરાબર આવતી નથી, બેચેની બહુ રહેછે, તે ચીડીયું થઇ જાયછે, અને સહેલાઇથી ધાવતું નથી.

બચ્ચાંને દાંત આવતા હોય તેવા વખતમાં તેને કઠણ ચીજો કરડવા આપવી જોઇએ જેથી દાંત મજબૂત થાય. દાંત આવતી વખત ઘણાં

બચ્ચાં પોતાના અંગુઠાને ધાવેછે, તે પણ ઠીક છે. દાંત બરાબર આવ્યા પહેલાં ચાવવી પડે એવી ચીજ બાળકને ખાવા આપવી ન જોઇએ.

સામાન્ય રીતની મુદત વીતી ગયા છતાં કોઇ બચ્ચાંને દાંત આવવા ન માંડે, અથવા તે આડાઅવળા કે વાંકાચુંકા આવે તો તે વિષે દંતવૈદ્યની સલાહ લેવી જોઇએ.

ખોરાક પાચન થવાનો મુખ્ય આધાર તેને બરાબર ચાવવા ઉપર છે અને ચાવવાનો આધાર દાંત ઉપર રહેલોછે, જેથી દાંતની સદા ખાસ સંભાળ ને યોગ્ય માવજત રાખ્યા કરવી એ ઘણુંજ જરૂરનું છે. શરીરના સુખને માટે, આયુષ્યને દીર્ઘ કાળપર્યંત ટકાવી રાખવા માટે દાંત એ અતિશય ઉપયોગી સાધન છે. દાંતની હૈયાતીમાં તેની ખરેખરી કિંમત સમજાતી નથી. દાંતનું જતન કરવું એ જીંદગીનું જતન કરવા બરાબર છે.

જેના દાંત જુવાનીમાં અથવા આધેડ ઉમરમાં પડી જાયછે, એટલી ઉમરથીજ તે જાણે ઘડપણ શરૂ થયા સરખી સ્થિતિમાં આવેછે. તે દીર્ઘાયુષ ભાગ્યેજ ભોગવી શકેછે. દાંત જાય એટલે તેની સાથે દુનિયાંની નાના પ્રકારની ચીજોના સ્વાદ પણ ભેળા ચાલ્યા જાયછે, માટે દાંતની બરાબર જાળવણી કરવાની બાળકને નાનપણથીજ ટેવ પાડવી જોઇએ. દાંતની જોઇતી સંભાળ ને માવજત નહીં રાખ્યાથી તે વહેલા પડી જાયછે, અથવા ખરાબ થઇ જાયછે. દાંતની ગેરહાજરી થતાં જમવામાં કેટલી બધી હલાકી ને મુસ્કેલી ભોગવવી પડેછે, તથા બરાબર નહીં ચવાએલા ખોરાકથી બદહજમી વગેરે વ્યાધિ થઇ આવેછે, તે વિષે તેને અગાઉથી સમજાવવું જોઇએ.

કેટલાંક બાળકને દાતણપાણી કરવું પડે તે બહુ કંટાળાભરેલું ને વેઠ કરવા સરખું લાગેછે! બાવળનું કે વડવાઇ વગેરેનું દાતણ દરરોજ કરવું જોઇએ.

જમ્યા પછી મોઢું દાતણથી, બ્રશથી અથવા તેના અભાવે માત્ર પાણીના કોગળા કરીને સાફ કરી નાખવું જોઇએ. લીલા દાતણને અભાવે "ટુથ બ્રશ"થી દાંત દરરોજ સાફ કરવા જોઇએ. ટુથબ્રશ વાપરવામાં આવે તો તે સુંવાળા વાળવાળું જોઇએ, અને યોગ્ય મુદતે નવું ટુથબ્રશ તેની અવજી વાપરવાનું રાખવું જોઇએ.

દાતણ કરતી વખતે દાંતને ઉપર નીચે ને અંદરની બન્ને બાજુથી બરાબર સ્વચ્છ કરવા જોઇએ. દાંતના પારામાંથી કદાપિ સહેજ લોહી નીકળે તેની ફિકર કરવી નહીં.

ચાકનું કપુરમિશ્રિત દંતમંજન વાપરવું સલાહકારક છે. દંતમંજન વાપરવામાં આવે તે બહુ ઝીણું ને સુંવાળું જોઇએ.

ગળપણવાળો ચા, કોફી, કે શરબત પીતાં હોય તેણે તે પીને તુરત પાણીના કોગળા કરી નાખવા જોઇએ, તેમજ ગળપણવાળી બીજી કંઇપણ ચીજ ખાવા કે પીવામાં આવે તોપણ પાણીના કોગળા તુરત કરીને મોઢું સાફ કરવું જોઇએ. બહુ ગળપણ કે ખટાશવાળી ચીજ વખતોવખત ખાવાનો પરિચય રાખ્યાથી દાંત ખરાબ થઇ જવાનો સંભવ છે.

રાતે સૂતી વખત, તેમજ વાળુ દિવસના ભાગમાં કર્યું હોય તો તે પછી પણ દાતણ કરવું જોઇએ, અને તેમ કદાપિ ન બને તો પાણીના કોગળા કરી દાંતને સાફ કરવા, પણ સવારે દાતણ કરવામાં આવે ત્યાં સુધી દાંતને બરાબર સાફ કર્યા વગરની સ્થિતિમાં રાખવા એ નુકસાનકારક છે. ચોવીશ કલાકમાં જેઓ એક વખતજ દાતણ કરતા હોય તેમણે રોજનું છેલ્લું ખાણું ખાધા પછી દાતણ કરીને દાંત, મોઢું સાફ કરી નાખવું એ સલાહકારક છે. સવારે ઉઠ્યા પછી મોઢું સાફ તો કરવુંજ જોઇએ.

પોતાના દાંત બહુજ મજબૂત છે એવી બડાઇ કરવા અથવા ભવિષ્યના પરિણામની અજ્ઞાનતાથી સોપારી ને શેરડી સરખા પદાર્થને દાંતથી કડક

દઇને ભાંગી નાખ્યાથી એકાદ દાંત કોઇવાર અચાનક પડી જાયછે, અથવા એ પ્રમાણે દાંતથી બહુ જોર કરીને ચીજો વખતોવખત ભાંગવાના અભ્યાસથી દાંત નબળા કે દોદ્દળા થઇ વહેલા વહેલા રસ્તે પડેછે.

ઠંડું અથવા બહુ ગરમ પાણી પીવાની ટેવથી, ખાનપાનમાં બરફનો ઉપયોગ ઘણી વખત કર્યા કરવાથી દાંતને નુકસાન થાયછે.

તમાકુની બીડીઓ ફુંકયા કરવાથી, તમાકુ અને વધારે ચુનાવાળાં પાન ચાવ્યા કરવાથી દાંતનું નખોદ વહેલું નીકળી જાયછે. દાંત બરાબર સાફ રાખવામાં ન આવે તો તેમાં ભરાઇ રહેલી કચરો કોહી જાયછે, દાંતનો સ્વાભાવિક રંગ બદલાઇ જાયછે, મોઢું ગટરની પેઠે ઘણુંજ વાસ મારેછે, અને એવા માણસની સાથે નજદીકમાં વાતચિત કરતાં દુર્ગંધ આવેછે.

ગામડાની ખુલ્લી હવામાં રહેનારના દાંતનું પડ વધારે મજબૂત રહેછે, અને તેજ કારણથી શહેરીઓના દાંત કરતાં ગામડીઆના દાંત સ્વાભાવિક રીતે વધારે મજબૂત જોવામાં આવેછે. લીલોતરી શાક, ભાજીપાલો ખાવાનો જેને મહાવરો હોયછે તેના દાંતને તેથી મજબૂતી મળેછે. દાડમની કળિયો જેવા સફેદ ને સ્વચ્છ દાંત હોય તે વખાણમાં છે.

દાંતની મજબૂતી અથવા તેનું નબળાપણું કે વહેલું પડી જવાપણું કે તેની અમુક પ્રકારની આકૃતિ એ પણ કેટલીક વાર ઓલાદે ઉતરેછે.

માણસ આશરે સો વરસ જેટલી લાંબી ઉમરનું થાય તેના દાંત અગાઉ પડી ગયા હોય તો તેવી આખર અવસ્થામાં તેને પાછી નાનાં બચ્ચાં જેવી દંતુડીઓ ઉગેછે પણ તે ખોરાક ચાવવાના ઉપયોગમાં આવી શકે તેવી હોતી નથી.

શરીરના બીજા અવયવો શરીરની સાથેજ જન્મેછે, તથા સાથેજ મરેછે, પરંતુ દાંતના સંબંધમાં તેવું નથી. તે આવેછે મોડા, અને ઘણી વખત જાયછે વહેલા. તે પ્રથમ આવેછે ત્યારે ઘણું કષ્ટ આપ્યા

વગર રહેતા નથી તેમ તે સંબંધ છોડીને માણુસના મૃત્યુ પહેલાં અધવચ જો ચાલ્યા જાયછે ત્યારે પણ ઘણી વખત પીડા કરીને બૂમો પડાવેછે, તો કોઇવાર વિશેષ નિર્દય થઇને તોબા પોકરાવા સરખું પણ કરેછે! બીજા અવયવોની પેઠે તેઓ માણુસના અંતપર્યંતના સગા નથી, તેથી સામાન્ય રીતે જોતાં વૃદ્ધ માણુસોની નજરે બહુ મમતા રાખવાને તે પાત્ર પણ ગણાતા નથી!

## બેસતાં, ઉભા રહેતાં તથા ચાલતાં શીખવું.

બાળકના શરીરમાં બેસવા પૂરતી શક્તિ આવે એટલે બરડાનો કાંઠો મજબૂત થાય તે પહેલાં તેને બેસતાં શીખવવું નહીં, કેમકે એમ કર્યાથી તે ખુંધલું થઇ જવાનો સંભવ છે. તેને બહુ વાંકા વળીને બેસવા દેવું નહીં. બેસવા શીખતું હોય તે વખતે તેની પીઠ તથા છાતીને આધાર મળે તેવી રીતે ફરતાં કપડાં વગેરે રાખવાની તજવીજ તે બેઠું હોય ત્યારે કરવી.

બચ્ચાંને ઉભા રહેવાની શક્તિ આવ્યા વિના એટલે પગ બહુ પોચા હોય ત્યારે ઉભું રાખવું નહીં, કેમકે પગ બહુ પોચા હોય છતાં ઉભું રહેતાં શીખવવામાં આવે તો તેના પગ વાંકલા થઇ જવાનો સંભવ છે. તે ઉભું રહેતાં શીખતું હોય ત્યારે સહજવાર ઉભું રાખવું. ઝાઝીવાર ઉભું રાખવું નહીં, તેમજ તે નમવા માંડે તો તરત તેડી લેવું, અથવા બેસી જાય તો બેસી જવા દેવું. તેને ઉભું કરવાની જ્યારે જરૂર હોય, ત્યારે તેની બન્ને બાજુની બગલમાંથી પકડીને ઉભું કરવું, પણ તેના હાથ પકડીને ઉભું કરવું નહીં. ઘરનાં બીજાં માણસ પણ તેને એ રીતે તેડે, એવી સૂચના આપવી જોઇએ. બચ્ચું રીખતાં એટલે ભાંખોડીયાભર

ચાલતાં શીખેછે, પછી તે ખુરશી અથવા પેટી વગેરે પકડીને ઉભું રહેતા શીખેછે, પછી પાપગલી કરતાં ધીરેધીરે ચાલતાં શીખેછે.

પગમાં ચાલવાની બરાબર શક્તિ આવી ન હોય, છતાં તેને ચાલવાનું શીખવવામાં આવે તો પગ, રાંટા અને પીંડ વાંકી થઇ જવાનો સંભવ છે, પગમાં શરીરને ઉપાડવા જેટલું કૌવત આવ્યા વિના ચલાવવામાં આવે તો તેના ઘુંટણ એક બીજા સાથે અથડાયછે. વળી એથી કોઇ અતિશય નબળું બાળક લંગડા સરખું પણ થઇ જાયછે, અને એવી ખોડખાંપણ જીંદગીભર રહી જાયછે.

બચ્ચું જ્યારે બીમાર પડી ગયું હોય, અથવા તેને દાંત આવતા હોય, તેવા વખતમાં તેને ચાલતા શીખવવું નહીં. શરીરમાં જોઇતી શક્તિ આવે તો તે વહેલું ચાલતાં શીખેછે. કેટલાંક સબળાં બચ્ચાં નવ દશ મહિનાની વયના થાય એટલામાં ચાલવા શીખેછે, તો કોઇ બહુ નબળાં બચ્ચાં બે ત્રણ વરસના થાય ત્યારેજ તેમને ચાલતાં આવડેછે. કૌવતનું એ કામ છે. ચાલતાં શીખવવામાં ચાલણગાડીનો આધાર આપવામાં આવેછે એ ઠીક છે, પણ તેવી ગાડીનો બહુ ઉપયોગ કરવાનું ફાયદાકારક નથી. પોતાના પગના જોરથી ચાલે તે પસંદ કરવા લાયક છે. સારાં જોરદાર બચ્ચાં પોતાની મેળે ચાલતાં શીખી જાયછે.

ચાલતાં શીખેલા બચ્ચાંને જ્યારે ત્યારે તેડીને ફરવું એ સારૂં નથી. તેને થાક ન ચડે તેટલું ચાલવા દેવું જોઇએ. તેડવાની જરૂર પડે ત્યારે તેડવું. વધારે વાર સુધી તેડવું પડે તો એકજ પડખે ન તેડતાં બન્ને પડખે વારાફરતી તેડવું એ સારૂં છે.

# બોલતાં શીખવું.

બચ્ચું બીજી ઇંદ્રિયોની સાથે કર્ણેંદ્રિય પણ લેઇને જન્મેછે, પરંતુ જન્મતી વખતે કાને તદન બહેરૂં હોયછે, તેથી તે વખતે તેની પાસે ગમે તેટલો અવાજ કરવામાં આવે તોપણ તે કયાંથી સાંભળે!

બાળક જ્યારે અવતરેછે ત્યારે ભવિષ્યમાં તે બીએ નહીં એવા ઇરાદાથી તેની પાસે થાળી વગેરે ઠોકીને મોટો અવાજ કરવાનો આપણા દેશમાં કેટલેક ઠેકાણે રીવાજ છે, પણ તે તદન નિરર્થક છે, કેમકે તે સમયે તે તદન બહેરૂં હોવાથી કાંઇ સાંભળી શકતું નથી. જન્મ્યા પછી ત્રણ દિવસની અંદર તેની એ શ્રવણશક્તિ કામ કરવા માંડેછે; પછી તે બચ્ચું ક્રમેક્રમે સારી રીતે સાંભળતું થાયછે, અને અવાજને ઓળખી શકેછે.

જે બચ્ચું કાંઇપણ ઉચ્ચાર સાંભળી શકેછે તેજ બોલવાનું શીખી શકેછે. જે બચ્ચું જન્મથી કાંઇપણ સાંભળી શકતું નથી, તે બોલી પણ શકતું નથી, એટલે તે સદા મુંગું રહેછે.

મનશક્તિની ખીલવટના પ્રમાણમાં વાચાશકિત ખીલેછે, એમ પ્રોફેસર પ્રેઅરનો મત છે. કોઇ બહુ ચાલાક બચ્ચું ત્રણ ચાર માસની ઉમરે કોઇ અમુક અક્ષરનો ઉચ્ચાર કરતું જણાયછે, બાકી સામાન્ય રીતે તો બચ્ચું જ્યારે આઠ નવ માસની ઉમરતું થાય ત્યારથી બીજા માણસને બોલતાં સાંભળીને તે મુજબ પોતે પણ ઉચ્ચાર કરવા માટે પોતાની જીભ તથા હોઠનો ઉપયોગ કરવા માંડેછે, પરંતુ શરૂઆતમાં જોઇએ તેવા ઉચ્ચાર તેનાથી થઇ શકતા નથી અને લોચા વાળવા સરખું થાયછે તે જોઇને સાંભળનારને સહજ હસવું આવેછે!

એ પ્રમાણે ધીમે ધીમે તેને બોલવાનો મહાવરો થાયછે, જીભ કેળવાયછે, એટલે એકાક્ષરી તથા બોલવામાં ઘણા સહેલા શબ્દ તે પ્રથમ

બોલતાં શીખી જાયછે, પણ તેમાંના કેટલાક ઉચ્ચાર તે સમજ્યા વગરના કરેછે. વરસ સવા વરસની વય થતાં વાચા શક્તિદ્વારા તે પોતાની કેટલીક જાતની મરજી જણાવી શકેછે. દાંત ઘણાખરા આવી ગયા પછી તે સ્પષ્ટ રીતે બોલી શકેછે. તે આશરે બે વર્ષની વયનું થતાં તેને બરાબર બોલતાં આવડી જાયછે, અને આશરે ત્રણ વર્ષનું થતાં ભાષાનું જ્ઞાન પણ પોતાની શકિત અનુસાર ઠીક મેળવેછે.

માત્ર ભાષા જ્ઞાન વ્હેલું થાય તેમાં બહુ લાભ નથી, માટે બાળકને વ્હેલું વ્હેલું બોલતાં શીખવવા માટે ઉતાવળ કરવી જોઇતી નથી. રંગ, રૂપ, રસ, ગંધ, સ્વાદ, અવાજ, ટાઢું, ઉનું વગેરે જાણવામાં એકલું શબ્દજ્ઞાન ઉપયોગી થઇ શકતું નથી. જોવા, સાંભળવા ને અનુભવવાથી જે જ્ઞાન થાયછે, તે માત્ર બોલતાં આવડ્યાથીજ થતું નથી, એટલે વસ્તુજ્ઞાન થયા પછી શબ્દજ્ઞાન આપવું એ ઇષ્ટ છે. પ્રથમ સમજ અને પછી શબ્દ.

બોલવા શીખવા તરફ બાળકનું વલણ જોઇએ તે કરતાં વ્હેલું કરાવવાથી બીજા ગેરફાયદા એ પણ થાયછે કે તેની વિચારશકિત તેમજ કાર્યકારણભાવ ગોઠવવાની શકિત અમુક દરજ્જે કમી થાયછે, અને તેનું ધ્યાન બીજાને બોલતાં સાંભળીને તે પ્રમાણે પોતે બોલતાં જલદી કેમ શીખવું તેની ઉપરજ મુખ્યત્વે કરીને રહેછે.

એક ઇંગ્રેજ પોતાનું અઢી વરસનું બાળક જેને ઇંગ્રેજી ભાષાનું ઉમરના પ્રમાણમાં જ્ઞાન થયું હતું તેને ફ્રાન્સમાં મૂકીને પોતે પરદેશ ગયો હતો, ત્યાંથી દશ મહિના પછી તે ત્યાં પાછો આવ્યો તેટલી મુદતમાં પેલું બાળક ફ્રેન્ચ ભાષા ઠીક શીખી ગયું હતું, તેનું કારણ એ કે તે બાળકની બુદ્ધિ તે વખતે ખીલતી આવતી હતી.

અમુક બાળક બે કરતાં વધારે ભાષા પણ એક સરખી સરળતાથી એક સાથે શીખી શકેછે એવા દાખલા નોંધાએલાછે. બગદાદનો એક

ઇંગ્રેજ પાદરી જે એક જર્મન કન્યા સાથે પરણ્યો હતો તેમને ત્યાં અવતરેલો એક દીકરો માત્ર ત્રણ વર્ષની ઉમરનો થયો તેટલામાં જર્મન, ઇંગ્રેજી તથા અરબ્બી એ પ્રમાણેની ત્રણ ભાષામાં વાત કરી શકતો હતો. એટલે એક તેની માતૃ ભાષા, બીજી પિતૃ ભાષા, તથા ત્રીજી જન્મભૂમિની ભાષા ! માતાના સહવાસમાં રહીને જર્મન ભાષા, પિતાના પ્રસંગમાં રહીને ઇંગ્રેજી ભાષા તથા આરબ નોકરોના પરિચયમાં રહીને અરબ્બી ભાષા એટલી ટુંકી મુદતમાં સામાન્ય રીતે તે શીખી ગયું હતો !

## ટેવ.

અમુક બાબતની સારી કે નઠારી ટેવ તે ઘણી મુદતના અભ્યાસનું—મહાવરાનું પરિણામ માત્ર છે. ટેવની સત્તા અગાધ છે. કોઇ કોઇવાર કુદરત કરતાં પણ ટેવ બળવત્તરપણે કામ કરેછે. માણસ ટેવનો ગુલામ છે, ટેવ ઉપરજ મનુષ્યની વર્ત્તણુકનો મુખ્ય આધાર છે; તેથી બાળકને મૂળથીજ વખતસર ઉઠવાની, સુઘડતાની, વિવેકની, સભ્યતાની બીજા સાથે માયાળુપણે વર્તવાની, મોટા પ્રત્યે પૂજ્ય બુદ્ધિ રાખવાની, ધર્મ તથા નીતિપરાયણ રહેવાની, ખંતથી જાતે કામ કરવાની, સત્ય અને પ્રમાણિકપણે વર્ત્તવાની, ડર્યા વિના ખરી હકીકત જાહેર કરવાની, પોતાની ભૂલ પડી હોય તો તે સુધારવાની, અને પોતાની ચોપડીઓ વગેરેનો ઉપયોગ કર્યા પછી તેને પાછી યોગ્ય સ્થળે મૂકવા વગેરેની સારી ટેવો પાડવા, તથા નરતી ટેવો ન પડે તે માટે બનતી કાળજી રાખી તેને તેથી બચાવવાં જોઇએ. અથવા કોઇ પ્રકારની કુટેવ પડેલી જોવામાં આવે કે તુરત તે છોડાવવાની યોગ્ય તજવીજ કરવી જોઇએ. અમુક રોગ પેદા થયા પછી તેને મટાડવાના ઉપાય યોજવા કરતાં તે રોગને બનતા સુધી પેદા ન થવા દેવા માટે જોઇતી સાવચેતી રાખતા રહેવું એ ઇચ્છવા

જોગ છે, તે પ્રમાણે ખરાબ ટેવ પડ્યા પછી તે મૂકાવવી તેના કરતાં મૂળથીજ એવી ટેવ ન પડે તે માટે જોઇતી તકેદારી રાખતા રહેવું એ ઇષ્ટ છે.

નાનાં બચ્ચાંઓને અમુક અમુક પ્રકારની ખરાબ ટેવ પડેછે તેનું મુખ્ય કારણ એ જોવામાં આવેછે કે માબાપ પોતાનાં બાળકનાં અમુક કૃત્યોને નજીવાં ગણીને કહેછે કે–"કાંઇ નહીં, એમાં શું છે! બાળક હજી નાનું છે, નાદાન છે, તે બિચારૂં આટલી નાની વયમાં શું સમજે? મોટું થઇ સમજવા લાગશે એટલે તે એ પ્રમાણે કરવાનું એની મેળે મૂકી દેશે." એ પ્રમાણે તેનાપર ખોટો ભરોસો રાખી તે પરત્વે બેદરકાર રહેછે, તથા તે કરતું હોય તેમ તેને કરવા દેછે.

નાનપણમાં હરકોઇ માઠી ટેવની જે છાપ પડેછે તે પછી ભાગ્યેજ ભુંસાઇ જાયછે; કેમકે મૂળથી એવી જે આદત પડે તે અભ્યાસ વડે રૂઢ થાયછે, અને પછી તે કેમે કરી નિર્મૂળ થઇ શકતી નથી. સંસાર વ્યવહારમાં અનેક જાતની રૂઢીઓ અને રીતરીવાજ પ્રચલિત છે તે પણ ટેવનુંજ પરિણામ છે.

સારી માઠી ટેવનું બંધારણ બાળવયમાંથીજ થાયછે, તથા સારી કરતાં નરસી ટેવ વધારે જલદી પડેછે, અને પછી ઉમર વધતાં એવી ટેવ સજડ થઇ એટલે તે સ્વભાવરૂપ થઇ પડેછે. ઘરમાં એક બાળકને અમુક પ્રકારની ટેવ પડેલી હોય તો બીજા બાળકને પણ તેવી ટેવ પડવાનો ઘણોજ સંભવ છે. ઘરના હલકા ચાકરના પ્રસંગથી પણ બાળકને કેટલીક ખરાબ ટેવો પડી જાયછે. જેમ અમુક વાત શીખવી સહેલી છે, પરંતુ તે બરાબર શીખ્યા પછી ભૂલી જવી મુશ્કેલ છે; તેજ પ્રમાણે અમુક અમુક ટેવ પડવી સહેલી છે, પણ તે પછી મૂકી દેવી એ મહા મુશ્કેલ છે.

કેટલાંક છોકરાં સંભાળપૂર્વક સુઘડપણાની ટેવમાં ઉછરેલાં હોયછે, તેઓ પોતાનાં કપડાં વગેરેને બનતાં સુધી ડાઘ પડવા દેતાં નથી. કેટલાંક બાળકો મૌનવૃત્તિમાં ઉછરેલાં હોયછે તે પોતાના ઘરની કાંઇ વાત પરાયા માણસને કહેતાં નથી, અને જો બીજા માણસ તરફથી તેના ઘરની વાત કદી પૂછવામાં આવેછે તો તે વિષે પોતે જાણે કાંઇ જાણતાં ન હોય તેમ ઉડાવનારા જવાબ દેછે! એથી વિરૂદ્ધ કેટલાંક છોકરાંઓ ભડભડીઆ સ્વભાવનાં હોયછે, તેઓ પોતાના ઘરની અમુક કરવા સરખી વાતની સાથે, નહીં કરવા જેવી વાત પણ કહેતાં ફરેછે. કેટલાંક બાળકો સભ્ય ટેવમાં ઉછરેલાં હોયછે, તેઓ પોતાના વડીલો વગેરેની સાથે બહુ નમ્રતાથી ને ધીમેથી વાત કરેછે, તથા બીજાઓ તરફ પણ માનવૃતિથી વર્ત્તેછે. કેટલાંક અદેખાઇમાં ઉછરેલાં હોયછે, તેઓ કોઇનું સારૂં સાંખી શકતાં નથી, કોઇને કાંઇ ચીજ કદી આપતાં નથી, તેમ તેમને બીજી રીતે પણ મદદગાર થતાં નથી.

કેટલીક ખરાબ ટેવો બાળકના પોતાના કોઇ દોષ અથવા ખોડ ખાંપણને લીધે પણ પડેલી હોયછે.

કેટલાંક બાળકોને તે જે દેખે તે માગવાની, હઠીલાઇ કરવાની, કેટલાંકને બીવાની, ખીજાવાની, રીસાવાની, કે જયારે ત્યારે રડયા કરવાની અથવા માબાપની આજ્ઞાનો અનાદર કરવાની ટેવ પડેલી હોયછે. કેટલાંકને ગંદાં રહેવાની, પોતાના નખ કરડવાની, આંગળી ચૂસવાની કે અંગુઠો મોઢામાં ઘાલવાની, કપડું ચાવવાની, પોતાના કાનમાં, નાકમાં કે મોઢામાં આંગળું ઘાલવાની, મોઢું પહોળું કરી બગાસું ખાવાની કે જીભ બહાર કાઢી લપકારા કરવાની, કવર વગેરે ચોડવાને જીભથી થુંક લગાડવાની, સ્લેટમાં થુંક નાખવાની, અથવા પેન્સીલની અણી વગેરે મોઢામાં ઘાલવાની ટેવ પડી ગયેલી હોયછે; કેટલાંકને બીજાના દેખતાં દાંત કે કાન ખોતરવાની, ગળું બોલાવવાની, કે મોઢેથી સીસોટી વગાડવાની ટેવ પડેલી જોવામાં આવેછે;

કેટલાંકને બહુ વાંકાં વળીને કે લાંબા સુઇને કે ગોઠણીયાભર બેસીને પુસ્તકમાં માથું ઘાલીને વાંચવાની ટેવ પડેલી હોયછે; કોઇને એક પગપર બીજો પગ ચડાવીને બેસવાની, મોઢેથી ગણુગણુ કર્યા કરવાની, હાથ પગની આંગળીઓના ટચાકા ફોડવાની, પગ ઠોકવાની, અંગરખાનાં બટન કે બોરીઆં ન બીડતાં અથવા તેની કસો હોય તો તે નહીં બાંધતાં એમને એમ જાહેર જગોપર ફરવાની, તો કોઇને માથાપર ટોપી જેમતેમ ઘાલવાની ટેવ પડી ગયેલી જોવામાં આવેછે. કેટલાંકને નાનપણમાં માટી, કોયલા, ભુતડો અને ઠીકરાં વગેરે છાનાંમાના ખાવાની, તો કોઇને વારંવાર નકામા સોગન ખાવાની, એવી એવી અનેક જાતની કુટેવ પડેલી હોયછે, માટે તેવી ટેવ બાળકને મૂળથીજ ન પડે તે માટે તેમનાં વડીલોએ યોગ્ય પ્રકારે પ્રયત્નશીલ રહેવું એ ઇષ્ટ છે, કેમકે નહીંતો આપણા કવીશ્વરે કહ્યુંછે તે મુજબ **"પડી ટેવ તે તો ટળે કેમ ટાળી!"** એ પ્રમાણે થયા વિના નહીં રહે. "જે ટાળી ટળ્યા તે ટળ્યા."

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં કોઇ કામનો લાંબા વખતનો મહાવરો કેટલું બધું આશ્ચર્યકારક પરિણામ લાવી શકેછે તેના દાખલા આપવાથી વિષય વધારે સ્ફુટ થશે.

'સરકસ'માં એક નાનો છોકરો બે મજબૂત દોડતા ઘોડાની ખુલ્લી પીઠપર એકેક પગ મૂકીને નિર્ભયપણે ઉભો રહેછે, અને તે ઉપરથી તે પડી જતો નથી! વળી નાચનારી કોઇ સ્ત્રી હવામાં અધર નાચતી જણાય છે! એ ઉપરથી સ્પષ્ટ થાયછે કે ગમે તેટલું મુશ્કેલ ગણાતું કામ અભ્યાસથી સહેલું થઇ પડેછે.

એક બિલાડીને અમુક સ્થળે તથા અમુક વખતે દરરોજ ખાવાનું આપવાનું ચાલુ રાખવામાં આવે તો લાંબા વખતના મહાવરાથી એ જગોએ તથા એજ સમયે તે પ્રતિદિન હાજર થશે, અને એ મુજબ તેને જ્યાં અને જ્યારે જવાની ટેવ પડી ગઇ હશે તે જગો તજી દેવા

કરતાં ભૂખે મરવાનો પ્રસંગ આવે તો તે પ્રમાણે કરવાનું પણ તે પસંદ કરશે.

ધારો કે એક ચકલીને સવારના નવ વાગે અમુક ઠેકાણે ચણ આપવાનું ચાલુ કરવામાં આવે તો તે હમેશ તેજ જગોએ તથા તેજ વખતે ચણ મેળવવા માટે હાજર થશે, અને એવો મહાવરો લાંબા વખત સુધી ચાલુ રહ્યા પછી તે પ્રમાણે ચણ આપવાનું બંધ કરવામાં આવે તોપણ પડેલી ટેવના પરિણામે તે બરાબર એજ ટાણે તથા એજ જગોએ થોડા દહાડા લગી હાજર થયા વિના નહીં રહે !

ઘોડા અને હાથી વગેરે ઘણી જાતનાં પ્રાણીઓ મનુષ્યની અનેક પ્રકારે સેવા બજાવેછે તથા તાબેદાર થઇને રહેછે તે પણ તેમને તેવી કેળવણી આપી ટેવ પાડ્યાનુંજ પરિણામ છે.

## વજન અને ઉંચાઇ.

બાળક શારીરિક વજન અને ઉંચાઇમાં વધેછે કે કેમ અને વધેછે તો તેમાં કેટલો વધારો થાયછે તે વિષે માબાપે વખતોવખત માહિતગાર થવું એ જરૂરનું છે.

પૂરે દહાડે અવતરેલું બચ્ચું સામાન્ય રીતે આશરે સાતેક રતલનું તો કોઇ આશરે નવેક રતલનું હોયછે. જન્મ્યા પછી ત્રણ ચાર દિવસમાં તેનું વજન દશથી પંદર તોલા સુધી ઘટી જાયછે, પણ પછી તેને બરાબર પોષણ મળતાં તે વજનમાં સહજ વધવા માંડેછે.

અધુરી મુદતે અવતરેલું બચ્ચું ઓછામાં ઓછું દોઢ બે રતલ સુધીના વજનનું પણ હોયછે. બચ્ચું એકાદ વરસનું થાય ત્યાં સુધી દર મહિને આશરે એક રતલથી સવા રતલ સુધી વધેછે. એ રીતે તે બાર માસનું થયાથી તેનું વજન આશરે અઢારથી બાવીશ રતલ જેટલું થઇ જાયછે. બીજા વર્ષમાં તે દર મહિને આશરે પોણો રતલ વધેછે.

એ રીતે બે વરસમાં તે આશરે અઢીથી ત્રણગણું વજનમાં વધી જાયછે. જીંદગીના બીજા કોઇપણ કાળમાં, પ્રમાણમાં તે એટલું બધું વધતું નથી. બચ્ચું ક્રમસર વધે તો તે તનદુરસ્તીની ખાતરી આપેછે. ઠંડી ઋતુમાં વજનમાં વધારે વધે; ઉષ્ણ રૂતુમાં ઓછું. કેટલાંક તનદુરસ્ત બચ્ચાં ઉષ્ણ રૂતુમાં ઉલટાં ઘટી જાયછે. માથાના વાળ શિયાળા કરતાં ઉનાળામાં વધારે વધેછે.

બચ્ચાંનું વજન પહેલા ત્રણ માસમાં આશરે પંદરેક દિવસે કરવું, પછી આશરે મહિને મહિને કરવું જોઇએ. બચ્ચું માંદું પડે ત્યારે એથી વધારે ઓછી મુદતે તેનું વજન કરી, તે ઘટ્યું કે નહીં તે અવશ્ય જોવું જોઇએ.

તનદુરસ્ત બચ્ચું પૂરે દહાડે અવતરે ત્યારે તે આશરે અઢાર ઇંચ ઉંચું હોયછે. પછી તે કેટલું વધેછે તે જાણવા માટે "સેન્ટીમીટર" થી થોડેથોડે મહિને તેને માપવું જોઇએ. પ્રથમનાં બે વરસની અંદર તે જેટલું ઉંચું થાયછે, તેટલું ત્રીજા, ચોથા વરસમાં થતું નથી.

બચ્ચું જેમ શારીરિક વજનમાં વધે તેમ ઉંચાઇમાં પણ વધવું જોઇએ.

ખુલ્લી હવામાં રમવા ફરવાથી બાળકને ભૂખ બરાબર લાગેછે, અને તેને યોગ્ય ખોરાક મળ્યા કરવાથી વજન ને ઉંચાઇમાં તે સારી રીતે વધી શકેછે.

બાળક જો નાનપણમાં વધારે પડતી મજુરી વખતોવખત કર્યાં કરે તો તે શરીરે બરાબર વધી શકતું નથી, અને ઠીંગણું રહેછે.

માબાપનાં શરીરની ઉંચાઇ કે તેમનું ઠીંગણાપણું ઓલાદે ઉતર્યાના દાખલા ઘણા જોવામાં આવેછે.

# બચ્ચાંઓનાં નાનપણમાં મરણ.

નાનાં બચ્ચાંઓની શારીરિક માવજતના કામમાં માબાપ તેમજ જનસમાજ કેટલો જ્ઞાત અથવા અજ્ઞાત છે તે બચ્ચાંઓનાં થતાં મરણ પ્રમાણ ઉપરથી સામાન્ય રીતે જાણી શકાયછે.

પ્રસૂતિકાળે તથા તે પછી માતાની તથા તેના બચ્ચાની જોઇએ તેવી માવજત નહીં રખાયાથી જન્મ લેનાર બચ્ચાંમાંથી આશરે ચોથો કે પાંચમો ભાગ એક વર્ષની મુદતમાં મરણ પામેછે. ગામડા કરતાં શહેરમાં ગીચ વસ્તીના કારણથી બચ્ચાંઓનું મરણપ્રમાણ વધારે આવેછે. નહીં સહન થાય તેવી ઠંડી અને શરદીથી બરાબર સંરક્ષણ નહીં અપાયાથી ઘણાં નિર્બળ બચ્ચાં મૃત્યુવશ થાયછે. શ્રીમંત માણસોનાં બચ્ચાંઓ કરતાં ગરીબ સ્થિતિનાં માણસોનાં બચ્ચાંઓનો જોઇએ તે પ્રકારના ભરણપોષણને અભાવે, કેટલાંકનો અકાળે નાશ થાયછે. છેક નબળાં અવતરેલાં, અને રોગીષ્ટ અવતરેલાં બાળકોની જોઇએ તેવી માવજત મૂળથી ન રહે તો તેમાંથી પ્રમાણમાં વધારે મરેછે. અફીણમિશ્રિત બાળાગોળીઓ અથવા અફીણ બંધાણ તરીકે આપ્યા કરવાથી તેની બૂરી અસરથી કેટલાંએક બચાંઓ નાનપણમાં મરણ પામેછે. બચ્ચાંઓ માંદાં પડે ત્યારે કુશળ વૈદ્યની તુરતમાં દવા નહીં લેતાં તેને બીલકુલ માફક ન આવે તેવી ઘરગથુ દવા આપ્યા કરવાથી અથવા દવાની જરૂર હોય છતાં તેને મુદ્દલ દવા વગર રાખ્યાથી બચ્ચાંઓનું મરણપ્રમાણ વધેછે. અતિશે દારૂ પીનારાં કુટુંબનાં બચ્ચાંઓ પણ પ્રમાણમાં ઘણાં વધારે મરી જાયછે. બાળલગ્નથી તેમજ વૃદ્ધ લગ્નથી પેદા થયેલાં બાળકો પ્રમાણમાં વધારે મરેછે. અધુરે મહિને અવતરેલાં બાળકોમાંથી ઘણાંખરાં તુરતમાં હતાં નહોતાં થઇ જાયછે.

બચ્ચાંઓનું વધતું મરણ પ્રમાણ ખાસ કરીને તેમની માતાઓની અને અમુક દરજ્જે તેમની અણઘડ દાઇઓની અજ્ઞાત દશાને પણ

આભારી હોયછે. આ દેશમાં એવી અજ્ઞાનતા, બચ્ચાંને ઉછેરવાની ખામીઓ અને બેકાળજી શોધવા માટે દૂર જવું પડે તેમ નથી. આસ-પાસ જ્યાં નજર કરવામાં આવશે ત્યાં એવી બાબતોમાં ઘણા પછાત રહેલાના દાખલા વધતા કે ઓછા પ્રમાણમાં દ્રષ્ટિગમ્ય થયા વિના રહેશે નહીં.

બાળકોને ઉત્તમ પ્રકારે શી રીતે ઉછેરવાં તે વિષયની કેળવણી સ્ત્રીઓને તે માતાનું પદ પ્રાપ્ત કરે તે પહેલાં જો આપવામાં આવે તો તેથી બેશક બહુજ ફાયદો થાય, અને બિચારાં અસંખ્ય બચ્ચાંઓનો અકાળે ઘાણ વળી જતો અટકાવી શકાય.

બાળકને શીળી, ઓરી, ઉટાંટીઓ વગેરે અમુક પ્રકારના વ્યાધિઓ તેમજ કોઇકોઇ વાર કેટલીક જાતના ઉડતા રોગો વચ્ચેથી પસાર થવું પડેછે. વળી તેમની નાજુક તબીયતને માફક આવે તેવો ખોરાક આપ-વાની સંભાળ નહીં રખાયાથી તેમને ઝાડો, ઉલટી, આંચકી અથવા તાવ ઇત્યાદિ દરદો ઉત્પન્ન થાયછે, માટે માબાપે તેને માટે ઘણી સાવચેતી અને સંભાળ રાખવી જોઇએ, તેમજ તેમની બીમારીને પ્રસંગે ચાંપતા ઇલાજો તાત્કાળિક લેવામાં ગફલત કરવી નહીં જોઇએ.

પાંચ વરસની વય સુધીમાં બચ્ચાંનું મરણ પ્રમાણ વધારે આવેછે, માટે તે ઓછામાં ઓછું તેટલી વયનું થાય ત્યાં સુધી તેની માવજત પાછળ વધતામાં વધતું ધ્યાન આપવું આવશ્યક છે. યોગ્ય ખાનપાન, સૂર્યના પૂરતા અજવાળા તથા ચોખ્ખી હવાના સેવનથી મરણ પ્રમાણ બેશક ઓછું થઇ શકેછે. "**જણે એટલાં જીવે નહીં**" એવી કહેવત અને "**જણે એટલાં શું જીવે કે?**" એવી લોકોક્તિ આટલી બધી પ્રચલિત શા માટે હોવી જોઇએ, તથા બચ્ચાંનું મરણ પ્રમાણ એટલું બધું વધારે શા માટે આવવું જોઇએ! માબાપ જો બચ્ચાંની મૂળથી

જોઇતી માવજત તથા બરાબર સંભાળ રાખે તો અવતરેલાં બચ્ચાંનો ઘણોખરો ભાગ લાંબી જીંદગી ભોગવ્યા વિના રહે નહીં.

જે સોવાસણ માતાને ઘણાં છોકરાં થયાં હોય અને તેમાંનું એક પણ મરણ પામ્યું ન હોય ત્યાં સુધી તે માતા "**અખોવન**" કહેવાયછે. એવી અખોવન માતાઓ આ દેશમાં કવચિતજ જોવામાં આવેછે; એનું કારણ શું ? માવજતની ખામી, અને માવજત કયે પ્રકારે કરવી તે સંબંધી ઘણી અજ્ઞાનતા.

---

## ચેપી રોગ.

અમુક જાતનો રોગ એકને થયો હોય તે રોગ ઉડીને બીજાને થાય તેવું દરદ ચેપી કહેવાયછે. એવા ચેપી રોગનો ચેપ વાયુ રૂપે અથવા સ્પર્શથી પ્રસરે છે. કેટલીક વાર પાણી અને ખોરાક દ્વારા પણ તે બીજાને લાગુ થઈ શકેછે.

શીળી, ઓરી, અછબડા, મોટી ઉધરસ વગેરે બચ્ચાંના ખાસ રોગ છે, અને તે આખી જીંદગીમાં એકજ વાર થાયછે. એવાં દરદ એક બાળકને લાગુ પડે તો થોડા દિવસમાં આજુબાજુમાં રહેનાર બીજાં બચ્ચાંને પણ લાગુ પડવાનો સંભવ છે. એક બચ્ચાંને શીળી નીકળી હોય તેની પાસે બીજું બચ્ચું કે જેને શીળી ન નીકળી હોય તેને રાખવામાં આવે તો તેને પણ તે અરસામાં એ રોગ લાગુ થવાનો ઘણોજ સંભવ છે, કેમકે એવા ચેપ હવાથી ફેલાયછે.

શીતળાવાળા, અથવા જેની આંખ દુખવા આવી હોય એવા બાળકને તેની વ્યાધિગ્રસ્ત સ્થિતિમાં નિશાળે મોકલવાં નહીં જોઇએ, કેમકે તેમનો તેવો ચેપ બીજા નિશાળીઆને લાગુ પડવાનો સંભવ છે. દાદર, (દરાજ) વાળા બાળક પાસે બીજું બાળક હમેશાં બેસે તો તેને પણ એ દરદ વખતે લાગુ થાયછે.

જે માતાનું ધાવણું બચ્ચું ભરાઇ ગયું હોય તેવા વખતમાં તે માતા બીજા ધાવણા બચ્ચાંને, કે તેની માતાને અડકતી નથી અને બનતાં સુધી તેને ઘેર પણ જતી નથી, કે જેથી તે વ્યાધિનો ચેપ તે બીજા બચ્ચાંને લાગવાનો સંભવ રહે નહીં.

મરકી (પ્લેગ) ક્ષય, રક્તપિત્ત, રતવા, ઉલટતો તાવ, ટાઇફાઇડ અને ટાઇફસ તાવ, ચાંદી, પરમીઓ, હડકવા અને ગાલપચોળીયાં વગેરે બીજા ચેપી રોગ છે.

ઘરમાં એક જણને ચેપી રોગ થયો હોય તો બીજા સાજા માણસને તેનાથી દૂર રાખવું જોઇએ.

અમુક માણસોનાં થુંકમાં પણ દરદનાં જંતુ હોયછે, તેથી કોઇના પણ થુંકે અડેલી અજીઠી ચીજ ન ખવાય તે વિષે સંભાળ રાખવી જોઇએ, કેમકે એવા દરદીની લબ બીજાની ચામડીને અડે તો તેમાંથી પણ કોઇ ચાર દરદ પેદા થવાનો સંભવ છે. આ પ્રમાણે હોવાથી પોતાના બાળકને બચ્ચી લેતાં પણ સંભાળવું જોઇએ. પોતાને મોઢાનું એવું કાંઇ દરદ ન હોય તોજ પોતાનાં બાળકને પ્યારની ખાતર માબાપ કોઇ પ્રસંગે ચુમ્બન કરે, પરંતુ બીજા જેનેતેને તેમ કરવા ન દેવું એ સલાહકારક છે.

કેટલીક જાતના વ્યાધિ અને દુર્ગુણ ચેપી હોયછે તેમ સારી રીત-ભાત, સદ્ગુણ ને આરોગ્યતાનો ચેપ બીજાને લાગી જતો હોય તો તેથી ઘણાં માણસોનું સહેજે શ્રેય થઇ જાય !



# ગૌશિતળા.

એ રોગને કેટલાંક માણસો સહીએડ, શીળી, શિતળા કે કાકાબળીઆ પણ કહેછે. માણસની જીંદગીમાં ઘણુંકરીને એ રોગ એકજ વાર થાયછે.

ઇંગ્લાંડના ડાક્ટર જેનરે બાળકને ગૌશિતળા કાઢવાનો પ્રથમ શોધ કરેલોછે. ગાયના આંચળપરથી એવો ચેપ લેઇને શીળી કાઢવામાં આવી જેથી એવી કૃતિનું ગૌશિતળા એવું નામ પડેલુંછે, કોઇ કોઇ ઠેકાણે ગાયના ચેપને બદલે વાછરડાના ચેપથી શીળી કાઢવામાં આવેછે, પરંતુ સામાન્ય રીતે એક બાળકનો એવો ચેપ લેઇને બીજા બાળકને શીળી ટાંકવાનો રીવાજ ચાલેછે.

ગૌશિતળા માટે જે બચ્ચાંનો ચેપ લેવો હોય તે તનદુરસ્ત હોવું જોઇએ. તેને ઉપદંશ આદિ ચેપી રોગ નહીં જોઇએ. ક્ષયઆદિ રોગ ઓહદે ઉતરતો હોય એવા માબાપનું તે બચ્ચું હોવું ન જોઇએ. તે કાળું હબસી સરખું હોય તેની જરાએ ચિંતા કરવાનું કારણ નથી ! તે આરોગ્ય છે, એટલુંજ માત્ર જોવાનું છે.

બાળકને ગૌશિતળા કાઢવાનો ઇંગ્લાંડમાં પ્રચાર થયો તે અગાઉ ત્યાં આંધળાઓમાં સેંકડે પંચાવન જણની આંખો સહીએડથી ગયેલી જણાતી હતી. ગૌશિતળાના ટંકાવેલા દાણા બરાબર ઉઠ્યા હોય તેવા બાળકમાંથી એ રોગથી આંધળા થતા હોય એવા દાખલા મળતા નથી; મતલબ ગૌશિતળાના સારા દાણા નીકળ્યાથી એ રોગથી મુક્ત થવાયછે, અને કદાપિ કોઇને શીળી નીકળે તો તે ઘણી હલકી નીકળેછે, તથા તેથી પીડા કે જાથુનું કાંઇ નુકસાન થતું નથી.

શીતળાનો મરજ ચેપી તેમજ જોખમ ભરેલો છે, તે વખતોવખત ઉભરાઇ નીકળેછે. નાના બચ્ચાને એનો ચેપ તુરત લાગવાનો ઘણો સંભવ છે, તેથી શિતળા નીકળ્યા હોય તેની પાસે, જેને શીતળા ન નીકળી

ગયા હોય તેવા બાળકને રાખવું એ ધાસ્તીભરેલું છે. જેને શિતળા નીકળી ગયેલ હોય તેવા બાળકને પણ તેની સમિપ રાખવું એ સલાહકારક જણાતું નથી.

થોડાં વર્ષો અગાઉ જ્યારે શીળી દાક્તર શીળી કાઢવા આવતો ત્યારે ઘણાખરાં માબાપ પોતાના છોરૂને સંતાડી દેતાં હતાં, અથવા તેમાંથી કોઇ એવો જવાબ આપતાં કે અમારા ગોત્રમાં શીળી કઢાવવાનો રીવાજ નથી, માટે અમારા બાળકને શીળી કઢાવવી નથી. એનું પરિણામ કેટલીક વાર પેટ ભરીને પસ્તાવામાં આવતું.

બચ્ચાંને નાનપણમાં વખતસર ગૌશિતળા ટંકાવી ન લેવાની કસુર કરવામાં આવે અને પછી પાછળથી કુદરતી રીતની તેને સખ્ત શીળી નીકળે તો તેમાંથી કેટલાંક બચ્ચાં બદસુરત થઇ જાયછે. ચહેરાપર ઘંટી ઘોબા રહી જાયછે. કોઇ કોઇને આંખમાં ફોલ્લા થઇને એક અથવા બન્ને આંખમાં ફુલું પડેછે, અગર એક અથવા બન્ને આંખ ફુટી જાયછે. કોઇ કોઇ બચ્ચાં હમેશને માટે આંખે અંધ થઇ જાયછે, તો કોઇની જીંદગીને જફા પહોંચેછે.

ગૌશિતળા વેળાસર નહીં કઢાવી લેવાનું ઉપર મુજબ અનિષ્ટ પરિણામ આવતું હોવાથી નાનકડા બચ્ચાંને વખતસર શીળી કઢાવી લેવામાં ગફલત કરવી જોઇંતી નથી. બચ્ચું શરીરે નીરોગી હોય તો તે બે ત્રણ માસનું થાય એટલે શીળી કઢાવવી, અને શરીરે નબળું હોય તો છ માસની વય થતાં સુધીમાં કઢાવી લેવી. પોતાના ગામમાં શિતળાનો રોગ ચાલતો હોય તો એક માસના બચ્ચાંને પણ શીળી કઢાવી લેવી એ સલામતીભરેલું છે. વીશ પચીશ વર્ષની ઉમરે ફરીથી ગૌશિતળા ટંકાવવા એ ફાયદાકારક છે.

ટાઢના દિવસમાં શીળી કઢાવવી સારી છે. તાપના દિવસમાં શીળી કઢાવવી એ પસંદ કરવા લાયક નથી. બચ્ચાંને દાંત ફુટતા હોય, તાવ

અને ઝાડા વગેરેનો વ્યાધિ હોય તેવા વખતમાં તેને શીળી કઢાવવી નહીં જોઇએ. મોટી ઉમરનાં માણસો પાંચ સાત વરસે શીળી કઢાવતાં રહે એ સલાહકારક છે.

શીળીના દાણા પાંચ દિવસની અંદર બરાબર ભરાય તોજ શીળી કઢાવ્યાની મતલબ પાર પડેછે. ઓછામાં ઓછા ત્રણ ચાર દાણા પણ જો બરાબર ભરાય નહીં તો બીજી વાર શીળી કઢાવવી. માત્ર એક વાર ગૌશિતળા ટંકાવ્યા એટલે ધારેલો હેતુ સિધ્ધ થયો એમ કદી સમજવું નહીં. દાણા જોઇએ તેવા ભરાય તોજ ગૌશિતળા કઢાવ્યાનું ફળ મળે માટે માબાપે વાશે વદાડ્યો કે માથેથી વેઠ ઉતારી એમ કરવું ન જોઇએ.

શિતળા કઢાવ્યા હોય તેમાં ધૂળ વગેરેનાં રજકણ ન ભરાય, તેપર માખી ન બેસે, તથા તેના દાણા બચ્ચું ચોળી, ખણી કે ઘસી ન નાખે તેવી સંભાળ રાખવી. તેવા દાણાપર બચ્ચાંના ઝબલાની બાંય આવે તે પહોળી જોઇએ. સાંકડી નહીં જોઇએ. કાચા રંગનું રંગીન ઝબલું પહેરાવવું નહીં જોઇએ, કેમકે તેનો રંગ એવા દાણાને લાગેછે. કેટલાક રંગ ઝેરી પણ હોયછે અને તેની ખરાબ અસર તે બાળકને થવાનો સંભવ છે.

શિતળા નમ્યા પછી તે બચ્ચાંનાં કપડાંનો નાશ કરવામાં આવે તો તે વધારે સારૂં. કદાપિ તેમ ન બને તો બહુજ ગરમ પાણી કરી તેમાં તેના કપડાંને ઝાઝીવાર બોળી રાખીને પછી તેને ધોઇ નાખવાં જોઇએ.



# ઓસડવેસડ.

બાળકની પહેલેથીજ બરાબર સંભાળ ને માવજત રાખવામાં આવે તો તે ઓસડવેસડ કરતાં પણ ઘણીવાર વધારે લાભદાયિ થઇ પડેછે. હિન્દી બાળકોની પેઠે ઇંગ્રેજ બાળકો વારંવાર બીમાર પડી જતાં નથી તેનું કારણ કે ત્યાંની માતાઓ હિન્દી માતા કરતાં બાળકની માવજતનું કામ વધારે સારી રીતે જાણેછે, તથા તે પ્રમાણે અમલ કરેછે.

બાળકોને શિતળા, ઓરી વગેરે વ્યાધિ થાય તેવા પ્રસંગમાં કોઇ વખત તેમને રોગ નિવારણ માટે કાંઇ દવાદારૂ આપવાની જરૂર જેવું હોયછે, છતાં એમ કરવાથી અમુક દેવતા બહુ ગુસ્સે થશે એવી ખોટી ને માની લીધેલી બીકથી, તેમજ ઓસડવેસડથી આરામ થશે એવી આસ્થા પણ ઘણીજ ઓછી હોવાથી કેટલીક માતાઓ તેને માટે બીલકુલ ઔષધોપચાર કરતી નથી, અને જો કાંઇ કરેછે તો તે માટે માત્ર બાધાઆખડી રાખેછે કે કંઇ માનતા માનેછે. દોરાધાગા અને ધુપ-ધુમાડા કરેછે. બીમારી વધારે વરતાય તો નજર બાંધેછે, અને કિસ્મત ઉપર હદ ઉપરાંત ભરોસો રાખેછે. એથી ઉલટું પોતાનું બાળક શરીરે વધારે સારૂં થાય અને તેવું સારૂં રહ્યા કરે એવી ખોટી સમજણથી તેને વખતોવખત કાંઇ પણ દવા ખવરાવવાની ખરાબ આદત કેટલીક માતાઓને પડી ગયેલી જોવામાં આવેછે, એ પ્રમાણે વારંવાર દવા આપ્યા કરવાથી તે બાળકનું શરીર બગડ્યા વિના રહેતું નથી, માટે કુશળ તબીબની સલાહ મળ્યા વગર કાંઇ પણ દવા આપવી નહીં જોઇએ.

ખુલ્લી હવામાં નાચવા કુદવા વગેરેની કસરત કરવી એ બાળકને માટે સામાન્ય નજરે જોતાં સૌથી સારી દવા છે. માબાપ તરફથી બાળકોની બરાબર માવજત રહેતી હોય તો તેઓ ક્વચિતજ માંદાં પડેછે.

બાળકને દવા આપવાની બાબતમાં ઘણીજ ભૂંડી તથા ઘણીજ નુકસાનકારક ટેવ કેટલેક ઠેકાણે એવી જોવામાં આવેછે કે તેને દાક્તરની દવા ચાલતી હોય તે જેમની તેમ ચાલુ રાખેછે, અને બીજી બાજુ કોઇ ડાશીએ અથવા આડોશીપાડોશીએ કે સગાં વ્હાલાંએ બતાવેલું બીજું ઓસડ પણ સાથે સાથે બાળકને ખવરાવેછે; આ પ્રમાણે થવાથી કોઇ વખત એ બે દવા સાથે એવી મળે કે તેનું પરિણામ માઠું આવ્યા વિના રહે નહીં.

કેટલીક માતાઓ દાક્તરને ત્યાંથી દવા લાવેછે, પણ પોતાનું બાળક હઠીલાઇથી તે પીતું નથી તો તે દવા ઢોળી નાખેછે પણ દાક્તરને તે વાત શરમની મારી તથા મનની નબળાઇથી જાહેર કરતી નથી. દાક્તર તે દરદી બાળકને જુએછે ત્યારે પોતાની પ્રથમની દવા તેને કાંઇપણ અસરકારક નહીં નીવડ્યાનું સમજી તે કાયમ ન રાખતાં દવા ફેરવીને બીજી આપેછે, અને તે વ્યાધિ નાબુદ કરવા માટે કોઇવાર તેથી સખ્ત દવા પણ ગુણ થવા સારૂ આપેછે, કેમકે પ્રથમની દવા તે બાળકને બીલકુલ દેવામાં આવી નથી એમ તેને સ્વપ્ને પણ ખબર હોતી નથી, પણ તે બાળકની મા એ સંબંધમાં બીજું કાંઇ બોલતી નથી ત્યારે તે દવા તેને બરાબર આપેલી હશે એમ તે સમજેછે. એ પ્રમાણે મા પોતાના નબળા મનથી અને બાળકને નાખુશ ન કરવાના ખોટા હેતથી તેના મનોવિકારને તાબે થઇને એકથી વધારે દિવસ સુધી તેને તે દવા ન આપતાં છાનીમાની ઢોળી નાંખેછે; તેનું પરિણામ કોઇ કોઇ વખત એવું પણ આવેછે કે યોગ્ય ને વખતસર ઓસડના અભાવે તે બાળકના પ્રાણ જાયછે ત્યારે તે માતાના પશ્ચાત્તાપનો કશો પાર રહેતો નથી, પણ એ પસ્તાવો પછી શું કામનો? અને કદાપિ પોતાની કસુરની કબૂલત તે પાછળથી કરે તો પણ તે શું અર્થની? કેમકે એની એવી કસુરથી બાળકની હત્યા થઇ તે કાંઇ મિથ્યા થતી નથી.

બીમાર બચ્ચાંને જોઇને સગાવહાલાં કે ડોશીડગરાં જે કહ્યાં કરેછે કે ફલાણા બચ્ચાંને આવો રોગ થયો હતો ત્યારે તેને ફલાણું ઓસડ કરવાથી એકદમ આરામ આવી ગયો હતો, એમ જણાવીને તે ઓસડ અજમાવવાની તેઓ સલાહ આપેછે. એ પ્રમાણેની જો દવા કરવાની મરજી હોય તો તે વિષે દાક્તરને વાત કરવી જોઇએ, અને તેની સલાહ પડે તો દાક્તરી દવા બંધ કરીને તે ઓસડ અજમાવવું જોઇએ, પરંતુ દાક્તરને અંધારામાં રાખીને બન્નેનાં ઓસડ એક સાથે આપવાં નહીં જોઇએ, અથવા દાક્તરે દીધેલી દવા ઢોળી નાખીને બાળકને યોગ્ય ઔષધ વગરનું રાખવું નહીં જોઇએ, તેમ ઉંટવૈદ્યની દવા કદી કરવી નહીં જોઇએ.

બાળક દવા પીવાની નાફરમાનીથી કદાપિ ના પાડે તો તેનાપર સખ્તાઇ કરીને પણ તે તેને પાયા વિના કદી રહેવું નહીં જોઇએ.

---

## ખોરાક.

જીંદગીના નીભાવ માટે જેમ હવા, પાણી, ને સૂર્યના પ્રકાશની જરૂર છે, તેમજ શરીરના ઘસારાને પહોંચી વળવાને તેમજ તેમાં ગરમી રાખવાને ખોરાકની જરૂર છે.

ઉપર જણાવ્યા પ્રમાણેની હાજત ઉપરાંત બાળકને તેના શરીરની વૃદ્ધિ માટે તથા તેનો જુસ્સો કાયમ રાખવા સારૂ વધારે ખોરાકની આવશ્યકતા કુદરતી રીતે રહેલીછે, તેથી તેને માફક આવે એવો પૂરતો ને પુષ્ટીકારક ખોરાક નાનપણમાં મળ્યા ન કરે તો તેનું શરીર જોઇએ તેવું વધી શકે નહીં, પુષ્ટ કે બળવંત બની શકે નહીં. તન મનની ચપળતા, જુસ્સો અને કાન્તિ આવી શકે નહીં, તેમ મગજ બરાબર કામ કરી શકે નહીં. જે બાળકને નાનપણમાં યોગ્ય ખોરાકનો જોઇતો લાભ ન મળે તે બાળક મોટું થયા પછી તેને ઘીના કુલ્લામાં નાખવામાં આવે ! ગમે તેવી ને તેટલી દવા ખવરાવે તોપણ બચપણમાં પુષ્ટીકારક ખોરાક

મળવાના અભાવે તેનાં શરીરના ઉધરભાવને નુકસાન પહોંચેલું હોય તથા તે દુર્બળ રહી ગયું હોય તેની ખામી પૂરી પડવાનો સંભવ નથી, અર્થાત્ "**અવસર ચૂક્યા મેહુલા**" સરખી સ્થિતિ રહેછે.

નાના બાળકને તે જન્મે ત્યારથી સ્તનપાન કરાવવામાં આવેછે, અને આશરે આઠ દશ માસનું તે થયા પછી ગાય વગેરેનું દૂધ ખોરાક તરીકે આપવામાં આવેછે. દૂધનો ખોરાક તે ઉમરે પહોંચે ત્યાં સુધી ચાલુ રાખવો એ હિતકારક છે. બાળક આશરે બારેક માસનું થાય ત્યાં સુધી તેને અનાજનો ખોરાક બનતાં સુધી આપવો નહીં જોઇએ, પણ તેટલી મુદત પર્યંત દૂધ અને પાણી ઉપરજ તેને રાખવું એ ફાયદાકારક છે, કેમકે એમ કરવાથી તેના શરીરમાં તાકાત વધારે આવવાનો સંભવ છે. જ્યારે તે થોડો ઘણો અનાજનો ખોરાક ખાવા શીખે એટલે તેને દૂધની બીલકુલ જરૂર નથી, એમ કદી ધારવું નહીં. દૂધ જેવો શ્રેષ્ટ ને શક્તિ આપનાર ખોરાક દૂનિયાંમાં બીજો એક પણ નથી, પૂરતું દૂધ મળ્યા સિવાય શરીરની સારી રીતે વૃદ્ધિ થઇ શકતી નથી. દહીં, માખણ અને ઘી સરખા પૌષ્ટિક પદાર્થ પચે તેટલા પ્રમાણમાં આપવાની અગત્ય છે.

બાળકને ચાર દાંટા ફુટયા પછી સંગીન ખોરાક આપવામાં આવેછે. એવી સ્થિતિએ પહોંચ્યા પહેલાં તેને નક્કર ખોરાક આપવાથી તેની તનદુ-રસ્તીમાં બગાડ થવાનો સંભવ છે. દાંતો વડે બરાબર ચાવવા શીખે ત્યારે જ તેને "સ્ટાર્ચ" (સાકર) વાળી ચીજો પચે તેટલી આપવી જોઇએ. કાગળની કોથળીમાં ખીલા ભરવા સરખું કરવું ન જોઇએ, અર્થાત્ તેની પાચનશક્તિ ઉપર માબાપનું લક્ષબિંદુ સદા રહેવું જોઇએ.

નાનાં બાળકને ગળીગળી ને ખાટી ચીજો ખાવાનું ઘણું ગમેછે. સાકર, ખાંડ ગોળ વગેરેની ચીજો, તેમજ કેટલીક ખાટા સ્વાદવાળી ચીજો યોગ્ય પ્રમાણમાં કોઇ કોઇ વખત આપવામાં અડચણ સરખું લાગતું નથી, પણ

તેવી ચીજો તેને અપચો થાય તેટલી બધી ને વારંવાર આપવી સલાહકારક નથી.

ખોરાક ભારે હોય તે તેની હોજરીને માફક ન આવ્યાથી નુકસાન થાયછે, પરંતુ કેટલાંક માબાપ પોતાના દૂધમલ બાળકને પોતાની હોંસની ખાતર, તેમજ તે જલદી રુષ્ટપુષ્ટ ને બળવાન થાય એવા ખોટા ખ્યાલથી જે તે ખાવાની ચીજ તેના મોઢામાં વખતોવખત મૂકીને ઘણાં રાજી થાયછે. બાળકને તે સ્વાદિષ્ટ લાગે તેથી તે ખાઇ જાયછે, તે જોઇને એવાં અજ્ઞાન માબાપ સમજેછે કે તેને ખૂબ ભૂખ લાગી હશે, જેથી તે ખુશી થઇને ખાઇ ગયું ! એવી ખોટી માન્યતાથી તેને જ્યારે ત્યારે એવી રીતે ખવરાવ્યા કરેછે, ઉપરાંત પોતે જમવા બેસે ત્યારે પણ પોતાના ભાણામાંથી જૂદી જૂદી વાનીઓ જરા જરા લેઇને તેને ખવરાવે છે. એ પ્રમાણે ખવરાવવામાં તે ખોરાકની જાતનો, વખતનો કે વજનનો કશો નિયમ સચવાતો નથી, તેથી બાળકની હોજરીને વિશ્રાંતિ મળવી જોઇએ તે મળતી નથી, અને ઉલટો તેમાં વધારે પડતો બોજ થયા કરે છે, તેને પરિણામે પેટ તણાયછે, આફરો ચડેછે, અને અપચો થતાં કોઇવાર ઝાડો પણ થઇ આવેછે.

બાળકને ખાવાનું નિયમિત અંતરે આપવું જોઇએ. બહુ વહેલું નહીં, તેમ બહુ મોડું પણ નહીં. વખતનું ઘટતું અંતર ન રાખતાં થોડે ઘણે અંતરે ખોરાક આપ્યા કરવાથી પાચન ક્રિયામાં ખલેલ થાયછે, અને હોજરી નબળી પડી જાયછે. સાંજનું ભોજન ભારે નહીં જોઇએ.

બાળકને જે ખોરાક આપવામાં આવે તે સારી જાતનો તેમજ તે સારી રીતે પકવેલો, તેની હોજરીમાં જલદી પચે તેવો, તેની તબીયતને માફક આવે એવો, તેમજ પુષ્ટીકારક હોવો જોઇએ. તે ઉશ્કેરાઇ જાય તેવો ઉગ્ર ખોરાક તેને આપવો નહીં જોઇએ. સાદો ને સાત્વિક ખોરાક

આપવો જોઇએ. પૂરતો ખોરાક મળે નહીં તો તે શરીરે કમતાકાત થતું જાયછે, અને તેને પરિણામે તેને કેટલીક જાતના વ્યાધિ લાગુ થાયછે.

**બાળકને કેવી જાતનો ખોરાક આપવો નહીં?**—ચા પીવાની ટેવ બીલકુલ પાડવી નહીં, કેમકે તેથી મંદાગ્નિ થઇ અન્ન પાચનમાં અડચણ થાયછે. કબજીઅત ઘર કરેછે. હોજરી, આંતરડાં અને જ્ઞાનતંતુને નુકસાન થાયછે, ને માનસિક નબળાઇ પેદા થાયછે. તમાકુની બીડીઓ પીવાનું વ્યસન જેમ મોટી ઉમરનાં માણસો કરતાં બાળકોને વધારે નુકસાન કરેછે, તેમ ચા, કોફી વગેરેનો ઉપયોગ પણ બાળકોને વિશેષ નુકસાન કારક થયા વિના રહેતો નથી. ટાઢુંશીળું કે ઉતરી ગયેલું ખાવાનું આપવું નહીં, જે ચીજ જમવાનો તેને કંટાળો હોય તે ચીજ તેને આગ્રહ કરીને કે ફરજ પાડીને ખવરાવવી નહીં; તેમજ કોઇ પણ ચીજ વધારે પડતી ખવરાવવી નહીં. મોટી ઉમરનાં માણસો ખાય તેવો તીખો ને તમતમતો ખોરાક બચ્ચાંને આપવો નહીં. મરી, મસાલો ને ચટણી વગેરે આપીને તેની ભૂખને અસ્વાભાવિક રીતે ઉશ્કેરવી નહીં. ખોરાકની અંદર મીઠું વાપરવાનું ભૂલવું નહીં. એક ને એક જાતનો ખોરાક હમેશાં આપ્યા કરવો નહીં, કેમકે એમ કરવાથી ખોરાક ઉપર તેને જોઇતી રૂચી રહેતી નથી. અમુક એક જાતના ખોરાકમાં શરીરના પોષણ માટે જોઇતાં તમામ તત્ત્વો હોતાં નથી, જેથી જૂદી જૂદી જાતનાં અનાજ તથા કઠોળનો ઉપયોગ તેમને માફક આવે તેવી રીતે તેમજ રૂતુને અનુસરતો થવો જોઇએ. મતલબ અમુક જાતના અનાજ તથા કઠોળ ફરતાં ફરતાં વાપરવાં જોઇએ. કઠોળમાં પોષણ આપે તેવાં જૂદી જૂદી જાતનાં તત્ત્વો છે. સફેતીનો ભાગ વધારે છે તેથી તે વધારે પુષ્ટીકારક નીવડેછે. દરેક ખાણામાં બનતાં સુધી એકાદ નવી વાની ફરતી ફરતી આવે તો તે ખાનારને પસંદ પડેછે. અનાજ સડેલું, કણે હીણું કે સળી ગયેલું હોય તેવું વાપરવું ન જોઇએ. વાસી, ઉતરી ગયેલો, કોહી ગયેલો, ફુગવાળો કે ઉત્રાડો રહી ગયેલો ખોરાક ખાવો નહીં જોઇએ.

સવારનું રાંધેલું સાંજે ને સાંજનું રાંધેલું સવારે ખાવું નહીં જોઇએ. જૂદી જૂદી જાતની લીલોતરી શાક પાંદડું તેમજ લીલાં ફળો પણ તબીયતને માફક આવે તેવાં આપવાં જોઇએ. ખોરાકની જણસ ખુલ્લી રાખવી ન જોઇએ, અને તેના પર માખીઓ વગેરે બેસે તેમ થવું ન જોઇએ. જોઇએ તે કરતાં વધારે આહાર કરાવવો, અગર ઓછો આહાર કરાવવો એમાંનું એકે ઇષ્ટ નથી.

બાળકો સવારના પહોરમાં નિશાળે જતાં હોય તો તેને કાંઇક નાસ્તો (હાજરી) કરાવ્યા પછી નિશાળે મોકલવા જોઇએ. ઘણાં બાળકો સવારના આશરે દશ બજ્યે લુસ લુસ ખાઇને નિશાળે જાયછે, અને છેક સાંજે પાછા ઘેર આવેછે; વળી જો તેમને નિશાળે કસરત કરવાનું હોયછે તો તે કરતાં પણ મોડા એટલે સાંજે આશરે ૭ સાત વાગ્યે ઘેર આવેછે. કેટલાકને નિશાળનું મકાન ઘણું દૂર હોયછે. કેટલાકને પોતાના ગામડામાં નિશાળ ન હોવાથી પાસેના ગામમાં ભણવા જવું પડતું હોય તો તેના અંતરના પ્રમાણમાં ઘેરથી વહેલું વહેલું જમીને તેમને પરવારવું પડેછે, એ પ્રમાણે એ બાપડા બાળકોને છેક સાંજ સુધી ભૂખનો કડાકો વેઠવો પડેછે એ દયાપાત્ર છે. જેમને આશરે ત્રણ ચાર કલાકે હોજરીમાં કુદરતી રીતે ખોરાકરૂપી કોયલા પુરવા જોઇએ તેમને ૭ સાત કલાકનો કડાકો થાય તે કેટલો બધો ભારે પડતો હશે, તથા તે તેમના શરીરની વૃદ્ધિને અંતરાયરૂપ ને આરોગ્યને હાનિકારક નીપજતો હશે તેનો દરેક માબાપે બરાબર વિચાર કરવો જોઇએ, અને એવાં બાળકને બપોર પછી કાંઇ પણ ખાવાનું મળે તેવી તજવીજ કરવી જોઇએ. જો બને તો છૂટીના વખતમાં ઘેર આવીને નાસ્તો કરી જાય અથવા પોતાની સાથે દૂધ અગર તનદુરસ્તીને માફક આવે તેવું-ચેવડો, ધાણી-દાળીયા આદિ કાંઇ ચવેણું-કુંગો પાણી તે સાથે લેઇ જાય, તેવી પેરવી ખામુખા કરવી જોઇએ. નોકર ચાકર દ્વારા કે બીજી રીતે એ બાબતની જો ગોઠવણ થઇ શકે તેમ હોય તો તેમ કરવું જોઇએ.

ખાવાનું લેવા માટે તેમને બનતાં સુધી રોકડા પૈસા આપવા ન જોઇએ, કેમકે તબીયતને માફક ન આવે તેવું કેટલીકવાર તેનું ખાવાનું લેઇને બાળકો ખાયછે. સાંજે જેમને કસરત કરવાની હોય તેમનાથી એટલા બધા કલાકના ભૂખે પેટે કસરત ખુશીથી અને સારી રીતે શી રીતે થઇ શકે ? તેમજ જ્યારે તે બાપડા બહુ ભૂખ્યા થઇ ગયા હોય ત્યારે વિદ્યાભ્યાસ પણ સારી રીતે શી રીતે તેમનાથી બની શકે ! સાંજે બિચારા થાક્યા પાક્યા લોથપોથ સરખા થઇને ઘેર આવે ત્યારે તે એટલા તો ક્ષુધાપિડિત થઇ ગયેલ હોયછે કે તેમને માટે ઘરના ઉંબરમાંજ ખાવાનું હાજર રાખ્યું હોય તો તે ત્યાંજ ઉભા ઉભા ખાવા મંડી જાય !

આવી સ્થિતિમાં ઘેર આવ્યા પછી પોતાની ચોપડીઓ વગેરે બરાબર ગોઠવીને મૂકવાનું, તેમજ કપડાં ઉતારી યોગ્ય જગોએ ટાંગવાનું તેમને જોઇતું ભાન ભાગ્યેજ રહેછે. થાક ખાવાને જરાવાર પણ ન રોકાતાં પેટનો ખાડો પૂરવા તુરતજ બેસી જાય તેથી જમવામાં તેમને જે આનંદ ને મઝા આવવાં જોઇએ તે પ્રમાણે કયાંથી આવી શકે ? તથા ધીમેધીમે ખાવાની ધીરજ પણ તે બાપડા શી રીતે રાખી શકે ?

એવા બાળકોના પેટનો ખાડો વખતસર પૂરવા દરેક માબાપે બનતી તજવીજ રાખવી એવી તેમની ખાસ ફરજ છે. સાધારણ રીતે જોતાં બાળકને દરરોજ આશરે ચાર વખત ખાવું ઠીક પડેછે.

# ફળ. (ફ્રુટ.)
## લીલો ને સૂકો મેવો.

લીલાં ફળ ને મેવો એ મનુષ્યનો ખોરાક છે, કેમકે તેમનાં શરીરને જોઇતાં ક્ષાર વગેરે તત્ત્વો તેમાં વિશુધ્ધ રૂપે રહેલાં છે, તે પ્રાણશક્તિ ઉત્પન્ન કરેછે. બાળક આશરે દોઢ બે વરસની વયનું થાય ત્યાં સુધી તેને શાકભાજી તથા ફળ, મેવો આપવાં નહીં. બે થી ચાર વરસ સુધીના વયવાળાને માફક આવતાં પાકા ફળનો સહજ રસ આપવો. તે ચાર પાંચ વરસનું થયા પછી તેની પ્રકૃતિને માફક આવે તેવાં લીલાં ફળ ઘટતા પ્રમાણમાં આપવાં. સૂકો મેવો નાનકડા બચ્ચાંને આપવો નહીં કેમકે તે જલદી પચતો નથી. કાચાં ફળ પણ આપવાં નહીં કારણ કે તે પણ સહેલાઇથી હજમ થતાં નથી, અને તેને પરિણામે બચ્ચું ઘણી વાર માંદું પડેછે, તેને અપચો, ઝાડો અને તાવ વગેરે વ્યાધિ થઇ આવેછે. અતિશય પાકી ગયેલાં, ઉતરી ગયેલાં તેમજ ગદગદી ગયેલાં ફળ પણ ખાવા આપવાં નહીં, કેમકે તેથી તનદુરસ્તીને નુકસાન પહોંચે છે. ફળ તાજાં, પાકાં ને મીઠાં જોઇએ. બહુ ખટાશવાળાં નહીં જોઇએ. ખટમધુરાં હોય તે વધારે સારાં.

ફળાહાર કરવાથી ભૂખ છૂટેછે, પાચનશક્તિ અને શારીરિક બળ વધેછે, વળી તે લોહીને સાફ કરેછે, મગજને જોઇતું તત્ત્વ પૂરું પાડેછે તથા જ્ઞાનતંતુને ફાયદો કરેછે. ટુંકામાં કહીએ તો યોગ્ય હદમાં તેનો ઉપયોગ કરવાથી શારીરપ્રકૃતિ સારી રહેછે. નાસ્તામાં તાજાં ફળ ઉપયોગી છે. ઇંગ્રેજી એક કહેવતમાં કહેલુંછે કે " ફ્રુટ સવારમાં ખાવાં એ સોના સમાન છે, બપોરે ખાવાં એ રૂપા સમાન છે, અને રાત્રે ખાવાં એ સીસાં સમાન છે."

પ્રાચિન કાળમાં ઘણા યોગીઓ વગેરે ફળાહારને સૌથી ઉત્તમ માની તેના ઉપરજ પોતાનો ગુજારો કરતા અને તનદુરસ્ત રહીને દીર્ઘાયુષ ભોગવતા હતા. હાલમાં કેટલાક પ્રકારના વ્યાધિવાળા દરદીઓ ફળાહાર ઉપર લાંબો વખત રહેછે, તેથી તેઓ પોતાની ગયેલી તનદુરસ્તી ઘણુંકરીને પુનઃ પ્રાપ્ત કરેછે.

મોટી વયના બચ્ચાંને દાડમ, સક્કરજન, નારંગી, સંત્રા, અનનાસ, પપનસ, લીલી દ્રાક્ષ, કેળાં, પોપૈયાં વગેરે ફળ તેમજ બદામ, કાજુ, મગફળી, અંજીર, ચારોળી, પસ્તાં, સૂકી દ્રાક્ષ, જરદાળુ વગેરે સૂકો મેવો જે તેમની તનદુરસ્તીને માફક આવે તે આપવાનું રાખવું. કોઇ ફળ કોઠો સાફ રાખેછે, કોઇ અજીર્ણને ફાયદો કરેછે, કોઇ જરા કબજીઅત કરેછે, કોઇ ઠંડક આપેછે, કોઇ મુખશુદ્ધિ કરેછે, કોઇ ઓકારી બંધ કરેછે, કોઇ સહજ જુલાબની ગરજ સારે છે, કોઇ સહેલાઇથી પચેછે તો કોઇ પચવામાં વધારે વખત લેછે, જેવું ફળ અને જેવી ખાનારની હોજરી. એક ચીજ એક જણને માફક આવે છે તો અન્યને તે અનુકુળ થતી નથી. કોઠાવિરામ છે.

કેરી, જાંબુ, જમરૂખ રાયણ, ગુંદાં, સીતાફળ, બોર, અને કરમદાં વગેરે મોસમી ફળ પણ માફક આવ્યા પ્રમાણે વાપરવાં જોઇએ.

લીલોતરી શાક ઘણી જાતનાં આવેછે, તેવાં શાક પણ ઉપયોગમાં લેવાં જોઇએ, કેમકે પ્રકૃતિને માફક આવે એવી તાજી શાક ભાજી વગેરે નહીં ખાધાથી, અથવા બહુ ઓછી ખાધાથી "સ્કર્વી" નામનો રક્તવિકૃતિનો રોગ થવાનો સંભવ છે. વળી એવું બકાલું નહીં વાપર્યાથી દાંતની મજબૂતીને હાનિ પહોંચેછે, મતલબ તે વહેલા ઢીલા થઇને હલવા માંડેછે.

# જમણું.

જમતાં પહેલાં નિર્મળ પાણીથી કોગળા કરીને મુખ બરાબર સાફ કરવું જોઇએ. હાથ પણ સાફ કરવા જોઇએ, અને પગ કોઇ પ્રકારે અસ્વચ્છ થયા હોય તો તે પણ ધોવા જોઇએ. જમી રહ્યા પછી પાણીના કોગળા કરીને મુખ બરાબર સાફ કર્યા વિના કદી રહેવું ન જોઇએ, કે જેથી ખોરાકની કાંઇ કરચ દાંત વગેરેમાં ભરાઇ ન રહે. મા બાપ જો પોતે હમેશ એવી ટેવ રાખશે તો તે જોઇને તેમનું સંતાન પણ તેમ કરવાનું શીખશે.

નાનકડા બચ્ચાના મોઢામાં કાંઇ પણ મીઠો પદાર્થ મૂકવામાં આવે તો તેના ચહેરાપર સંતોષની લાગણી જણાઇ આવેછે; પણ જો કડવો કે ખારો પદાર્થ મૂકવામાં આવે તો તે પોતાની જીભ જરા બહાર કાઢીને તથા આંખો જોરથી વીંચીને તેવા પદાર્થ માટે પોતાની અણગમાની લાગણી દેખાડ્યા વિના રહેતું નથી, એ ઉપરથી માલમ પડેછે કે—બાળકને મૂળથી જ ગળ્યુંગળ્યું ખાવાનું ઘણું ગમેછે.

જમતી વખત બચ્ચું રડે કે તેની પાસે ઘોંઘાટ કે શોરબકોર થાય એ સારૂં નથી. બાળક આવેશમાં અથવા ક્રોધમાં આવ્યું હોય, બહુ થાકી ગયું હોય તે વખતે તેને તુરત ખાવા દેવું ન જોઇએ, તેમજ તેને નહીં પચે તેવો ભારે પદાર્થ ખાવા દેવો નહીં. ખાતાં ખાતાં અને ખાધા પછી તુરત બહુ પાણી પીએ તેમ થવું ન જોઇએ, કેમકે તેથી જઠરસ પાતળો થઇને પાચનશકિતને નબળી પાડેછે. જમ્યા પછી થોડી વાર આરામ લેવો જોઇએ. શરીર કે મગજને થાક ચડે તેવી મહેનત તુરતમાં કરવી ન જોઇએ.

કોઇ બાળક સવારમાં ઉઠતાંવેંત, મોઢું દાતણપાણીથી સાફ કર્યા વગર ખાવા મંડી જાયછે. તેવી ટેવ ગંદી ને નુકસાનકારક છે. જમતી

વખત કોઇ બાળક પલોંઠી વાળીને સ્વસ્થ થઇને બેસતું નથી, પણ ઉભે પગે બેસેછે, નાને કોળીએ ન જમતાં મોઢામાં મોટા ડુચડા મારીને તેમજ તે બરાબર આસ્તેઆસ્તે ચાવ્યા વગર લુસલુસ ખાઇને તુરત ઉઠી નીકળેછે તેવી ટેવ પણ મૂકાવવી જોઇએ.

મોટી ઉમરના પણ કેટલાંક ઉતાવળીઆ અને અણસમજુ માણસો જાણે ધાડ આવી હોય એમ એકદમ જમી લેવામાં મગરૂરી માનેછે. તેવા માણસોએ એક કહેવત જોડી કાડેલી છે કે **"જેને ખાવામાં વાર તેના કામમાં શો ભલીવાર?"** કોઠીમાં જેમ માણસો અનાજ ભરેછે તેમ હોજરીના ખાડામાં ગમે તેવી ખાવાની ચીજ ઝડપથી હોમી દઇને તે ખાડો પુરો કરી નાખવો એવો કાંઇ જમવાનો અર્થ નથી.

ખોરાક ધીમેથી અને બરાબર ચાવીને ખાધાથી પાચનશકિતને ઉતેજન મળેછે. જમતી વખત જે ચીજ પચવામાં સહેલી હોય તેના ગ્રાસ પ્રથમ લેવા. પછી બીજી ચીજો લેવી. નાને કોળીએ જમવું તથા તે દરેક કોળીઓ જ્યાંસુધી તેનો સ્વાદ આવતો બંધ પડે ત્યાં સુધી ચાવવો જોઇએ. કઠણ ચીજ હોય તેને પણ ખૂબ ચાવીને ખાવી જોઇએ. આરબ લોકમાં એક કહેવત છે કે, જે માણસ પોતાના ખોરાક ને બરાબર ચાવતો નથી, તે પોતાની જીંદગીનો દુશ્મન છે; મતલબ બહુજ ઉતાવળથી ખાનારા વ્હેલા મરી જાયછે. લપલપ કરીને એકદમ ખાધેલો ખોરાક સહેલાઇથી હજમ થતો નથી, જેથી એવી રીતે બરાબર ચાવ્યા વગર ઝટપટ ખાનારાને કેટલીક વખત અપચાનું દરદ લાગુ પડેછે.

બાળકને નહીં ભાવે એવું ખાવાનું આપવામાં આવે તો તે બરાબર ચાવ્યા વગર તેના ડુચડા જેમ તેમ કરીને પેટમાં ઉતારી દેવાની તજવીજ કરેછે પરંતુ જો તેને સ્વાદિષ્ટ લાગે તેવી ચીજ જમવાને આપવામાં આવેછે તો તે વધારે ચાવીને ખાયછે.

મોટી વયના માણસ કરતાં નાના બાળકને વધારે વખત ભૂખ લાગેછે, તેમજ તે ઝાઝો વખત સુધી ભૂખને ખેંચી શકતું નથી, તેથી જ્યારે તેને ભૂખ લાગે ત્યારે તુરતજ ખાવાનું દેવું જોઇએ. જમવા દેવામાં વિલંબ કરીને તેની ભૂખને મરી જવા દેવી ન જોઇએ. લાગી ભૂખે ખાવાથી અને ભૂખ પૂરતું ખાવાથી તે સહેલાઇથી પચી જાયછે. ભૂખથી વધારે પડતું ખાખા કરે તેથી તે વધારે મજબૂત થાય એમ ધારવું એ ભૂલભરેલું છે, આગ્રહ–દુરાગ્રહ કરીને બાળકને તેની ભૂખ કરતાં વધારે ખવરાવવું એને જમાડવું નહીં પણ વાસ્તવિક રીતે જોતાં ગળચાવવું કહેવું જોઇએ.

કુદરતી ભૂખ કરતાં વધારે પડતું ખાવાથી મીણો ચડેછે. માથું ભારે થાયછે. હોજરીપર વધારે પડતો બોજો પડ્યાથી પેટમાં ગડબડાટ થાયછે. શરીરમાં સુસ્તી ઉત્પન્ન થાયછે. મન શિથિલ થાયછે, અને અજીર્ણ થવાથી કોઇવાર હેડકીનું દરદ ઉપડે છે. રાત્રે બહુ મોડું જમ્યાથી ઉંઘ બરાબર આવતી નથી. ક્ષુધા કરતાં વધારે પડતું ખાનારાઓના સંબંધમાં ઇંગ્રેજીમાં એક કહેવત છે કે, એવા માણસો પોતાની ઘોર પોતાના દાંતથી જ ખોદેછે.

સ્વાભાવિક રીતે બરાબર ભૂખ લાગે ત્યારે જેમ ભૂખ કરતાં ઘણું ઓછું ખાવું એ ભૂલ છે, તેમ ભૂખ કરતાં ઠાંસીને વધારે ખાવું એ પણ ભૂલ છે; પરંતુ ભાણામાં મીઠો પ્રસાદ છૂટથી પીરસાયો હોય તો સામાન્ય નજરે જોતાં ભૂખથી ઓછું ખાવાની ભૂલ ઓછા જણ કરેછે અને ભૂખથી વધારે પડતું ખાવાની ભૂલ વધારે જણ કરતા જણાયછે. પૂર્ણાહુતિનો ઓડકાર આવી જાય છતાં હાથ તથા મોઢાને અટકાવવાનું ઘણાને ગમતું નથી! એક દાકતર લખી ગયોછે કે "દુનિયાંમાં ખોરાકની તંગીથી જેટલાં માણસો મરેછે તેના કરતાં વધારે પડતું ખાધા કર્યાથી વધારે માણસો મરેછે.

બનતાં સુધી દરરોજ નિયમિત વખતે ભૂખ પૂરતું અને પ્રકૃતિને માફક આવતું જમાય તે આરોગ્યવર્ધક છે, પણ જમવાને વખતે ક્ષુધા લાગેલી ન હોય તો તે ટાણે જમવું નહીં જોઇએ. જમતી વખત આનંદ ને ગમતની વાતો થાય, ખાધા પીધાની મનપસંદ ચીજો

વિષે વાતો થાય તથા તે વખત ખુશમિજાજ અને મન શાંત હોય તો તેથી પાચનશક્તિને સારી રીતે પુષ્ટી મળતાં પરિણામે શરીરને વિશેષ પોષણ મળેછે, માટે બાળકને નાનપણથી તેવી ટેવ પાડવી જોઇએ.

માબાપે બનતાં સુધી પોતાના બાળકને પોતાની સાથે જમાડવું જોઇએ, કેમકે એવા વખતમાં તેને પ્રસંગોપાત સારી રીતભાત શીખવવાનો અને સારી ટેવો પાડવાનો તેમને પ્રસંગ મળેછે. વળી એથી એક કુટુંબમાં અરસ્પરસ સારી રીતે પ્યાર જામેછે, તેમજ બાળક બરાબર ચાવીને ખાયછે કે કેમ તે વગેરે જોવાની તથા તે બાબત જરૂર જણાય તો ઘટતી સૂચના આપવાની તેમને તક મળેછે.

દુનિયાંમાં ભૂખ એ એકલીજ એવી અજાયબ જેવી ચીજ છે કે જે માણસ પાસે આવી પોસાતી નથી, તેમ તેની પાસેથી ચાલી ગયેલી પણ કદી પોસાતી નથી! તેની જ્યારે હાજરી ન હોય ત્યારે તે પોતાની હઝુરમાં એકદમ હાજર થાય તે માટે માણસ આતુર હોયછે, પણ જેવી તે તેની પાસે આવે કે તેને તુરત પાછી હડસેલી કાઢવાને તે માણસ પોતાના બીજાં સતર કામ કોરે મૂકીને પ્રવૃત્તિમાં પડેછે, અને ખાનપાન રૂપી પ્રતિસ્પર્ધીને તેની સામે લડવા ઉતારીને સ્વમાન વગરની એ નફટ ભૂખને પોતાની હોજરીમાંથી હાંકી કાઢે ત્યારેજ તે નિરાંતે જંપીને બેસેછે. એ પ્રમાણે ભૂખે ત્યાંથી ૭ પાંચ ગણ્યાને થોડા કલાક વીતે અને પાછાં વખતસર તેના દર્શન થવામાં ભોગજોગે વિલંબ થાય તો તે વિષેના વિચારમાં તેનો જીવ અધર ચડી જાયછે, અને ભૂખબાઇની પાછી ક્યારે ઝાંખી થાય તેની કાગને ડોળે તે રાહ જુએછે! એ મુજબ બાપડી ભૂખને આવ્યે કે ગયે એમાંના એકે પ્રકારે સુખ નથી, તેમજ તેના યજમાનને પણ એકે રીતે કદી સંતોષ પ્રાપ્ત થતો નથી! રોજ ઉઠીને એજ પ્રમાણેનો રડાકૂટો!

# રમકડાં.

નાનું બચ્ચું એ માબાપનું એક પ્રકારનું રમકડું છે ! થોડું મોટું થયા પછી એ બચ્ચાંને રમકડે રમવું બહુ ગમેછે. તે ઘોડીયામાં સૂતું હોય ત્યારથીજ તેને માટે માબાપ ઘુઘરો લાવેછે, વળી તેના ઘોડીયાની દાંડીએ ઝમરૂખ ટીંગાડે છે. મનગમતાં રમકડાં એ નાનાં બાળકના સમય સમયના સોબતી છે. રમકડાંથી બચ્ચાં બહુ રાજી ન થાય એવું ક્વચિતજ બનેછે. રડતું બચ્ચું રમકડાં દેખીને તુરત છાનું રહી જઇને તેની સાથે રમવા મંડી જાયછે ! માબાપનાં મનથી રમકડાં નિર્જીવ છે, પણ બચ્ચાંના મનથી તે સજીવ જણાયછે, કેમકે એવાં રમકડાંમાં ખરેખર જીવ હોય તે પ્રમાણે તે તેની કેટલીક વખત સ્નેહથી સારવાર કરેછે.

લખોટી ને ભમરડા સરખાં રમકડાં કે જે ઉપરથી બાળકને અગત્યનું કાંઇ શીખવાનું મળે નહીં, તેમની અક્કલ વધે નહીં, તેમ કલ્પના શકિત કેળવાય નહીં, તેવાં રમકડાં માબાપે પસંદ કરવાં ન જોઇએ.

બાળકને જે હાથમાં આવે તે મોંમાં મૂકવાની કુદરતી ટેવ હોય છે, તેથી તે ગળી જાય તેવાં નાનાં કદનાં રમકડાં તેને આપવાં ન જોઇએ, તેમજ પોતાના મોઢામાં ઘાલ્યાથી તેમાં તેનો રંગ ઉતરે એવાં કાચા રંગથી, કે ઝેરી રંગથી રંગેલાં રમકડાં તેને રમવા દેવાં ન જોઇએ. વળી એકજ વખતે જૂદી જૂદી જાતનાં ઘણાં રમકડાં તેમને રમવા માટે દેવા નહીં, કેમકે તેથી તેમને બહુ મજા પડતી નથી.

બચ્ચાંઓને એવી તરેહનાં રમકડાં આપવાં જોઇએ કે જેમાંથી તેને કાંઇ નવું નવું જાણવાનું ને શીખવાનું મળે. શરૂઆતમાં ઢીંગલી, પુતળી, પોપટ, ચકલી, કૂતરો, બિલાડી, ગાય, બળદ, હાથી, ઘોડા વગેરે રમકડાં દઇને તે દ્વારા તેમને કેટલુંક જ્ઞાન આપી શકાય, તથા હોંશિયારી ખીલવી શકાય તેમ છે. રમકડાં એ એક રીતે જોઇએ તો તેની માનીતી અભ્યાસપોથીઓ છે ! જેથી એવાં રમકડાં પાછળ કરેલો ખર્ચ ફોકટ જતો નથી.

વિજ્ઞાન ( સાયન્સ ) ના નિયમ અન્વય બનેલાં રમકડાં કે જેમાં અક્કલ ખરચવી પડે તેવાં ખાસ પસંદ કરવાં જોઇએ, કે જે ઉપરથી વરાળ, વિજળી, પવન વગેરે શકિતઓનું જ્ઞાન બાળકને સહેલાઇથી આપી શકાય. સુક્ષ્મદર્શક કાચ, લોહચુંબક, જાદુઇ ફાનસ, આગગાડી, આગબોટ, બલૂન વગેરે જૂદી જૂદી જાતનાં રમકડાં સાહિત્ય તરીકે અપાવવાં જોઇએ. નાનાં બાળકોને રંગીન ચિત્રો બહુજ ગમેછે, માટે તેવી ચિત્રોવાળી ચોપડીઓ પણ તેમને જોવા માટે આપવી જોઇએ; પણ એ પ્રમાણેનાં રમકડાં તથા ચિત્રપોથીઓ પૂરી પાડીનેજ પોતે કૃતકૃત્ય થયા એમ માબાપે માનવું નહીં જોઇએ. મતલબ તેનાં રમકડાં તેમજ તેની ચિત્રોવાળી ચોપડીઓપરથી જે જે શીખવવા સરખું હોય તે પાસે રહીને તેને શીખવવું જોઇએ.

નેપોલ્યન બોનાપાર્ટ જ્યારે નાની ઉમરનો હતો, ત્યારે પીતળની એક નાની સરખી તોપ કોઇએ તેને ઇનામમાં આપી હતી, તેની સાથે વખતોવખત રમ્યા કરવાથી તેનામાં શૌર્ય અને લડાઇનો જુસ્સો ઉત્પન્ન થયો હતો એવું એબટ નામના ગ્રંથકારે લખેલુંછે.

માણસને જેમ પોતાના હાથથી બનાવેલી રસોઇ, પછી તે બરાબર ભાવેતેવી હોય કે નહીં તોપણ તે તેને બહુ સ્વાદિષ્ટ લાગેછે, તે પ્રમાણે બાળકને પોતાના હાથથી બનાવેલાં રમકડાં બહુજ વહાલાં લાગેછે ! કેટલાંક બાળકો કાગળના વહાણ બનાવેછે, કોઇ હોડીઓ બનાવેછે, કોઇ જાર બાજરીના સાંઠાની સળીઓનાં તીરકામઠાં અને પલંગ વગેરે બનાવેછે, કોઇ બીજી જાતનાં એવાં રમકડાં બનાવીને તેનાથી ઘણીજ ગમત ને આનંદ મેળવેછે, તો કોઇ ભીની રેતી કે ભીની ધૂળમાં પગ નાખી ડેરી વગેરે બનાવીને બહુ ખુશ થાયછે.

# રમત.

રમવું એ બાળકની કેળવણીનો એક ભાગ છે. રમવું અને ભણવું એ એક બીજાના શત્રુ નથી પણ મિત્ર છે; માટે બાળકને જેમ ભણવાની જોગવાઇ કરી આપવામાં આવેછે, તેજ પ્રમાણે તેને સારી રીતે રમવાની જોગવાઇ પણ કરી આપવી જોઇએ. જે બાળક સારી રીતે ભણે તેને જેમ સાબાશી આપવામાં આવેછે, તે પ્રમાણે જે સારી રીતે રમે તેને પણ સાબાશી મળવી ઘટેછે. તેમનો છુટીનો દિવસ મઝા વગરનો જાય નહીં તેવી માબાપે તજવીજ કરવી જોઇએ. બાળકને મોકળા મનથી રમવા દેવાં જોઇએ.

રમત એ બાળકનો વિશ્રામ છે. સઘળા દેશના બાળકને રમવું એક સરખું ગમેછે, તેથી રમત એ સ્વાભાવિક છે એમ સિધ્ધ થાયછે. વળી તે એટલા ઉપરથી પણ સાબિત થાયછે કે માબાપ પોતાના બાળકની રમતમાં ગમે તેટલો અટકાવ નાખે છતાં તે તેને સર્વાંશે નાબે થશે નહીં, પણ પોતાને રમવા જવાની બંધી કર્યાથી તેમોઢું કસાણું કરશે, રડશે, દયા માગશે, થોડું ઘણું તોફાન સરખું પણ વખતે કરશે, અને લાગ ફાવશે તો બહાર રમવા માટે ઘરમાંથી છાનુંમાનું સટકી પણ જશે. માબાપની નજર ચુકવવામાં બાળકો બહુ ચાલાક હોયછે !

ખાવું, પીવું ને ખેલવું; નાચવું ને કૂદવું; દોડવું, હરવુંફરવું ને હડી-ચાપાટી કરવી એના સરખા બચ્ચાંને માટે બીજી કોઇ મઝા છેજ નહીં. બાળકની વહાલામાં વહાલી વસ્તુ તે રમત છે, અને તેવી રમતમાં તેઓ ઘણીવાર એવાં તો તલ્લિન થઇ જાયછે કે ભૂખ તરસનું પણ ભાન એ ઘડી ભૂલી જાયછે! દરરોજ થોડી ઘણી વાર પણ રમ્યા વગર તેમના મનની બીજા કશાથી જોઇતી શાંતિ થતી નથી.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી બાળકને બહાર ખુલ્લી હવામાં રમવા જવાની રજા મળ્યાથી તેમને જેટલો આનંદ પ્રાપ્ત થાયછે, તેટલો

આનંદ બીજી ગમે તે ચીજ તેને બક્ષીસ આપ્યાથી કદી થતો નથી. રમતમાં તેમને બહુ ગમત પડેછે, અને એવી ગમતના પરિણામે ભણવા ગણવા વગેરેના થાકનું નિવારણ થઇ જાયછે. રમતથી તેમનું મગજ તાજું, તેજ ને ચપળ થાયછે. રમત એ બાળકને અપૂર્વ આનંદ આપે છે તથા તે તેને આસુદું રાખેછે, વળી રમત વગર બાળકનું શરીર સુધરતું નથી, એ ઉપરથી પણ સ્પષ્ટ સમજાયછે કે બાળકને આરોગ્ય રાખવા માટે પણ રમત ગમતની ખાસ જરૂર છે. રમતથી તેમના શરીરમાં લોહીનું હરવુંફરવું વધેછે, તનની ખીલવટ સારી રીતે થાયછે, ને મન ખુશીમાં રહેછે તથા તેમાં નવું ચૈતન્ય આવેછે.

રમતથી બાળક ચાલાક, ચતુર, બુદ્ધિશાળી, માયાળુ, સમયસૂચક, પરગજુ, હિંમતવાન તથા સહનશીલ નીપજેછે; વળી તેઓ એક બીજા સાથે સંપ રાખતાં, સ્નેહ રાખતાં, મૈત્રી બાંધતાં, નાનાં બાળકોએ મોટાં બાળકોને તાબે રહેતાં, પોતાની મનોવૃત્તિઓને કબજે રાખતાં, અમુક બાબતોથી ચેતતાં રહેતાં, અને ઇનસાફથી ચાલતાં, અને જૂદા જૂદા બાળકોના પ્રસંગમાં આવ્યા કરવાથી તેમના ગુણ સ્વભાવને ઓ-ળખતાં, તેમજ એક બીજા સાથે સંમત થઇને અમુક કામ કરતાં શીખેછે.

દરેક રમતમાંથી તેમને કાંઇપણ નવું નવું જોવા જાણવાનું, શી-ખવાનું તેમજ દુનિયાંના ઘણી જાતના વ્યવહારની માહીતી મળેછે; વળી તેથી સ્પર્ધા, આત્મસંયમ્ વગેરે ગુણો પણ કેળવાયછે.

રમત એ પણ એક પ્રકારની છોટી દુનિયાં કહેવાયછે, તેમાંથી ઘણા પ્રકારના કેળવણી ને સમજણ મળેછે. એ દુનિયાંમાં ઘણી ઘણી જાતના પ્રસંગો અનુભવવાની તેમને તક મળ્યા કરવાથી અમુક અમુક સદ્ગુણો સહજ પ્રાપ્ત થઇ શકેછે. દુનિયાંમાં કેમ આગળ પડવું ને તેમાં કેમ વધવું તે શીખી શકાયછે. સ્વપક્ષ શું ? પરપક્ષ શું ? હક શું ? વગર હક શું ! કર્તવ્ય શું !

અકર્તવ્ય શું ! ન્યાય શું ! અન્યાય શું ! સ્વાર્થ શું ! પરાર્થ શું ! પોચાપણું શું ! ધીરજ શું ! સુખ શું ! દુઃખ શું ! આદિ તેના સમજવામાં આવેછે અને તેમાંના કેટલાક કોઇના ગાંજ્યા ન જાય તેવા નીકળી આવેછે.

દોડાદોડ ને કૂદાકૂદ એ તાજું ને ઉછળતું લોહી પ્રત્યક્ષ કરેછે. બાળક ઘરમાં રમતાં હોય તો તે ઘરને અને મહોલ્લામાં રમતાં હોય તો તે મહોલ્લાને ગજવી મૂકેછે. એવાં બાળકો કેટલાંક માબાપોનાં મનથી ભલે મસ્તીખોર લાગે પરંતુ તેવાંજ બાળકો મગજ અને શરીરથી ચાલાક હોયછે અને એવાંજ બાળકોમાંથી ઘણાં નામાંકિત માણસો થઇ શક્યાં છે અને થઇ શકશે.

ટુંટીઆ વાળીને ઘરમાં છાનાંમાનાં પડયાં રહેતાં હોય કે બહુ તો એક ખુણે બેસી ગંજીપા કે સોગઠાંબાજી જેવી બેઠી રમત રમતાં હોય એવા લોહીમુઆ બાળકોનું ભવિષ્ય સુધરવાનો સંભવ નથી. એવાં બાળકો જીંદગી રૂપી લડતમાં કાંઇ પણ ધાડ મારી શકતાં નથી. તેઓ બાપડાં, પોચાં, ઢીલાં, નમાલાં, નાહિંમત, બુદ્ધિહીન, ને શરીરે મુડદાલ જેવાં રહેછે.

ખુલ્લી અને ચોખ્ખી હવામાં યોગ્ય પ્રકારની અને છુટથી રમતો રમવાને અભાવે ઉપર પ્રમાણેનું પરિણામ આવતું હોવાથી રમતો રમવામાં બાળકોમાંથી કોઇ ચડે, કોઇ પડે, કોઇ ઉછળે, કોઇ કૂદે, કોઇ ઠેકે, કોઇ પછડાય, કોઇ કુટાય, કોઇ અફળાય, કોઇ ઝીંકાય, કોઇનું મોઢું રંગાય, કોઇ રૂએ, કોઇ હસે, કોઇ પોતાના બચાવ માટે બીજાને ઠોકે, કોઇ ખાય ધબા, કોઇ કરે બાથંબાથા, કોઇ કરે હોકારા, તો કોઇ કરે પડકારા, તેથી માબાપે અણગમો કે કંટાળો આણવો જોઇતો નથી.

હિંદનાં બાપડાં અસંખ્ય બાળકોને તેમની રમત ગમતના સંબંધમાં માબાપ તરફથી જાણતાં કે અજાણતાં પણ ઘણો ગેરઇનસાફ થાયછે. અફસોસની વાત એટલીજ છે કે દરેક મા અને બાપ પોતે એક વખત બાળક હતાં તે વખતે પોતે રમવામાં કેટલી મઝા માનતાં તથા પોતાની વૃત્તિ, વલણ, ને લાગણી કેવી હતી, પોતાને રમતો રમવી કેટલી બધી વ્હાલી લાગતી,

તે જાણે તદન વિસરી ગયાં હોય તેમ બાળકો સાથે કુદરતથી વિરૂધ્ધ રીતે વર્તેછે. રમવા, કૂદવા, નાચવા તથા ગાનતાન કરવા વગેરે બાળખેલને, તેમજ સ્વાભાવિક જાગૃતિ, જિજ્ઞાસા, ને જુસ્સાને તેઓ મસ્તી ને તોફાનમાં ગણીને તેમ કરવાની તેમને મના કરેછે અને કહેછે કે "ભાઇ તું થાકી જઇશ" "પડી જઇશ" "તને વાગશે" "તારાં કપડાં ખરાબ થશે," માટે તારે જો કદાપિ રમવું હોય તો ઘરમાં રહીને બેઠી રમત રમ" માબાપોએ વિચારવું જોઇએ કે રમવા ને દોડધામ કરવાના કુદરતી જુસ્સાવાળા, અને લોહી જેને અંદરથી ચટકા ભરી રહ્યું હોય, ગદગદીયાં કરી રહ્યું હોય એવા ચંચળ વૃત્તિનાં ને ચાલાક બાળકોને એવી બેઠી રમત કોઇ પણ રીતે ગમશે ખરી ? કદી નહીં.

દીકરા કરતાં દીકરીઓને આપણા મુલકમાં માબાપ તરફથી બહારની રમતના સંબંધમાં પ્રમાણમાં વધારે અન્યાય થતો જોવામાં આવેછે. બાળાઓને સહેજસાજ રમવાની કે ફરવાની તક મળતી હોય તે તેમની આશરે દશ વર્ષની ઉમરથી બંધ પડવા માંડેછે, અને આશરે તેર ચૌદ વર્ષની ઉમરની થાય એટલે તે તદન બંધ પડી જાયછે. કેમ જાણે દીકરીઓને શરીરજ ન હોય ?

તીરકામઠાની, તેમજ બીજી નિશાન તાકવાની રમતથી બાળકો નજર ઠેરવતાં શીખેછે. દહીંના ઘોડાની રમતથી સ્પર્શશકિત અને અવાજ પારખવાની શકિત કેળવાયછે. અમુક માણસ સીડીપરથી ચાલ્યો આવતો હોય તેના પગલાંના અવાજથી તે કયો માણસ આવેછે તે તેમજ અમુક ગાડીના, અને તેના ઘોડાના દાબડાના અવાજથી તે કઇ ગાડી આવે છે, તે વગર જોયે કેટલાંક માણસો કળી કાઢેછે. પતંગ ચડાવવા એ પણ બહુ આનંદદાયક રમત છે, વળી હાથમાં લીધેલ કોઇ પણ કામમાં તુરત ફતેહ ન મળે તો તે સફળ થતાં સુધી ફરીફરીને કરવું એ પાઠ તે દ્વારા સારી રીતે શીખી શકાયછે.

આમલી પીપળી, નવનાગેલીઓ, ખીલપાડો, મોઇદાંડીઓ, ઓળ-કોળામણી અને ગેડીદડો એવી એવી ઘણી દેશી રમતો રમવા દેવા સરખી છે. ક્રિકેટ એ ગેડીદડાની નવી આવૃત્તિ છે.

**કેવી રમતો રમવા ન દેવી?** જે રમતથી અકસ્માત થવાનો સંભવ હોય તેવી રમત રમવા દેવી ન જોઇએ. માખીઓ વગેરે જીવડાંને પકડવાં, કૂતરાં, બિલાડાં વગેરેની પૂછડી ખેંચવી કે તેમને મારવાં એવી નિર્દય રમત કરતાં અટકાવવાં જોઇએ. સંતાકુકડી જેવા રમત કે જેમાં એક છોકરો બીજા છોકરાની બન્ને આંખો દાબેછે તેવી રમત રમવા દેવી ન જોઇએ, કેમકે એવી રમતથી કોઇવાર બાળકના નેત્રને ઓછું વધતું કાયમનું નુકસાન થવાનો સંભવ રહેછે.

યુરોપમાં એક છોકરાની તેના કોઇ સોબતીએ પાછળથી છાનામાના આવીને મસ્કરીમાં બન્ને આંખ દબાવેલી ત્યારે તે છોકરે પોતાની બન્ને આંખપરના પેલાના બન્ને હાથ કાઢી નાંખવાની કોશીશ કરવા માંડી એટલે તે દબાવનાર પોતાના હાથ તેપરથી ન ખસતાં બરાબર મજબૂત રહે તે માટે જેટલા બને તેટલા જોરથી તેની આંખો દબાવતો ગયો અને તેના પરિણામે તે બિચારો છોકરો સદાને માટે આંધળો થઇ ગયો હતો.

જે માબાપ પોતાના બાળકને બહાર રમવા જવા દેવાની રજા આપવાને કદી ઉત્સુક જણાતાં નથી, તેવાં માબાપને અવકાશને વખતે પોતાનાં બાળકો સાથે રમતમાં ભાગ લેવાની સલાહ આપવામાં આવે તો તેનો સ્વીકાર નજ થાય એ દેખીતું છે.

વાસ્તવિક જોઇએ તો પોતાનાં નિર્દોષ બાળકો સાથે અવકાશે થોડો વખત રમતમાં ભેળાવું એ કામ છોકરવાદી સરખું નથી; વળી તેથી કરીને માબાપની મોટાઇ કે દરજ્જો કમી થઇ જતાં નથી. પોતાનાં નિર્દોષ બચ્ચાં સાથે રમવું તેના સરખો નિખાલસ આનંદ બીજેથી કદી મળી શકતો નથી. ઘણા

યુરોપીયન લોકો તેનો અનુભવ ખુશીથી તથા પોતાની ફરજ સમજીને કરેછે અને તે દ્વારા ઘણી ગમત ને આનંદ મેળવેછે.

સાક્ષર એડમંડ બર્કને નાના બચ્ચાં સરખા થવાનું બહુજ ગમતું હતું. તે જ્યારે પોતાના ધંધાપરથી થાકીપાકીને ઘેર આવતો ત્યારે તેનું પ્યારૂં બચ્ચું કૂદતું ને ખુશી થતું તેની પાસે આવતું તે જોઇને તે બહુજ આનંદમાં આવી જતો, પોતાની ફિકર ચિંતા ભૂલી જતો તથા તે બચ્ચાં સાથે બચ્ચું થઇને તેની સાથે બે ઘડી રમવા મંડી જતો! તે કેટલીક વાર કહેતો કે નિર્દોષ બચ્ચાં સાથે એ પ્રમાણે મોજ ભોગવતાં દિલ ઘણુંજ નિષ્પાપ થાયછે એટલે તે પ્રસંગે કોઇપણ પ્રકારની અનીતિનો વિચાર આવી શકતો નથી.

ઇંગ્લાંડનો રાજા ચોથો હેનરી રમત રમતાં એક વખત પોતાના પાટવી કુંવરને પોતાની પીઠપર બેસાડીને પોતે તેનો ઘોડો થયો હતો, એવામાં અમુક રાજ્યનો એલચી તેઓને મળવા માટે આવેલ, ત્યારે એ રાજાએ પોતાની એ રમતની સ્થિતિ કાયમ રાખી આવનાર એલચીને પૂછ્યું કે ભલા, આપને ત્યાં કાંઇ ફરજંદ છે કે કેમ? પેલાએ હા કહી, તે સાંભળીને એ રાજાએ જવાબ આપ્યો કે ત્યારે તો આપ થોડીવાર મહે-રબાની કરીને થોભો, એટલે મારી આ રમત હું પૂરી કરી લઉં!

સ્પાર્ટાનો રાજા એગીસીલેઅસ એક પ્રસંગે પોતાના રાજકુમાર સાથે લાકડાનો ઘોડો કૂદાવતો હતો ત્યારે તેવી સ્થિતિમાં તેમના કોઇ ઓળખીતાએ તેમને જોયો, ત્યારે એ રાજાએ તેથી શરમાઇ ન જતાં તે ઓળખીતાને પૂછ્યું કે તમારે ત્યાં એક પણ બચ્ચું થયુંછે કે નહીં? જવાબ નકારમાં મળ્યો ત્યારે એ રાજાએ તેને સૂચના આપી કે તમારે ઘેર જ્યાં સુધી એક પણ ફરજંદ થાય નહીં ત્યાં સુધી લાકડાનો ઘોડો કૂદાવીને મારા કુંવર સાથે રમતાં આપે મને આજે

જોયોછે તે વાત મહેરબાની કરી બીજા કોઇને કહેશો નહી !

શહેનશાહ નેપોલ્યન પણ પોતાના શાહજાદાઓ સાથે બાળખેલ કરતો, ત્યારે તે એટલો બધો આનંદમાં આવી જતો કે તે વખતે કોઇ માણસને તેમની કાંઇ કૃપા માગવાની તક મળતી તો તે તેમાં કદાચજ નિષ્ફળ થતો !

---

## કસરત.

નાના બાળકને શારીરિક કસરત કરવાનું કુદરત શીખવેછે, તે થોડું મોટું થાય કે પોતાના હાથપગને વખતો વખત હલાવ્યા કરેછે. એક વખત એક પડખે તો બીજી વખત બીજા પડખે વળેછે. કોઇ વાર ઉંચું થાયછે તો કોઇ વાર નીચું થાયછે. પારણામાં સુતું હોય તેમાંથી બેઠું થઇને બહાર ડોકીયાં કરેછે, હસેછે, કોઇવાર પગનો અંગુઠો તો કોઇ વાર હાથનો અંગુઠો કે આંગળી મોઢામાં ઘાલેછે; એ પ્રમાણે જૂદાજૂદા અવયવને કસરત મળે તેમ તે કર્યા કરેછે.

**કસરતના ફાયદા**—કસરતથી શરીર કસાયછે, અવયવ ખીલે છે અને દૃઢ થાયછે. સ્નાયુ મજબૂત અને લષ્ટ થાયછે. શરીરની સાથે મનને નિકટનો સંબંધ હોવાથી શરીરના વિકાસની સાથે મનનો પણ વિકાસ થાયછે. મનને કસવું એ પણ કસરત કહેવાય, માટે જેમ તનને તેમજ મનને પણ યોગ્ય કસરત આપતા રહેવું જોઇએ. શરીરના સારા બાંધાનો તથા બળનો આધાર ખોરાક ઉપર છે, ખોરાકનો આધાર તે પાચન થવા ઉપર છે, અને પાચનનો મુખ્ય આધાર ખુલ્લી અને ચોખ્ખી હવામાં કરેલી શારીરિક કસરત ઉપર અવલંબી રહેલછે. કસરતથી જઠરાગ્નિ સતેજ થાયછે, ખાધેલું પચેછે, દસ્ત સાફ ઉતરેછે, ભૂખ બરાબર લાગેછે, ફેફસાં

વધારે ઝડપથી કામ કરેછે, છાતી પ્રફુલ્લિત થાયછે, શરીરમાં લોહી ઝપાટાબંધ ફરેછે, મગજને પોષણ મળેછે, શારીરિક અને માનસિક બળ વધેછે, શરીરમાંથી આળસ અળગું થાયછે, કામ કરવાની સ્ફુરતી આવેછે, અને સૌંદર્ય પ્રાપ્ત થાયછે; વળી શ્રમ કર્યાથી નિદ્રા બરાબર આવેછે તેથી તનદુરસ્તી જળવાયછે. ખાનપાનનો લાભ ગમે તેટલો મળતો હોય તોપણ શારીરિક કસરતને અભાવે જોઇએ તેવું આરોગ્ય ભોગવી શકાતું નથી માટે દરેક જણે સારી રીતે કસરત કરવી જોઇએ, તેમજ બનતાં સુધી બધાં અવયવને કસરત મળવી જોઇએ.

ઘરનાં જૂદીજૂદી જાતનાં કામો કરવાથી શરીરને બહુજ ફાયદો થાયછે માટે તે કરવાનો મહાવરો રાખવો એ સલાહકારક છે. સઘળા પ્રકારની કસરતમાં ચાલવાની કસરત ઉત્તમ ગણાયછે. ચાલવાથી અને દોડવાથી બન્ને પગ મજબૂત થાયછે. એકલા જમણે પગે ઘણી મુદત સુધી કામ કરે તો તે પગ મજબૂત થાયછે અને ડાબે પગે તેમ કરે તો તે પગ મજબૂત થાયછે. જમણે હાથે તે પ્રમાણે કામ કરે તો જમણો હાથ, ને એકલા ડાબે હાથે કામ કર્યા કરે તો ડાબો હાથ મજબૂત થાયછે. બન્ને પગે કામ કરે તો બન્ને પગ ને બન્ને હાથે કામ કરે તો બન્ને હાથ મજબૂત થાયછે. હાથથી અથવા પગથી જોઇતી કસરત ન થાય તો પ્રમાણમાં તે અવયવ જોઇએ તેવાં વધી શકતાં નથી, પણ નાના કદનાં ને નિર્બળ રહેછે.

દંડ પીલવાથી શરીરના ઉપરના તથા નીચેના ભાગને કસરત મળેછે. મુગદળથી હાથ, છાતી ને પેટને કસરત મળેછે. તરવાથી જઠર સુધરેછે, તેમજ ખુલ્લી હવાનો લાભ મળેછે. ઘોડા ઉપર સ્વારી કરવાની કસરત શરીરને કસનારી તેમજ વિશેષ ગમત આપનારી પણ છે. ઇંગ્રેજોમાં જેને ઘોડે બેસતાં આવડતું ન હોય તેની કેળવણી અધુરી ગણાયછે.

ક્રિકેટ, ફૂટબોલ, ટેનીસ, સાઇકલ, ડમબેલ, પટા ખેલવાની, હોડીમાં

બેસી હલેસાં મારવા વગેરેની કસરત પણ પસંદ કરવા યોગ્ય છે. જૂદીજૂદી જાતની કસરતનો હેતુ એ છે કે તેથી જૂદાજૂદા અવયવને તેનો લાભ મળે.

સઘળા બાળકોનો શારીરિક બાંધો સમાન હોતો નથી, તેમજ સઘળાનું આરોગ્ય પણ સરખું હોતું નથી, જેથી અમુક કસરત બધાં બાળકોને એક સરખી રીતે અનુકુળ થઇ શકતી નથી. નબળા બાંધાના ને સબળા બાંધાનાં બાળકોને તેમજ પુરૂષો અને સ્ત્રીઓને તેમની શારીરિક સ્થિતિ નજરમાં રાખી તેમને માફક આવે તેવી જૂદાજૂદા પ્રકારની કસરત યોગ્ય રીતે કરાવવામાં આવે તો તે તેમને વધારે લાભદાયિ થાય.

**કસરત કરવામાં શું સાવચેતી રાખવી?** અકસ્માત થવાનો સંભવ હોય તેવી કસરત કરવી નહીં. મનને કંટાળો આવે એવી કસરત કરવી નહીં. ખુબ થાકી જવાય અને શ્વાસ ચડી આવે ત્યાં સુધી કસરત કરવી નહીં. પોતાની શકિતનો ખ્યાલ રાખીને કસરત કરવી. ખાધા પછી તુરત કસરત કરવી નહીં, તેમ છેક ભૂખ્યે પેટે પણ કસરત કરવી નહીં; કસરત કર્યા પછી તુરતજ જમવું, પાણી પીવું કે ન્હાવું નહીં; તેમ પવનના ખુલ્લા ઝપાટામાં રહેવું નહીં. કસરત કરી રહ્યા પછી છાતીપર ગરમ કપડું તુરત પહેરી લેવું ને વિશ્રાંતિ લેવી.

દળવું, ખાંડવું, રસોઇ કરવી, ઠામ વાસણ માંજવાં, ધોવું, વીંછળવું, સાંધવું, ભરવું, કુવા વગેરેમાંથી પાણી કાઢવું ઇત્યાદિ કામ સ્ત્રીઓએ મોટી ઉમરે પણ ચાલુ રાખવાં એ સલાહકારક છે, કેમકે તેના સરખી ઉપયોગી અને અસરકારક કસરત બીજી એકે નથી. જૂદાજૂદા પ્રકારનાં કામો કરવાથી શરીરના જૂદાજૂદા ભાગને કસરત મળેછે; ઘર કામ કદી ખૂટતું નથી, તે દરરોજ હોયછે, તેથી તેવી કસરત પણ મહાવરા પ્રમાણે દરરોજ

માફકસર મળ્યા કરેછે. ગાવાની કસરત પણ બાળાઓને તેમજ સ્ત્રીઓને તનદુરસ્તીના સંબંધમાં બહુ ઉપયોગી તેમજ આનંદજનક છે. જે બાળાઓનાં શરીર નાનપણમાં કામકાજથી બરાબર કસાએલાં હોય તેમને સ્ત્રી અવસ્થામાં પ્રસવનો પ્રસંગ આવે ત્યારે તે સહેલાઇથી બાળકને જન્મ આપેછે. ધાવણ પૂરતું ને પુષ્ટીકારક આવેછે, તથા તેમની પ્રજા તનદુરસ્ત ને મજબૂત થાય છે; પણ જે સ્ત્રીઓનાં શરીર બાલ્યાવસ્થામાં જોઇએ તેવાં કસાએલાં હોતાં નથી, તેઓનો પ્રસુતિકાળ ઘણુંકરીને બહુ કષ્ટજનક નીપજેછે, અને એમાંથી કોઇ કોઇ સ્ત્રીઓ મૃત્યુવશ થાયછે.

## કાન, નાક વીંધવાં, છુંદણાં છુંદવાં.

એ જંગલી અને નિર્દય ચાલ છે. હરકોઇ માતા પોતે પોતાના બાળકપર એવો પ્રયોગ કરવાને ખુશી હોતી નથી, જેથી તે તેવું દયાહીન કામ, માની લીધેલી શોભાની ખાતર બીજા માણસ પાસે કરાવેછે. એ પ્રમાણે થવાથી **"પારકી મા કાન વીંધે"** એવી આપણામાં કહેવત ચાલેછે.

છોકરીઓના કાનની બૂટ વીંધાવીને તેમાં કર્ણફુલ, ઢોળીયાં, ઝાલ, એરીંગ વગેરે ઘરેણાં પહેરાવેછે. છોકરાઓની બૂટ વીંધાવીને તેમાં બૂટીયા વગેરે પહેરાવેછે.

છોકરાં છોકરીઓના કાનનો વચ્ચેનો ભાગ વીંધાવીને તેમાં કોકરવાં પહેરાવેછે.

છોકરીઓના કાનનો ઉપરનો ટોચનો ભાગ વીંધાવીને તેમાં વેળીયાં પહેરાવેછે અને છોકરાઓને ફુલ અથવા છેલકડી પહેરાવેછે.

છોકરીઓનું નાક વીંધાવીને તેમાં કાંટો, નથ, ફુલ, ચુંક અથવા વાળી વગેરે પહેરાવેછે.

એકનો એકજ હોય એવા બેટના છોકરાનું પણ નાક વીંધાવવાનો કેટલેક ઠેકાણે ચાલ છે.

એવાં વીંધાવેલાં નાક, કાન કોઇ કોઇવાર પાકેછે અને સણકા નાખેછે ત્યારે તે બાપડાં કેટલાક દિવસ સુધી હેરાન થાયછે, ને તેમને નાહક દુઃખ સહન કરવું પડેછે.

છુંદણાં પાડવાનો ચાલ સામાન્ય રીતે જોતાં પુરુષ વર્ગમાં નહીં સરખો છે. ઉતરતી કોમના કોઇ કોઇ પુરુષ વર્ગના માણસ હાથે પગે છુંદણાં પડાવેછે, પરંતુ છોકરીઓમાં તો ભાગ્યેજ કોઇ છુંદણાં વગરની રહેતી હશે. તેઓ પોતાને હોઠે, પગે, હાથે, છાતીએ, હડપચીએ, ગાલે, અને બે ભમરની વચ્ચે વગેરે સ્થળે જંગલી વાઘરણો પાસે મશ કે વાલોળનાં પાંદડાનું ટીપું મૂકાવીને તથા સોયવડે તેને ઘોબાવીને છું-દણાં પડાવેછે, એને ત્રાજવાં પણ કહેછે. એવાં ત્રાજવાં પાડતી વખત બેહદ પીડા થાયછે, જે કેટલીક વખત જોયું જતું નથી. પાછળથી એ છુંદણાંવાળો ભાગ કેટલાંકને સુઝી આવેછે અને પાકી પડેછે, ત્યારે બહુ વેદના ભોગવવી પડેછે.

આવી જંગલી ને દુઃખદાયક રસમ બંધ થવી જોઇએ.

# ઘરેણાં.

**ઘરેણાં શા માટે પહેરાવેછે?** બાળકને લાડ લડાવવા, તેમનાં શરીરને શોભાવવા, તથા એ પ્રકારે સંસારનો લ્હાવો લેઇ, પોતાની હોંસ પૂરી પાડવા, પોતાની શ્રીમંતાઇ, મોટાઇ ને ડોળદમામ દેખાડવા, પોતાની મગરૂરીને પોષવા આદિ કારણોને લઇને આ દેશમાં પોતાનાં બાળકને ઘરેણાં પહેરાવવાનો રીવાજ ઘણો પ્રચલિત છે.

સાચાં ઘરેણાં પહેરાવવા સરખી માબાપની આર્થિક સ્થિતિ કદાપિ ન હોય તો પછી ખોટાં ઘરેણાં પહેરાવેછે! પોતાના ઘરમાં ઘરેણાં ન હોય તો સર અવસરે બીજાને ત્યાંથી થોડા દહાડા સારૂ માગી લાવીને પણ પહેરાવવાને ચૂકતાં નથી!

પુરૂષો કરતાં સ્ત્રીઓને આભૂષણ પહેરવાં તથા પહેરાવવાનો ઘણોજ કોડ હોયછે, એવો કોડ તેની મર્યાદા કે વિવેકની બહાર જતાં ઘેલછાનું રૂપ ધારણ કરેછે.

બચ્ચું અવતર્યું તે બારેક દિવસનું થાય ત્યારથીજ તેને પાંચ દોરીઆના નામથી ઘરેણાં પહેરાવવાની શરૂઆત કરી દેવામાં આવેછે! તે થોડું મોટું થયા પછી પગે કલ્લી કે સાંકળાં કે તે બન્ને, અને હાથમાં કલ્લી કે બંગડીરૂપે બંધન લગાવી દેવામાં આવેછે! વળી કાને કોટે પણ દાગીના લટકાવી દેછે! કલ્લાં, અહાસીઆ અથવા ત્રોડા વગેરે પગનાં ઘરેણાં કેટલીક વાર વજનમાં એટલાં તો ભારે હોયછે કે બાળકો તે સહેલાઇથી ઉચકી શકતાં નથી, તેથી તેમને લંગડાતું લંગડાતું ચાલવું પડેછે, અને પગે ચીંથરાં વીંટવાં પડેછે! ભારે દાગીના ઘાલવાથી સ્નાયુને નુકસાન થાયછે, શરીરના તે ભાગમાં સરળપણે લોહી ફરી શકતું નથી, તેથી અવયવની વૃદ્ધિને હાનિ પહોંચેછે.

કાને ઘરેણાં ઘાલવાથી કાન કેટલીકવાર પાકી પડેછે. હાથ, પગ

કે ડોકે ઘરેણું ઘાલવાથી તે ભાગમાં મેલ ભરાવાથી તે ભાગ ખરાબ થઇ જાયછે; એ પ્રમાણે ઘણી રીતે નુકસાનકારક થઇ પડે તેવા દાગીના ઘાલવા શું કામનાં છે ?

ન જોઇતાં ઘરેણાં પાછળ કરોડો રૂપિયા રોકી રાખી લોકો તેનો છૂટથી અનુત્પાદક ઉપયોગ કરેછે, એથી પરિણામે દેશના ધંધા રોજગારને પુષ્કળ હાનિ પહોંચેછે, તથા આબાદીમાં તે અવરોધરૂપ થાયછે. ઘરેણાં ઘાલવાથી માત્ર એટલુંજ નુકસાન થતું હોય તો જાણે ધૂળ નાખી ! પરંતુ એથી પણ ઘણી મોટી ને ભયંકર હાનિ નાનાં બચ્ચાંને ઘરેણાં ઘાલવાથી ઘણીવાર નીપજતી આપણા સાંભળવા કે જોવામાં આવેછે.

લોકો પોતાનાં બાળકને ઘરેણાં પહેરાવવાની જેટલી હોંસ રાખેછે, તેટલી તેને ચોર અને ખૂનીથી નિર્ભય રાખવાની કાળજી રાખતાં જોવામાં આવતાં નથી. એ બાબતમાં તેઓ બહુ બેદરકાર કે નભરવશ રહેતાં જણાયછે.

અમુક માણસના બચ્ચાના હાથ, પગ કે શરીરનાં બીજાં અંગપરથી સાચું ખોટું અમુક ઘરેણું કાઢીને કોઇ લેઇ ગયું અને તે બાળકને જ્યાં ત્યાં રખડતું મૂકી દીધું. કોઇએ તેવા બાળકના અમુક અવયવને થોડી કે ઘણી ઇજા પહોંચાડી. કોઇ તેવા ઘરેણાંવાળા બાળકને ઉપાડી ગયું, કોઇએ બાપડા નિર્દોષ બચ્ચાંનું ઘરેણાંની લાલચે કમકમાટ ઉ[illegible] એવી રીતે ખૂન કર્યું, કોઇ નોકર પોતાના શેઠના સંતાનનું ઘરેણું કાઢી લેઇને તથા તેને જ્યાં ત્યાં નાખી દઇને, કે ગુંગળાવીને મારી નાખીને પલાયન કરી ગયો, ઇત્યાદિ ઇત્યાદિ બનાવો બન્યાનું વખતોવખત આપણા સાંભળવામાં આવેછે.

આ પ્રમાણે દાગીનાની લાલચે આ દેશમાં દર વરસે સંખ્યાબંધ બાળકોની હત્યા થાયછે તેથી તેમનાં માબાપો એક રીતે તેવાં પાપનાં

ભાગીદાર થાયછે ! કેટલાંક બાળકોને હરામખોરો વરસો થયાં ઉપાડી ગયાંછે તેનો હજી સુધી પાછો પત્તો લાગ્યો નથી !

આવા બનાવ જ્યારે પોતાના ગામમાં બન્યાનું માબાપના જોવામાં આવેછે ત્યારે થોડા દિવસ સુધી પોતાનાં બાળકને ચોરથી બચાવવાની ફિકર રાખેછે. ઘરેણાં તમામ અથવા થોડાં કાઢી નાખેછે; પરંતુ થોડી મુદત વ્યતિત થઇ, વાત જરા વિસારે પડી કે પાછાં તેઓ પોતાનાં બાળકને અગાઉની પેઠે ઘરેણાં પહેરાવવા લાગેછે.

માબાપો જો દાગીનાની ખરેખરી શોભાજ સમજતાં હોય અને તે વિના તેમને ઉણું પડી જતું હોય તો મનગમતા દાગીના તેમણે પોતે પોતાની જાતપર પહેરવા એ બહેતર છે; પરંતુ પોતાનું કે પોતાને પહેરાવેલ ઘરેણાંનું રક્ષણ ન કરી શકે તેવાં બાળકોને તે પહેરાવીને તેમને પોતાના પ્રાણ ખોવા જેટલે સુધીના નાહક જોખમમાં ઉતારવાં એ કોઇ પણ પ્રકારે ઇચ્છવા જોગ નથી.

ખરી રીતે જોઇએ તો ઘરેણું પહેરાવવાથી બાળક પોતે શોભતું નથી, પણ ખુદ તે ઘરેણુંજ શોભેછે. માબાપ પોતાના બાળકને એક સારી જણસ પહેરાવે તેથી કરીને લોકો તે બચ્ચાનો ભાવ પૂછશે નહીં કે તેના કદી વખાણ કરશે નહીં, પરંતુ તે આભૂષણની કિંમત પૂછશે, તેની તારીફ કરશે ને તે ચીજ ઉમદા છે એમ પોતાનો અનુમત આપશે.

માત્ર ઘરેણાં ઘાલવાથીજ બચ્ચાં શોભવાનાં નથી કે માબાપની એથી ખરેખરી મોટાઇ વધવાની નથી. જો પોતાનાં બચ્ચાંને શોભતાંજ કરવાં હોય તો તેમને દરરોજ સારી રીતે નવરાવી, રુતુને અનુસરતાં અને સ્વચ્છ કપડાં પહેરાવવાં જોઇએ, એથી એની જેમ શોભા વધશે તેમ તનદુરસ્તી પણ વધશે. વળી ઘરેણાં નહીં ઘાલવાથી તેઓ નિર્ભય રહેશે, તથા ઘરની બહાર ખુલ્લી હવામાં છૂટથી ફરીહરી શકશે.

સ્વચ્છતામાં, સાદાઇમાં, ને સારી રીતભાતમાં જેવી શોભા છે તેવી ઘરેણાંના ઢંઢેરા કરવામાં નથી!

સદ્દગુણ જેવો બીજો શૃંગાર નથી. છોકરાંઓને ખરેખર દીપાવવાનીજ અંતરથી ઇચ્છા હોય તો તે સદ્દગુણી નીવડે તેવા ઇલાજ કરવા જોઇએ, પરંતુ આ દેશમાં માબાપ પોતાનાં બાળકને નાના પ્રકારના શણગાર સજાવી તેમને દીપતાં ને ભભકાદાર દેખાડવાને જેટલાં શોખી છે તેના દશમે હિસ્સે પણ તેમને સદ્દગુણી બનાવવાને ઉત્સાહી ને આગ્રહી જોવામાં આવતાં નથી, એ કમનસીબની, શોકની, ને શરમની બીના છે.

પૈસા બચાવીને સોના રૂપાનાં ઘરેણાં ઘડાવીને પોતાનાં છોકરાંઓને પહેરાવવા કરતાં તેટલી રકમ ખર્ચી તેમને યોગ્ય કેળવણી આપવામાં આવશે, તેમજ તેમનાં આચરણો સુધારવાનો યત્ન કરવામાં આવશે તો તે અનેક પ્રકારે કલ્યાણકારી થઇ પડશે.

નાનાં બચ્ચાંને ઘરેણાં ઘાલવામાં ખરેખરો લાભ કાંઇજ નથી, પણ ગેરલાભ ને જોખમ બહુ જાતનાં છે તથા તે દેખીતાં ને સ્પષ્ટ છે.

## બાળકોને નાગાં રાખવાં નહીં

હાલના કરતાં ત્રીશ ચાળીશ વરસ અગાઉ આ દેશમાં બાળકોને નાગાં ઉઘાડાં રાખવાનો પ્રચાર વધારે હતો, પણ ધીમે ધીમે તેમાં સુધારો થતો ગયોછે, તોપણ હજી તેવો ચાલ કે સમજણ તદ્દન નાબુદ થયેલ નથી. બાળકોની ટાઢ બકરાં ચરી જાયછે! તેમને બહુ કપડાંની જરૂર નથી, કપડાં વગરનાં તેમને નાગાં રાખી ફેરવવામાં આવે તો તેઓ ટાઢ તડકો વેઠીને શરીરે કઠણ, મજબૂત ને નીરોગી થાયછે એવી ઉંધી અને નુકસાનકારી સમજણ હજી પણ ઘણાં અજ્ઞાન લોકમાં ચાલતી હોવાથી તેઓ તેમને ઘણે ભાગે નગ્ન અથવા અર્ધનગ્ન સ્થિતિમાં ખુલ્લી જગોએ ધૂળમાં રમવા

દેછે. જે બાળકોનું ટાઢતડકાથી જોઇતું રક્ષણ યોગ્ય કપડાં પહેરાવીને કરવામાં આવેછે, તેના કરતાં કપડાંલત્તાં વગર પશુના બચ્ચાની પેઠે નવસ્ત્રાં રાખેલાં બચ્ચાંઓમાં મરણનું પ્રમાણ બેશક વધારે આવેછે. ટાઢ ને શરદી ખમવાથી બાળકો પ્રમાણમાં વધારે મરી જાયછે, શરીરમાંથી વધારે પ્રમાણમાં ગરમી ચાલી જવાનું એ પરિણામ છે એવું તેમનાં માબાપને ભાન હોતું નથી. અને એવી નગ્ન સ્થિતિમાં ઉછરીને જેઓ મોટી ઉમરનાં થાયછે તેમાંથી કેટલાંક શરીરે ઠીંગણાં રહેછે.

બાળકોને કપડાં પહેરાવ્યાથી તેઓ જલદી મેલાં કરી નાંખેછે, અને તેથી તે વારંવાર ધોવાની ફરજ પડેછે, એવી કામરતાથી પણ કેટલીક સુસ્ત માતાઓ પોતાના કાચાં–કુમળાં બચ્ચાંઓને જોઇતાં કપડાં ન પહેરાવતાં તેમને ટાઢથી થરથરતાં અને મેલાં ઘેલા સરખાં રહેવાં દેછે, એ દીલગીરીની વાત છે. કપડાં નહીં પહેરાવ્યાથી બાળકના શરીરની અમુક ચામડી ટાઢથી ફાટી જાયછે.

બાળકોનાં શરીરની ગરમી જાળવી રાખવા માટે તેમનાં શરીર યોગ્ય કપડાંથી ઢાંકવાની ખાસ જરૂર છે. રૂતુને અનુસરતાં કપડાં પહેરાવ્યાથી ટાઢથી બચાવ થાયછે અને શરીરમાંથી ઉષ્ણતા ઓછી જાયછે, જેથી તેમ કરવું એ એક પ્રકારે તેમને અમુક દરજ્જે ખોરાક આપ્યા બરાબર છે.

છોકરાંને કપડાં પહેરાવ્યા વગર બહાર ફેરવવાં એ અસભ્યતાની અને શરમની વાત છે. છોકરા છોકરીઓને નગ્ન સ્થિતિમાં જોવાથી મોટી ઉમરના માણસોને તેથી કોઇ કોઇ વાર અપવિત્ર વિચાર આવ્યા વિના રહેતા નથી.

આ પ્રમાણે હોવાથી બાળકોનાં શરીરની ગરમી યોગ્ય કપડાંલત્તાં-ને અભાવે ચાલી ન જવા માટે મા બાપે તેમને નવસ્ત્રાં ન રાખતાં યોગ્ય પ્રકારના અને જોઇતાં કપડાં પહેરાવતાં રહેવું જોઇએ.



# કપડાં.

શરીરના સંરક્ષણ માટે જેમ અનુકુળ હવા, પાણી, સૂર્યનો પ્રકાશ, પૂરતી નિદ્રા તથા યોગ્ય ખોરાકની જરૂર છે, તેમ રૂતુને અનુસરતા પોશાકની પણ આવશ્યકતા છે.

નાના ધાવતા બચ્ચાનાં કપડાં દિવસમાં એક બે વાર બદલવાં જોઇએ કેમકે પેશાબ, ઝાડો ને ધાવણથી તે ખરાબ થાયછે.

સવારે પહેરાવેલું કપડું સાંજ સુધીમાં બદલ્યું ન હોય તો રાતે સૂવાડતી વખતે તો તેને અવશ્ય બદલવું જોઇએ. જે કપડું શરીરની અડોઅડ પહેરાવવામાં આવે તે કપડું સ્વચ્છ અને દરરોજ બદલાય તેની વધારે કાળજી રાખવી જોઇએ, કેમકે એથી બીમારીથી બચાવ થાયછે.

આ બાબતમાં આપણામાં ઘણા લોકોની ઉંધી સમજણ જોવામાં આવેછે. તેઓ બદન રોજ બદલતાં નથી, અને એમ કહેછે કે અંદરના એ મેલખાયા કપડાને કોણ દેખેછે ? આ પ્રમાણેનું વર્ત્તન રાખનારા દુનિયાને છેતરેછે કે પોતાની અક્કલને છેતરેછે કે પોતાના અથવા બાળકના શરીરને છેતરેછે તે વિષે તેઓએ વિચાર કરવો ઘટેછે.

બાળકને રાતે ઘરની બહાર કાઢવું ન હોવાથી તેને કોઇ દેખે તેમ નથી એમ સમજીને રાતે ઉઘાડે શરીરે તેને સૂવાડવું નહીં જોઇએ, પણ રૂતુને અનુસરતું એક પહેરણ પહેરાવી રાખવું જોઇએ. કપડામાં કંજુસાઇ કરવી તે પરિણામે મોંઘી પડેછે.

**કપડાં કેવાં જોઇએ ?** ટાઢ તેમજ તાપથી બરાબર રક્ષણ થાય તેવાં જોઇએ. ગરમ હવા બદલાઇને ઠંડી હવા થાય અથવા ઠંડી હવા બદલાઇને ગરમ હવા થાય ત્યારે તેને અનુસરીને કપડાં તેવી રૂતુને બંધબેસતાં હોવાં જોઇએ. કપડાં ગરમ, કુમાશદાર, જેમ બને તેમ હલકાં વજનનાં તેમજ તે તેમને

ખુંચે નહીં તેવાં જોઇએ. વધારે પડતાં કપડાં પહેરાવીને બોજો વધાર્યાથી જેમ નુકસાન થાયછે, તેમ હાજત કરતાં ઓછાં કપડાં પહેરાવ્યાથી પણ નુકસાન થાયછે, માટે જરૂરીયાત પ્રમાણે તેમને વસ્ત્ર પહેરાવવાં.

હવામાં શિતોષ્ણુતાના ફેરફારની અસર પુખ્ત વયના માણસ કરતાં નાનાં બચ્ચાંપર વિશેષ થાયછે તેથી તેમને માટે વધારે સંભાળની જરૂર છે. ટાઢ પડે ત્યારે કુદરતી ગરમી જાળવવા માટે ફલાનલ કે એવા બીજા ગરમ ને સોજા કપડાની ખાસ જરૂર રહેછે. ઠંડી એ મોત છે એવી ઇંગ્રેજીમાં કહેવત છે. બાળકની છાતીની પેઠે પગને પણ ગરમ રાખવાની જરૂર હોવાથી પગે ઉનનાં મોજાં પહેરાવવાં જોઇએ. કુદરતી ગરમી શરીરમાંથી કમી થઇ જાય તો તબીયત બગડયા વિના રહેતી નથી. બહુ તાપ પડે ત્યારે સુતરાઉ ને ઝીણાં પોશાકની અગત્ય છે. યોગ્ય પોશાકથી શરીરનું બરાબર રક્ષણ થાયછે. શરીરનાં અવયવ બરાબર છૂટાં રહે અને તેના પર દબાણ ન થાય તે માટે કપડાં હમેશાં ઢીલાં ને ખુલાસાવાળા જોઇએ કે જેથી શારીરવૃદ્ધિને તે કોઇ રીતે અડચણકારક ન નીવડે તથા હરવા ફરવામાં કશી હરકત ન આવે. અંગરખાની બાંય, તેમ લેંઘાના પાયચા મોકળા રાખવા. બાળકના બદન વગેરેને બોરીયાં, બટન અથવા હુક નાંખ્યાથી શરીરને તે ખુંચેછે, પણ ઢીલી કસોથી એવી અડચણ થતી નથી માટે તેવી કસો કરાવવી એ સલાહકારક છે.

**કપડાં કેવાં નહીં જોઇએ?**—તંગ કપડાંથી બાળકની કોમળ સ્નાયુઓ દબાયછે, લોહીના ફરવાને અડચણકારક થાયછે, તેમજ તેમને તે પહેરાવતાં તેમજ કાઢતાં બાળકનાં કુમળાં અવયવો મરડાયછે. એવાં કપડાં પહેરેલાં રહે તેટલી વખત શરીર જકડાઇ જાયછે. લેંઘો કે ધોતીયું સખ્ત બાંધ્યાથી કેડે કાપા કે આંકા પડી રહેછે, ઉદરનો ભાગ દબાય તો પાચનક્રિયાને અડચણ થાયછે. કમખીને તાણીને બાંધ્યાથી દમ લેવામાં અડચણ પડેછે. પગે સખ્ત ગારટર બાંધ્યાથી

પણ લોહીને ફરવામાં નડતર થાયછે, માટે કપડાં બાળકના ખભા ઉપરથી લટકાવીને પહેરાવવાં જોઇએ.

બાંય વગરનો એકલો કબજો પહેરાવવો એ બહુ કામનો નથી, તેમ તેમાં સભ્યતા નથી. આખું શરીર ઢંકાય તેવાં વસ્ત્ર પહેરાવવાં જોઇએ.

બચ્ચું આગળ જતાં મોટા કદનું થશે એવી સમજણથી તેનાં કપડાં ઘણા જેવાં કેટલાંક માણસો કરાવેછે તે તેના શરીરને બરાબર બંધબેસતાં થતાં નથી.

ભીનું કપડું પહેરાવ્યાથી અથવા રુતુને અનુસરતાં અને પૂરતાં કપડાં નહીં પહેરાવ્યાથી શરદી થવાનો સંભવ છે.

રંગીન કપડાં કરાવવાં હોય તો તેમાં ઝેરી રંગ ન આવે તેવી સંભાળ રાખવી જોઇએ. સફેદ રંગનાં કપડાં સૌથી વધારે પસંદ કરવા લાયક છે.

કપડાં મેલાં કે ફાટેલાં નહીં જોઇએ. મેલાં થાય તો તે તુરત ધોવાં જોઇએ, અને ફાટે તો તુરત સાંધવાં જોઇએ. જીર્ણ થઇ ગયેલાં કે કોઇનાં ઉતરેલાંપાતરેલાં વસ્ત્ર બાળકને પહેરાવવાં એ ઇષ્ટ નથી.

**ઉનનું કપડું**:—ચામડીને બરાબર અડે એવી રીતે ગરમ કપડાં ટાઢ ને શરદીના વખતમાં બાળકને પહેરાવવાં જોઇએ, નહીંતર તેને વખતે ઝાડો થઇ આવેછે.

ફલાનલના કપડાંથી બહારની ઠંડીની અસર સહજ થતી નથી, તથા ડીલમાં હુંફ સારી રીતે રહેછે તેથી તેવાં કપડાં શિઆળા તથા ચોમાસામાં તો અવશ્ય વાપરવાં જોઇએ, તેમજ તેવું કપડું ત્વચાની ઉપર અથવા તેની નીચે બહુ ઝીણું બદન રાખીને પહેરાવવું જોઇએ,

તથા તેવું કપડું જેમ બને તેમ ઝીણા વણાટનું, સુંવાળું અને હલકા વજનનું પસંદ કરવું જોઇએ.

ગરમ કપડાં વધારે મંદવાહક હોવાથી તેથી શરીરની ગરમી સાચવી શકાયછે; મતલબ કે તે ગરમીને શરીરમાંથી ઉતાવળે બહાર નીકળી જતી અટકાવેછે, અને બહારની ઠંડી હવાની શરીરપર અસર થવા દેતાં નથી. ગરમ કપડાં પહેરવાં એ એક રીતે ખોરાક ખાધા બરાબર છે, કેમકે તેથી શરીરની સાચવણી થયાથી ભૂખ ઓછી લાગેછે, અને ખોરાકની જરૂર કમી પડેછે. ઉનનું કપડું ભીનાશને ધીમેથી પણ મોટા પ્રમાણમાં શોષી લે છે; વળી તે શરીરમાં ભીનાશને જલદીથી પ્રવેશ થવા દેતું નથી તેથી પહેરનારને શરદી લાગવાનો સંભવ ઓછો રહેછે. પરસેવાને ચુસવાનો તેનામાં ગુણ હોવાથી ઉનનાં પહેરેલાં કપડાં સુતરાઉ કપડાનાં પ્રમાણમાં વધારે મેલાં થઇ જાયછે.

**સુતરાઉ કપડું**—ઉષ્ણકાળમાં વધારે ઉપયોગી થઇ પડેછે. ટાઢના વખતમાં ગરમ કપડાંની પેઠે તે શરીરની ગરમીનું રક્ષણ કરી શકતું નથી.

**રેશમી કપડું**—ભીનાશને એકદમ શોષી શકતું નથી.

**શણનું કપડું**—ભીનાશને જલદીથી બીજે ઠેકાણે પહોંચાડેછે, અને શરીરને ઠંડું કરી દેછે.

સફેદ રંગનાં કપડાં—સૂર્યની ગરમીને શોષી નહીં લેતાં તેને પાછી ફેંકેછે, મતલબ તે તાકીદે ગરમ થતાં નથી તેથી તેવાં સુતરાઉ કપડાં ઉનાળામાં પહેરવાં એ સારૂં છે.

કાળા રંગનાં કપડાં—સૂર્યની ગરમીથી જલદી ઉનાં થતાં હોવાથી શિઆળામાં પહેરવા માટે તે વધારે પસંદ કરવા લાયક છે.

# પગરખાં.

કાંકરા કે કાંટા વગેરેથી પગનું રક્ષણ કરવાની જ્યારે જરૂર પડે ત્યારે પગરખાં પહેરવાનો રીવાજ મૂળ પડ્યો હશે એમ જણાયછે. ગામડાના લોકો તેને હજી પણ કાંટારખાં એ નામથી ઓળખેછે, પરંતુ એ મૂળ હેતુનું સ્વરૂપ હાલના જમાનામાં ઘણે ભાગે બદલાયુંછે અને માની લીધેલી શોભા, શોખ, ફેશન અને દેખાદેખી તરફ ઢળ્યુંછે, તથા દિનપરદિન વિશેષ ઢળતું જાયછે. પગરખાં પહેરીને બહાર નીકળવું, જાહેર મીલાવડા વગેરે સ્થળે પગરખાં પહેરીને જવું એ વિવેકનો ને રીતભાતનો એક તરીકો ગણાય છે એ જૂદી વાત છે.

અમુક ઉમર થતાં સુધી બાળકોનાં શરીરનાં બીજાં અવયવોના કદની વૃદ્ધિ થતી રહેછે, તેમ પગની પણ થાયછે. તેમના કોમળ પગને ઘરમાં પણ ઉપાન વગર ન રાખતાં રાત દિવસ બૂટ રૂપી બેડીથી બંધીખાનામાં રાખવામાં આવે અને ઘરમાં પણ ઉઘાડે પગે ફરવા દેવામાં ન આવે તો તેથી ફાયદાને બદલે ઉલટું નુકસાન થાય. પગનો કુદરતી ઘાટ બદલાઇ જઇને બેડોળ બને તથા તેની જોઇએ તેવી વૃદ્ધિ થઇ શકે નહીં, તેમજ કેટલીક જાતની હેરાનગતિ નાહક સહન કરવી પડે.

પગરખાંની આકૃતિની પસંદગી કરવામાં પણ ઇસ્કી દેખાવાની ખાતર શરીરનાં સુખ ને સગવડને જાણી જોઇને ઘણીવાર વિસારી મૂકવામાં આવેછે. મોઢા આગળથી ઘણા સાંકડા ને અણીયાળા પંજા હોય, વળી તે બહુ તંગ ને કસકસતાં હોય તેવાં કઠણ પગરખાં વાપર્યાથી પગપર દબાણ થાયછે. લોહી બરાબર ફરીહરી નહીં શકવાથી એક જગોએ તે એકઠું થાય છે ને પરિણામે માથાનો દુખાવો કે સોજો વગેરે દરદને ઉત્પન્ન થવાનો તેથી અવકાશ મળેછે. આંગળાં છૂટથી રહી ન શકતાં અકડાઇને ભેંહાઇ

જાયછે. અંગુઠો, પાસેના આંગળાને દબાવેછે અને એક આંગળું થોડે ઘણે ભાગે બીજા આંગળાપર ચડી બેસેછે! પગની ચામડી છોલાઈને છાલાં પડેછે અને એ પ્રકારે પગનો કચરઘાણ નીકળેછે.

મોજાં પણ તંગ હોય તેવાં પહેરવાં નહીં જોઈએ કેમકે તેથી પણ લોહીને ફરવામાં અડચણ આવેછે.

બાળકનાં પગરખાં પગમાં બરાબર બંધબેસતાં આવે તેવા ઘાટનાં પસંદ કરવા જોઈએ. તે સહેલાઈથી પહેરાય ને સહેલાઈથી કઢાય તેટલા મોકળાં રાખવાં કે જેથી ચાલવા હાલવામાં કશી અડચણ આવે નહીં, તથા પગ જલદી થાકી જાય નહીં. પગરખાંનો આગલો ભાગ પહોળો રખાવવો; સજાઈ નરમ રખાવવી, આખું તળીયું જાડું ને સપાટ રખાવવું. એડી બીલકુલ કરાવવી નહીં, એ પ્રમાણેની તજવીજ રાખવામાં ન આવે તો તેમના શરીરને અડચણ સહન કરવી પડેછે, ને કોઈવાર તેથી હમેશને માટે નુકસાન થાયછે.

પગરખાં આખો દિવસ પગમાં ઘલાવી ન મૂકાવતાં જરૂર હોય તેટલોજ વખત બાળક પગરખાં પહેરે એમ થવું બહેતર છે. શરદીના વખત વિના ઉનનાં મોજાં પગે પહેરાવી રાખવાં એ સલાહકારક નથી.

## ન્હાવું.

ન્હાવું એ પણ એક જાતની કસરત છે.

ન્હાવું એટલે શરીરપર અમસ્થું બે ચાર લોટા પાણી ઢોળવું કે ચોપડવું કે શરીર માત્ર પલાળવું એમ નહીં, પરંતુ શરીરપરનો મેલ બધો નીકળી જાય ને શરીર સ્વચ્છ થાય એવી રીતે ચોળી મસળીને ન્હાવું. શરીરપર અસંખ્ય સૂક્ષ્મ છિદ્રો છે, તે છિદ્રો ખુલ્લાં થવા માટે, તથા શરીરપર ચડેલો મેલ દૂર થવા માટે ઉન્હાળા ને નિર્મળ પાણીએ ન્હાવું જોઇએ, અને ન્હાયા પછી ચામડીને તુરત સૂકી કરવી જોઇએ. માંદાં હોય કે સાજાં પણ શરીરને સ્વચ્છ રાખવું એ જરૂરનું છે.

ચામડીની એક ચોરસ ઇંચ જગોમાં આશરે અઠાવીશસો છિદ્રો હોયછે તેમાં પેસી ગયેલો મેલ નીકળી જાય તેવી તજવીજથી ન્હાવું કે નવરાવવું એજ સ્નાનક્રિયાનો ખરો હેતુ છે.

તુરતના જન્મેલા બચ્ચાનું બદન ચરબીવાળી ચીકાશથી ભરેલું હોયછે, જેથી તેને સહજ ગરમ પાણી ને સાબુ વગેરે મેલ કાપે તેવી ચીજથી નવરાવીને આછું તે ગરમ કપડું તુરત ઓઢાડવું જોઇએ. નવરાવતી વખત તેને ટાઢો પવન ન લાગે તે માટે બરાબર સાવચેતી રાખવી જોઇએ.

નાના બાળકને શરીરપર વધારે મેલ જામેછે જેથી તેને બનતાં સુધી રોજ, નહીંતર એક આંતરે તો અવશ્ય નવરાવવું જોઇએ.

બાળકને હમેશ નવરાવવાથી તેના શરીરની કાન્તિ વધેછે તથા તે નીરોગી રહેછે. વળી તેને મીઠી ઉંઘ આવેછે અને ગુમડાં, ખસ, ગુખસ, ખોડો કે ઉંદરી વગેરે રોગ થતા નથી, પરંતુ તેને ગંદું રાખ્યાથી તે ઘણી વાર ત્વચારોગી થાયછે, માથામાં જુઓ પડેછે ને શરીર કદરૂપું થાયછે.

કોઇ પણ બચ્ચાને ઉઘાડી જગોમાં નવરાવવું નહીં. જ્યાં શરીર-પર પવનનો સપાટો આવે તેમ હોય ત્યાં નવરાવવું નહીં. ઉંઘમાંથી ઉઠ્યા પછી કે ધવરાવ્યા પછી તુરતમાં નવરાવવું નહીં. તેને બહુ પસીનો આવ્યો હોય તે વખતે પણ તુરત નવરાવવું નહીં. ઠંડા પાણીએ ન-વરાવવું નહીં, પણ પ્રકૃતિને માફક આવે તેવા કોકરવરણા (નવશેકા) પાણીથી નવરાવવું. ખુલ્લા તડકામાં અને ખુલ્લી હવામાં નવરાવવું નહીં. ઓરડી અગર બંધ જગોમાં જ્યાં બરાબર અજવાળું પડતું હોય ત્યાં નવરાવવું. નવરાવવામાં પાણીની કસર કરવી નહીં, તેમ નાના બચ્ચાને નવરાવવામાં પાંચ મિનિટ તથા મોટા બાળકને નવરાવવામાં દશ મિ-નિટથી વધારે વખત બનતાં સુધી ન લાગે તેવી તજવીજ રાખવી. તેના શરીરપરની ચીકાશ દૂર થવી જોઇએ. નવરાવતી વખત ખાસ ક-રીને હાથ, પગ, તથા ગળાના સાંધાઓ કે જ્યાં પરસેવો વધારે થાય છે, તેમજ બગલ તથા શરીરપર જ્યાં કરચલી પડતી હોય તે ભાગ સારી પેઠે ચોળીને ધોવા. નખ, નસકોરાં, કાન તથા પગનાં તળીયાં તથા માથાના વાળને પણ સાફ કરવાં જોઇએ. આંખનાં પોપચાં પણ બરાબર ધોવાયછે કે નહીં તે જોવું જોઇએ. કાન, નાક, મુખ અને નેત્રમાં પાણી પેસી ન જાય તેવી તજવીજ રાખવી જોઇએ. પાણી એવી તજવીજથી ના-ખવું કે જેથી તેને શ્વાસ લેવામાં અડચણ આવે નહીં.

નાના બચ્ચાને નવરાવ્યા પછી શરીરને ઉઘાડું રહેવા દેવું નહીં. તેના શરીરના તમામ ભાગને સુંવાળા ને ભીનાશ ચૂસી લે તેવા અંગુછા-થી હલકે હાથે ઘસીને ઝટ કોરા કરી નાખવા તેમજ સ્વચ્છ અને રૂતુને અનુસરતાં કપડાં તુરત પહેરાવી લેવાં.

નાનાં કે મોટાં બાળક અથવા મોટાં માણસ એમાંના હરકોઇ ન્હાયા પછી મેલાં કપડાં ત્વચાને અડતાં ન પહેરે તેમ થવું જોઇએ, કેમકે

તેવાં કપડાંનો મેલ શરીરનાં સૂક્ષ્મ છિદ્રોમાં પાછો પેસી જાયછે ને નુકસાન કરેછે.

માંદા તેમજ બહુ નબળા બચ્ચાંને વારંવાર નવરાવવું નહીં. તેવા બચ્ચાને નવરાવવા સંબંધમાં દાક્તરની સલાહ લેવી.

ત્વચા ઉપર પહેરવાનું કપડું દરરોજ બદલવું જોઇએ, તથા તે જરાએ મેલું હોવું ન જોઇએ.

નવરાવવામાં સાબુ દરરોજ વાપરવાની જરૂર નથી, પરંતુ તેનો ઉપયોગ બે ત્રણ દિવસે અગર અઠવાડીએ તો એકવાર અવશ્ય કરવો જોઇએ, કેમકે સાબુ મેલ કાપવાનું કામ ઠીક કરેછે. સાબુ શરીરે બળે નહીં તેવો તથા બહુ સુંવાળો વાપરવો જોઇએ તથા તે આંખ, નાક કે મોઢામાં ન જાય તેવી સંભાળ રાખવી જોઇએ. શરીરે પ્રથમ તેલનું મર્દન કર્યા પછી ન્હાવાનો રીવાજ અગાઉના વખતમાં હતો, પણ હાલ થોડેજ ઠેકાણે તેમ થતું જોવામાં આવેછે. શરીરપરની ચીકાશ દૂર કરવા માટે સાબુને બદલે ચણાના લોટનો અથવા કંકોડીનો અગાઉ ઉપયોગ થતો, પણ તે પ્રમાણેનો ઉપયોગ હાલ થતો જણાતો નથી.

ન્હાવામાં પ્રથમારંભે માથું અને ત્યારપછી શરીરનાં બીજા તમામ ભાગ પોચે હાથે ધોવાનું રાખવું.

ન્હાવાથી થાક ઉતરી જાયછે, ને શરીર હલકું ફૂલ જેવું થાય છે, વળી તેથી સુસ્તી ઉડી જઇને શરીરમાં સ્ફુરતી આવેછે ને મન પ્રસન્ન થાયછે.

ઠંડી મોસમના વખતમાં શરીરમાં પરસેવો થતો નથી એવી ખોટી સમજથી તેમજ ટાઢ, ટાઢ કરીને કેટલાંક માણસો બચ્ચાંને નવરાવતાં નથી, એ ભૂલ કરેછે, કેમકે એવી મોસમમાં પણ શરીરમાંથી પરસેવો

રાત ને દિવસ બેમાલુમ રીતે નીકળ્યાજ કરેછે. પસીનો એ શરીરનો મેલ છે, તેને જો વખતસર દૂર કરવામાં ન આવે તો શરીરપરનાં છિદ્રોનો અવરોધ થતાં અગાઉ કહ્યું તે પ્રમાણે ચામડીનાં દરદો ઉત્પન્ન થાયછે. તન તથા મનને નિકટનો સંબંધ છે તેથી તનની મલીનતાની અમુક અસર મન ઉપર થયા વગર રહેતી નથી. નવરાવીને પછી મેલાં કપડાં પહેરવામાં આવે તો તે મેલાં કપડાંની શરીરને માઠી અસર થયા વિના રહે નહીં.

ન્હાવાનો વખત સવારનો અથવા બપોરનો અનુકુળ છે. નાજુક તથા એક વરસની અંદરના બચ્ચાંને ઠંડીના વખતમાં થોડો તડકો થયા પછી અથવા બપોરે નવરાવવું એ સલાહકારક છે. જેમ બચ્ચાને તેમ જ મોટા બાળકને પણ પસીનો વળ્યો હોય ત્યારે, તે થાકી ગયેલ હોય ત્યારે અને તેણે તુરતમાં ખોરાક લીધો હોય તેવે વખતે તેને નવરાવવું નહીં જોઇએ.

નવરાવ્યા પછી બાળકના વાળ કોરા કરવા, ને તે ઓળવા સરખું હોય તો દાંતીઆથી ઓળવા જોઇએ. ઝીણા દાંતાવાળી કાંસકીથી ઓળવા ન જોઇએ, કેમકે તે બચ્ચાના માથામાં ખુંચવાથી તેને દુઃખ થાયછે. વાળમાં કોપરેલ નાંખવાથી ખોડો થતો નથી.

શરીર બરાબર ચોળી મસળીને ન્હાવાની તથા તેને યોગ્ય અંગુછાથી સાફ રાખવાની બાળકને નાનપણથી ટેવ પાડી હોય તો તે મોટા થયેથી શરીરે સ્વચ્છ રહેવાની તજવીજ કર્યા વગર રહેશે નહીં તેમજ ગંદા રહેવાનું તેમને કદી ગમશે નહીં.



# ચોખ્ખાઇ - સફાઇ

નાનાં બચ્ચાં જ્યારે મળમૂત્ર કરે ત્યારે તેને, ગલીચીને તેમજ ગલીચ થયેલ કપડાં વગેરેને સાફ કરવામાં વિલંબ કરવો નહીં જોઇએ. બાળક સહજ મોટું થાય એટલે તેને ઝાડા પેશાબ માટે અમુક વાર અને નિયમિત વખતે જો પગભર કરવાની મૂળથી ટેવ પાડવામાં આવશે, તો પછી ઘણું કરીને તેજ વખત લઘુશંકા–દીર્ઘશંકા હાજત પ્રમાણે કરવાની હશે તે કરશે. આવી તજવીજથી જેમ સફાઇ રહેશે, તેમ તનદુરસ્તી પણ જળવાશે.

તનદુરસ્તી સાચવવાનું ને વધારવાનું સ્વચ્છતા એ અગત્યનું સાધન છે. શરીરની ચોખ્ખાઇ–પવિત્રાઇ રાખવી એવી દરેક ધર્મની આજ્ઞા છે, શારીરિક નીતિ છે. સફાઇ રાખવાથી સ્વાભાવિક રીતે મન પ્રસન્ન રહેછે, વળી સફાઇ એ સદ્‌ગૃહસ્થાઇનું ચિન્હ છે.

તન મલીન તો મન પણ મલીન રહેછે, કેમકે તનને તેમજ મનને નિકટનો સંબંધ છે. શરીરથી તેમજ વસ્ત્રથી જેઓ ઘણાં ગંદાં રહેછે તેઓ અપમાન પામેછે. ગમે તેવું સુઘડ માણસ એવાં મલીનના સહવાસમાં રહે તો તેને તેવા પરમાણુની કાંઇ પણ નુકસાનકારક અસર થયા વિના રહે નહીં; એજ પ્રમાણે આડોશીપાડોશીઓ પોતાનાં ઘરમાં કે ઘરની આજુ-બાજુ ગલીચી રાખતાં હોય તો તેવાં ઘરની આસપાસ વસનારા માણસો પોતાના મકાનમાં ગમે તેટલી સફાઇ રાખતાં હોય છતાં આડોસપાડોસમાં રહેતી ગલીચીની ખરાબ અસર તેમને મુદલ ન થાય એમ બનતું નથી, જેથી ગીચ વસ્તીમાં જેઓ હમેશ રહેછે તેમની તનદુ-રસ્તી ઉપર માઠી અસર થયા વિના રહેતી નથી.

સુઘડતા રાખવાનું બાળકને નાનપણથી શીખવવું જોઇએ. એ ગુણ બાળક બહુધા પોતાનાં માબાપથી અને થોડે અંશે પોતાના સો-

બતીઓથી શીખેછે. અર્થાત્ સહવાસમાં રહેનારાનું જેવું વર્ત્તન વખતો વખત તેના જોવામાં આવે તે પ્રમાણે પ્રસંગ આવ્યાથી તે કરવા માંડેછે, અને વિશેષ મહાવરાથી પછી તેવી ટેવ પડેછે.

ઘરબાર, આંગણું ને વાડો તેમજ રાચરચીલું, પહેરવા, ઓઢવા તથા પાથરવાનાં કપડાં, ગાદલાં, ગોદડાં, ચદર, ગલેફ વગેરે બરાબર ચોખ્ખાં રાખવાં જોઇએ. સારા હવા અજવાળાવાળા અને ઉંચી જમીનપર આવેલા ઘરમાં રહેવું જોઇએ. ઘરમાં ભેજ હોવો ન જોઇએ. રહેવા કરવાનું તથા સુવા બેસવાનું ભોંયતળીએ રાખવા કરતાં મેડીનો વાસ હોય તો તે વધારે પસંદ કરવા લાયક છે. ભોંયપર પથારી કરવા કરતાં ખાટલાપર સુવું એ સારૂં છે. પરાયા માણસે વાપરેલાં ગાદલા, ગોદડા પર સુવા કરતાં પોતાનું પાગરણજ વાપરવું, તેમજ તે કદી બીજાને વાપરવા ન દેવું એ સલાહકારક છે.

માણસોને અડધી માંદગી તો હમેશ અસ્વચ્છ રહેવાની કુટેવથી થાયછે. કહેવત છે કે **"જ્યાં ગંદવાડ ત્યાં મંદવાડ."** ગંદાઇને લીધે કેટલાંકને ગુમડાં થાયછે તો કેટલાંકને ખસ થાયછે. પહેરવાનાં કપડામાં અને માથામાં જુઓ પડેછે. મોઢું સાફ નહીં રાખ્યાથી તેમાંથી ખરાબ ગંધ નીકળેછે. દાંત સાફ નહીં રાખ્યાથી તે દાડમની કળીઓ જેવા સફેદ ન રહેતાં તપખીરીયા રંગના ને ગંધાતા થઇ જાયછે.

કેટલાંક નાનાં બચ્ચાંને માબાપો લાગલાગટ કેટલાક દિવસ સુધી બીલકુલ નવરાવતાં નથી, એવાં બાળકના શરીરમાંથી અમુક પ્રકારની બદબો આવેછે, તેથી કોઇ તેને તેડવાને, રમાડવાને કે બહાર કોઇ જગોએ સાથે તેડી જવાને રાજી થતાં નથી. મોટા ચોટલાવાળી કેટલીક છોકરીઓને લાંબી મુદત સુધી માથે નવરાવવામાં આવતી નથી જેથી તેમનાં માથામાંથી દુર્ગંધ નીકળેછે. કેટલાંક બાળકો નખ ન લેવરાવતાં તેને વધવા દેછે,

તેથી તેમાં મેલ ભરાઇ રહેછે. કેટલાંક બાળકોનાં કપડાં ઘાંચીની ઘાણી જેવાં મેલાં ડાટ હોયછે, તે તરફ નજર પડતાં સુઘડ માણસોને સુગ અને અણગમો ઉત્પન્ન થાયછે. કેટલાંક બાળકો શાહીમાં બોળેલી કલમથી છાંટા પાડીને જાજમ વગેરે બગાડેછે. કેટલાંક પોતાનાં માથાના વાળ સાથે કલમને ઘસીને તે વાળને ખરાબ કરેછે, કેટલાંક બેદરકારથી શાહીથી પોતાના હાથના ટેરવાં ગોબરાં કરેછે, તો કેટલાંક ચોપડીમાં કે પોતાનાં શરીર કે કપડાંપર ડાઘા પાડેછે. કેટલાંક બાળક પુસ્તકનાં પાનાં પોતાની આંગળી થુંકથી ભીની કરીને તેથી ફેરવેછે. કેટલાંક કોઇના મોઢામાં નાખેલી એઠી ચીજ પોતાનાં મોંમાં નાંખેછે, એવી અશિષ્ટ ટેવો પોતાના બાળકને પડવા દેવી ન જોઇએ અને કદાપિ પડી હોય તો તે મૂકાવવી જોઇએ.

અક્ષરો વધારે કાળા થાય તેટલા માટે કેટલાંક બાળકો પેન્સીલ મોઢામાં નાખીને તેને થુંકથી ભીની કરીને લખેછે, પરંતુ તેના 'પ્લમ્બેગો' નામની ધાતુમાં સૂક્ષ્મ ઝેર રહેલું હોવાથી તે મોઢામાં નાખનાર બાળકના લોહીમાં તેનો અમુક અંશ દાખલ થાયછે, તેથી પેન્સીલ મોઢામાં નાખવી નહીં જોઇએ.

અમુક વ્યાધિવાળા કોઇ માણસ બચ્ચાને બચી ભરેછે, એ પણ ગંદી ચાલ છે, વળી બાળકની તબીયતને તેથી કાંઇક ખરાબ અસર થવાનો સંભવ રહેછે, તેથી એવા માણસે કોઇ પણ બાળકની ચામડીને અડે તેવી રીતે કદીએ ચુંબન કરવું નહીં જોઇએ.

બગડેલા હાથ ભીંતપર ઘસીને, થુંકીને, બલગમ અગર લીંટ નાખીને કે પાનની પીચકારી મારીને તેને બગાડવી નહીં જોઇએ, તેમજ દીવાલો અને બારણાપર કોયલા કે ખડી વગેરેથી કાંઇ લખવું કે લીસોટા કાઢવા નહીં જોઇએ.

બાળકની આંખમાં પીઆ રહેવા દેવા ન જોઇએ. તેમના વાળ

બરાબર ઓળવા જોઇએ. કેટલાંક બાળકો જ્યારે જરૂર પડે ત્યારે પોતાનું મોઢું, નાક કે આંખ વગેરે પોતાના ધોતીઆના કે અંગરખાના છેડાથી સાફ કરીને તે પહેરવાનું કપડું ગંદું કરેછે, તેથી તેવાં કામ માટે તેમને એક રૂમાલ કે એવું નાનું સ્વચ્છ કપડું આપવું જોઇએ કે જેથી જરૂર પડયેથી તે તેનો ઉપયોગ કરે. આ દેશના કેટલાએક લોકો બહારથી સુઘડપણાની ટાપટીપ રાખવાને માટે થોડી ઘણી કાળજી રાખેછે ખરા, પરંતુ "**માંહેની વાત મહાદેવજી જાણે**" એના જેવું કરેછે. અંદરના ભાગે બદનને અડીને પહેરેલું કપડું કે કુડતું દરરોજ સાફ કરવું જોઇએ, પણ તેમ કરતાં નથી, તથા તેના કારણમાં તેઓ કહેછે કે "એ કોણ જોવા બેઠું છે!"

## બીડી-તમાકુ.

તમાકુ એ સૂક્ષ્મ ઝેર છે. એનો ઉપયોગ લોકો જૂદી જૂદી રીતે કરેછે. કોઇ પીએછે, કોઇ સુંઘેછે, કોઇ ખાયછે તો કોઇ દાંતે દેછે.

તેનો જાથુ ઉપયોગ ગમે તે પ્રકારે કરવામાં આવે, પરંતુ તેના ઝેરની બૂરી અસર વ્હેલી કે મોડી અને થોડી કે ઘણી થયા વિના કદી રહેતી નથી.

તમાકુ સુંઘવા, ખાવા અને દાંતે દેવા કરતાં તે પીવાનો એટલે "સ્ટીમ એન્જીન" કે જવાળામુખી પર્વતની પેઠે તેના ગોટેગોટા મોઢામાંથી કાઢવાનો પ્રચાર આખી દુનિયાંમાં દિવસે દિવસે ચક્રવૃદ્ધિ વ્યાજ કરતાં પણ વિશેષ પ્રમાણમાં વધતો જાયછે. જેમ મોટી વયનાં અસંખ્ય માણસો એવું ધુમ્રપાન કરેછે તેમ કેટલાક છોકરાઓ પણ બીડીઓ ફુંકનારા થયેલા જોવામાં આવેછે.

તમાકુ પીવાની બદી મોટી ઉમરના માણસને તેમજ નાની વયના

બાળકને ઘણા પ્રકારે નુકસાન કરેછે. પ્રમાણમાં જોઇએ તો બાળકને એ બદીથી વિશેષ હાનિ થાયછે. વિષયની લાગણી અકાળે ઉશ્કેરાયછે, ધાતુવિકાર થાયછે અને પરિણામ નાસીપાસીમાં આવેછે.

બીડીઓ ફુંક્યા કરવાથી, ચલમ ને હોકલી પીવાથી કે નેચો અથવા હોકો ગડગડાવ્યા કરવાથી હોઠ કાળા પડી જાયછે. શ્વાસનળિકા ઉપર, ફેફસાં ઉપર, હૃદય ઉપર, હોજરી ઉપર, નેત્ર ઇંદ્રિય ઉપર, મગજ ઉપર અથવા ગળામાં તેની ધામેધામે ઘણી ખરાબ અસર થવા માંડેછે અને પરિણામે રોગનો ઉપદ્રવ થઇ આવેછે. તમાકુ પીધા કરવાથી છાતી સંકોચાયછે, હાથપગ ગળી જાયછે, ચહેરો ફીકો થાયછે, તેમ બીજી ચામડીની પણ કુદરતી રતાશ મટી જઇને તે પણ ફીકી થઇ પડેછે. શરીર બરાબર વધતું નથી, પણ ઉલટું ગળતું જાયછે તેથી કામ કરવાની શક્તિ કમી થાયછે. આંખના જ્ઞાનતંતુને નુકસાન થવાથી અમુક જાતના રંગ છેટેથી પારખી શકાતા નથી. નજર ટુંકી થાયછે, અને અકાળે ઉપનેત્રનો ઉપયોગ કરવાની ફરજ પડેછે; વળી કોઇ વખત તેથી રતાંધળાપણું થાયછે તો કોઇવાર આંખે તદન અંધાપો આવેછે. તમાકુનું ધુમ્રપાન કરવાથી મોઢામાંથી ખરાબ વાસ નીકળેછે, દાંતની કુદરતી સફેતી મટી જઇને તે ઝાંખા રંગની થઇ જાયછે, અથવા તે દાંતોનું નખોદ વહેલું નીકળી જાયછે. કેન્સર (નાસુર) કે ક્ષયનું દરદ પણ વખતે થઇ આવેછે, હોજરી મંદ થઇ જવાથી પાચનશકિતમાં ખલેલ પહોંચેછે, લોહી પાતળું અને ફીકું પડેછે, ખરાબ જાતની ઉધરસ ઉત્પન્ન થાયછે, અને પછી દિવસ ને રાત ડોંડોં થયા કરેછે, બળખા પડયા કરેછે, અવાજ બેસીને ઘોઘરા સરખો થઇ જાયછે અને નબળો પડી જાયછે, સ્વભાવ તામસી થઇ જાયછે, શરીર લેવાઇ જાયછે અને એકંદર રીતે જોતાં મરણને તેવા વ્યસનદ્વારા નિમંત્રણ કરવા સરખું થાયછે.

એ બદીથી વળી મન, બુદ્ધિ તેમ યાદદાસ્ત ઉપર પણુ માઠી અ-સર થાયછે, મતલબ બુદ્ધિ નિસ્તેજ થાયછે, મન પોચું પડી જાયછે, અને યાદશકિત નબળી થઇ જાયછે.

કેટલાક છોકરા શરૂઆતમાં બીડીના બંધાણી બાપની અથવા બીજા કોઇની પીધેલી બીડીઓનાં ખોખાં વીણીને પીએછે, એમ કરતાં કરતાં પછી તેઓ પોતે પણ બીડીના બંધાણી થઇ પડેછે.

બાળક બીડીઓ વગેરેના દુર્વ્યસનમાં ન સપડાય તેને માટે માબાપે કાળજી, સંભાળ ને તપાસ રાખતા રહેવું જોઇએ. જે બાળક નાનપણથી એવી ખરાબ આદતથી બચેછે, તે પછી મોટી ઉમરે અભાગ્યેજ તેવા દુર્વ્યસનમાં સપડાયછે, પરંતુ જે નાનપણથી તેમાં લપટાયછે, તેઓ પછી મોટી ઉમરે એવી બૂરી ટેવનો ત્યાગ પોતાની મરજી છતાં પણ કરી શકવાને અશકત થઇ પડેછે.

ખરેખરૂં અને બહુજ શોચ કરવા સરખું તો એ છે કે કેટલાક અણસમજુ બાપ પોતે બીડી તમાકુના ભોગી થઇ, તેના પ્રતાપે અમુક પ્રકારે રોગી થઇ પડેલા જોવામાં આવેછે. તેઓ પોતાના બાળકપર જોઇતી તકેદારી રાખતા નથી, અથવા રાખી શકતા નથી.

કેટલાક દેશમાં સોળથી ઓછાં વર્ષના બાળકને તમાકુ વેચાતી આપવાની ત્યાંની સરકાર તરફથી સખ્ત મના થયેલીછે, તેવો પ્રતિબંધ આ દેશમાં પણ જેમ બને તેમ તાકીદે થવાની ખાસ જરૂર છે.

બીડી તમાકુ મેળવવાની આ દેશમાં ઘણી સહેલાઇ છે. ઘણા છો-કરા પોતાના દોસ્તોની દેખાદેખીથી, શીખવણીથી અથવા શોખના માર્યા એવી બૂરી લતમાં લપટી પડેલા જણાયછે, અને વખત વ્યતિત થતાં કોઇ પણ દુર્વ્યસન હદમાં રહેતું નથી, અને તે હદપાર ગયા પછી તેથી ઉપજતી હાનિની પણ હદ રહેતી નથી.

છોકરાને બીડીઓ વગેરે લેવા માટે પૈસા ન મળે તો પછી તે ચોરીઓ કરતાં શીખેછે, અને બીડીના ધુમાડામાં પૈસાનો તેમજ વખતનો ધુમાડો કરેછે.

કેટલાક બાપ પોતે પોતાના છોકરાંની સમિપમાં બીડીઓ પીએછે, અને તેના ઝેરી ધુમાડાથી તે બાળકની શારીરિક પ્રકૃતિને નુકસાન કરેછે. વળી બાળકની સાનિધ્ય એવી દુર્વ્યસનની ચીજનો ઉપયોગ કરનારા બાપ તરફથી, તેવું વ્યસન કરવાને તેને એક રીતે જોતાં પ્રત્યક્ષ પ્રેરણા કરવામાં આવતી હોય તેવું થાયછે અને એ પ્રકારે તે બેવડા દોષિત થાયછે, મતલબ કે એ બીડીઓ ફુંકનારાના છોકરા પણ બીડીઓ ફુંકનારા થવાનો ઘણો સંભવ છે.

કેટલાક બાપ પોતેજ પોતાના નાની વયના બાળકને તમાકુના બંધાણી થવાનું શીખવેછે, તે તેમને ઘણું લજાવનારૂં તેમજ નીચું જોવરાવનારૂં છે. કેટલાક પોતાના છોકરા પાસે હોકા, નેચા, ચલમ કે હોકલી ભરાવેછે, પછી તે બરાબર સળગાવીને તૈયાર કરવા સારૂ પ્રથમ તેનો ઉપયોગ કરવાનું પણ તેનેજ સૂચવેછે. કેટલાક તપખીર સુંઘનારા બાપ પોતાના છોકરાને તપખીરની ચપટી લેઇ સુંઘવાની ગમતની ખાતર સૂચના કરેછે ! અને તેના પરિણામે એવા છોકરા ભવિષ્યમાં તપખીર સુંઘવાના બંધાણી થઇ જાયછે.

સલાહકારક એ છે કે એવી કોઇ પણ જાતની બદીથી તન મન ધનને કેટલું નુકસાન થાયછે તે પ્રસંગોપાત પોતાના બાળકને સમજાવીને તેનાથી દૂર રહેવાની તેને સૂચના આપતા રહેવું જોઇએ; તેમજ પોતે કોઇપણ દુર્વ્યસનમાં સપડાવું નહીં જોઇએ. દુર્ભાગ્યે કોઇ બાપને કોઇ પણ બૂરી ટેવ પડી ગઇ હોય તથા ઘણા વખતના મહાવરાથી તે અનિષ્ટ આદત છોડી શકે તેવી સ્થિતિમાં તે રહેલ ન હોય તો પછી પોતાનું

એ દુર્વ્યસન પોતાના બાળકના જોવા જાણવામાં આવે એવી રીતે કદીએ કરવું નહીં જોઇએ, કેમકે માબાપના ગમે તેવા કુલક્ષણનું અનુકરણ બાળક તેમની ધાક ન હોય તો પ્રત્યક્ષ, અને ધાક હોય તો પરોક્ષ કર્યા વગર કવચિતજ રહેછે.

કોઇપણ પ્રકારનું દુર્વ્યસન, તે કરનારના મનની નબળાઇનો નિર્વિવાદ પુરાવો છે.

---

## નેત્ર સંરક્ષણ.

બચ્ચાની જોવાની શક્તિ તે જન્મે ત્યારે પ્રથમ તો મંદ હોય છે; પછી તે ત્રણ ચાર અઠવાડીયાંની ઉમરનું થયાથી તેની શક્તિ જયારે ઠીક થાયછે ત્યારે રોશની તરફ જોવાને તે આકર્ષાયછે, પણ છેક કાચી આંખે દીવા વગેરેની રોશની તરફ વધારે વાર સુધી તે તાકીને જોયા કરે તો તેની દ્રષ્ટિને તેથી હાનિ થવાનો સંભવ છે, માટે ખાસ કરીને પ્રથમનાં ત્રણ ચાર અઠવાડીયાં સુધી તેની નજર સામે નજીકમાં દીવો કે દેવતા રાખવો નહીં જોઇએ.

કાજળમાં જરા તેલ નાખેલી મેશવડે આપણા દેશમાં નાના બાળકની આંખો આંજવાનો ચાલ અસલના વખતથી ચાલતો આવેછે તે પસંદ કરવા લાયક છે. બાળકની આંખની રોશની એથી કરીને જો કે વધતી નથી, તોપણ સૂર્યનાં કિરણો એવાં નાના બચ્ચાંની આંખોપર પડે તો એવી આંજેલી આંખોપર તેની નુકસાનકારક અસર થતી નથી.

નેત્ર ઇંદ્રિય એ અનુપમ રત્ન છે. એના અભાવે નિરંતર અંધારૂંજ છે. અફસોસની વાત એ છે કે હાલના જમાનાનો કેળવણીનો કહેવાતો સુધારો જેમજેમ આગળ વધતો જાયછે તેમતેમ લાંબી મુદત સુધી સ્કૂલો અને કાલેજોમાં કેળવાતાં

સંખ્યાબંધ માણસોની દ્દષ્ટિનું થોડે ઘણે દરજ્જે નિકંદન નીકળતું જણાયછે. કેળવણી લેવાનો મુખ્ય આધાર આંખપર છે એમ છતાં આજે માણસો મોજશોખની જેટલી દરકાર રાખેછે તેનાથી આંખની દરકાર ને સંભાળ ઘણીજ ઓછી રાખતા જણાયછે. કોઇ બાળક પાસેનું જોઇ શકતાં નથી તો કોઇ બાળક દૂરની ચીજ દેખી શકતાં નથી એવી જૂદાજૂદા પ્રકારની ખામીઓ કેટલાંક માબાપના જાણવામાં આવેછે, તોપણ તે માટે વેળાસર કાંઇ ઇલાજ ન લેનાં તેને ચાલે ત્યાંસુધી—ગાડું અટકે નહીં ત્યાં સુધી ચલાવી લેવાની કદી નહીં માફ થઇ શકે તેવી ગફલત કરેછે.

કેટલાંક બાળકોને નાનપણમાં લખવા વાંચવાનું કામ તેમનાં કુમળા નેત્રની શકિત ઉપરાંત વધારે વખત સુધી કરવાની હાલના જમાનામાં ફરજ પડેછે. એવો શ્રમ માત્ર દિવસના ભાગમાંજ તેમને કરવો પડેછે એમ નથી પરંતુ રાતે પણ બતી આગળ બેસીને લાંબો વખત સુધી તેવું કામ કર્યા વગર તેમનો ભાગ્યેજ છુટકો થાયછે; એના પરિણામે કોઇ કોઇ વાર તેમનું માથું દુઃખેછે, આંખ લાલ થઇ આવેછે, તેમાંથી પાણી ઝરેછે, કોઇ વાર આંખે ફેર આવેછે અને ઝાંઝવા સરખું દેખાયછે; તેમજ નાની વયમાં એવા ઘણાં બાળકોની આંખો વ્યાધિગ્રસ્ત થતાં તેઓ ચશ્મા ધારણ કરવાની કફોડી સ્થિતિમાં અકાળે આવી પડેછે. ઉજાગરાથી આંખ બગડેછે.

ગીચ વસ્તીવાળા શહેરનાં ઘરોમાં અને શાળાઓમાં ઘરકૂકડાની પેઠે બાળકોને ચચ્ચાર દીવાલોની વચ્ચે લાંબા વખત સુધી ગોંધી રાખવામાં આવેછે અને ચોખ્ખી હવા તથા પૂરતા ઉજાસવાળી ખુલ્લી જગોમાં રહેવાના અનુભવનો લાભ તેમને છૂટથી આપવામાં આવતો નથી, જેને પરિણામે તેમની શારીરિક પ્રકૃતિ ઘણીવાર બગડેછે, એટલુંજ નહીં પરંતુ તેમને છેટેની ચીજો જોવાનો મહાવરો નહીં થવાથી બહુ દૂરની

ચોન્જે તેઓ બિચારાં પછી દેખી શકતાં નથી. આવી સ્થિતિ હોવાથી ગામડાના રહેવાસી કરતાં શહેરના રહેવાસીઓમાં ટુંકી દ્રષ્ટિની ફરિયાદ વધારે સાંભળવામાં આવેછે.

વળી લખવા વાંચવા વગેરેનું ઝીણું કામ આંખથી જોઇએ તે કરતાં ઓછે છેટે એટલે આંખથી ઓછામાં ઓછા બાર ઇંચ કરતાં વધારે પાસે પુસ્તક વગેરે રાખીને કરવાથી પણ ટુંકી નજર થવાનો સંભવ છે.

બાળકોને ટુંકી નજરનો વ્યાધિ થયેલો જણાય તો તેનો ઇલાજ સત્વર કરવો જોઇએ, અને ચશ્મા પહેરાવવાની દાકતર તરફથી સલાહ મળે તો તેમને જોઇએ તેવાં ચશ્મા તુરત પુરા પાડવા જોઇએ. આજકાલ કેટલાક મોટી વયના માણસો આંખના રોગ વગર માત્ર શોખની ખાતર અને ફાંકડા દેખાવા માટે ચશ્મા પહેરીને ફરેછે, તેથી તેમની આંખને નુકસાન થાયછે. આંખના રક્ષણ માટે બીજી કેટલીક સૂચના આ નીચે આપવામાં આવીછે તે જેમ માબાપને તેમજ બીજાં માણસોને પણ થોડે ઘણે દરજ્જે ઉપયોગી થઇ પડયા વિના રહેશે નહીં.

૧. ઉંઘ એ આંખની ઢાલ છે, કેમકે તે આંખને નબળી થતી અટકાવીને આરામ આપેછે, માટે બાળકને પૂરતી ઉંઘ મળે તેવી દરેક તજવીજ કરવી જોઇએ. મોટી વયના માણસની આંખો પણ નબળી થતી જણાય તો તેઓએ પણ જેમ બને તેમ વધારે ઉંઘનો આશ્રય લેવો હિતકારક છે.

૨. સુતાં બાળકની આંખો ઉપર સીધી રોશની કે આકરી રોશની પડે નહીં તેવી સંભાળ રાખવી.

૩. ઉંઘીને ઉઠતી વખત બચ્ચાંની આંખ ચોંટેલી કે લાલ રહેતી હોય, પીયા વળતા હોય તો તે માટે દાક્તરની સલાહ મળ્યા પ્રમાણે ઇલાજ કરવો જોઇએ.

૪. કોઇ બાળક સૂતેલું ઉઠે ત્યારે ઉંઘની અસર આંખમાંથી

ઉડાડી દેવા સારૂ હાથથી કે કપડાંથી આંખોને ચોળતું હોય તો તેમ કરતાં તેને અટકાવવું જોઇએ, કેમકે આંખ કોઇ પણ કારણથી ચોળ્યા કરવાથી તેની બારિક રગોને નુકસાન પહોંચેછે, અને તેના પરિણામે ભવિષ્યમાં દરદ થવાનો સંભવ રહેછે.

૫. બહુ રડ્યા કરવાથી, બહુ ગુસ્સો કર્યા કરવાથી તેમજ નેત્ર વૈદ્યની સલાહ વગર આંખમાં જે તે દવા નાખ્યા કરવાથી પણ નેત્ર ઇંદ્રિયને નુકસાન થાયછે.

૬. સૂતી વખત, સૂઇને પાછાં ઉઠતી વખત તેમજ તે ઉપરાંત પણ એકાદ વખત આંખે ટાઢું પાણી છાંટવું એ સલાહકારક ગણાયછે.

૭. ખૂબ ઝળકાટ મારતી એટલે આંખને દીપાવી નાંખે એવી રોશની સામે તાકીને જોવાથી, તેમજ હરકોઇ એક ચીજ ઉપર લાંબો વખત સુધી એકી નજરે જોયા કરવાથી આંખને અમુક પ્રકારની હાનિ પહોંચવાનો સંભવ છે, માટે બાળકને તેમ કરતાં અટકાવવું જોઇએ.

૮. કોઇ પણ બચ્ચાને બોલાવવું હોય તો તેની બરાબર સામે ઉભા રહીને બોલાવવું, પરંતુ તેની પડખે કે પાછળ રહીને બોલાવવું નહીં કેમકે તેમ વારંવાર કરવાથી બાળકની આંખ ત્રાંસી થઇ જવાનો સંભવ છે.

૯. બાળકની આંખમાં ધૂળ, ઉડતું રજકણ, કે સાબુ વગેરે ન જાય તે માટે બની શક્યા પ્રમાણે સંભાળ રાખવી જોઇએ. ધુમાડો લાગવાથી પણ આંખને નુકસાન થાયછે.

૧૦. સૂર્ય સામે વારંવાર જોયા કરવાથી તેમજ તેનો તડકો આંખોપર વખતોવખત આવવા દેવાથી આંખને નુકસાન પહોંચવાનો સંભવ છે.

૧૧ ઝીણું, ઝાંખું, અથવા છેકાઇ ગયેલું લખાણ તેમજ ખરાબ છાપવાળી ચોપડી બાળકને વાંચવા દેવાથી તેની દષ્ટિને નુકસાન પહોંચેછે, માટે તેને જે પુસ્તક વાંચવા માટે આપવામાં આવે તે સારા ને મોટા ટાઇપથી તેમજ તે સારા કાગળપર છાપેલું હોય તેવું પસંદ કરવું જોઇએ.

૧૨. જેમાં બરાબર હવા ઉજાસ ન આવતાં હોય તેવા અંધારીયા ઓરડામાં દિવસે વાંચવું લખવું ન જોઇએ કેમકે આંખને બહુ ખેંચવી પડ્યાથી દૃષ્ટિ કમકૌવત થાયછે, તેમજ સૂર્ય બરાબર ઉગ્યા પહેલાં તેમજ તે અસ્ત પામ્યા પછીની ઝાંખી રોશનીમાં પણ વાંચવું લખવું નહીં જોઇએ.

૧૩. વિદ્યાભ્યાસ માટે પુસ્તકો વાંચવા કરવામાં બાળકને રાતના ભાગમાં આંખનો ઉપયોગ જેમ બને તેમ કમતી કરવો પડે તેવી તજ-વીજ કરવી જોઇએ.

૧૪. અંધારામાંથી પ્રકાશમાં આવ્યા પછી એકદમ વાંચવા દેવું નહીં, પણ વચમાં થોડી મિનિટ વ્યતિત થવા દેવી.

૧૫. સવારમાં ઉઠ્યા પછી તુરતમાં આંખને વધારે મહેનત આપવી નહીં. લખવા કરતાં વાંચવાથી આંખ વધારે થાકેછે.

૧૬ જે દીવાની સગ સ્થિર ન રહેતાં પવનથી ડોલતી હોય તેના અજવાળે, વધઘટ થતી રોશનીમાં, ઝાંખી રોશનીમાં કે અગ્નિને અજ-વાળે, સાંજના ઝળઝળામાં અથવા ચંદ્રના પ્રકાશમાં વાંચવા લખવાનું કામ કરવા દેવું નહીં જોઇએ, કેમકે પૂરતા ને જોઇએ તેવા પ્રકાશને અભાવે વાંચનારને પોતાનું પુસ્તક આંખની આગળ રાખીને આંખને તાણવા પડ્યાથી નુકસાન થાયછે; વળી બહુ ઝળકતી રોશનીમાં તેમજ જ્યાં અતિશય તેજ આવતું હોય તેવી જગોએ પણ આંખનો એ પ્રમાણે ઉ-પયોગ થવો નહીં જોઇએ.

૧૭. બાળક સવારે ઉઠે ત્યારે આંખ ઉપર એકદમ બહુ અજ-વાળું ન પડે તેમ થવું જોઇએ.

૧૮. વાંચતી લખતી વખત સીધા ટટાર બેસવું જોઇએ. વાંકા વળીને કે સૂતાં સૂતાં, કે તકીઆપર આડા પડીને તેવું કામ કરવાથી આંખ તણાયછે, અને ત્યાં લોહીનો જમાવ થાયછે, તથા તેને પરિણામે નુકસાન થાયછે.

૧૯. શરીરને બહુજ શ્રમ પડ્યો હોય અથવા આંખ થાકી ગઇ હોય ત્યારે તુરતમાં વાંચવું લખવું ન જોઇએ.

૨૦. બીમારી વખતે અથવા બીમારીમાંથી તાજેતર ઉઠેલ હોય તેવે વખતે અગર શરીરમાં ઘણી નબળાઇ હોય, આંખો દુખતી હોય ત્યારે વાંચવા લખવાનો શ્રમ બનતાં સુધી લેવો નહીં જોઇએ, કેમકે એવી નબળી સ્થિતિમાં વધારે પડતો શ્રમ કર્યાથી આંખે કેટલીકવાર અંધારા આવેછે.

૨૧. ચાલતી ગાડી વગેરેમાં કે ચાલતાં ચાલતાં વાંચવાથી આંખને નુકસાન થાયછે.

૨૨. સહજ પણ અંધારૂં થઇ ગયા પછી વગર દીવે વાંચવું એ પણ હાનિકર્ત્તા છે અને એવી સંધ્યામાં વાંચવાથી આંખમાંથી કોઇવાર પાણી નીકળેછે.

૨૩. વાંચવા લખવા વગેરેનું ઝીણું કામ કરતાં થોડે થોડે વખતે આંખને વિશ્રાંતિ મળવી જોઇએ. વેડીઆ બળદની પેઠે, આંખનો ઉપયોગ લાગલાગટ કરવો ન જોઇએ, પણ વિશ્રામ મળવા માટે વચમાં વચમાં સહજ વાર આંખ બંધ કરવી જોઇએ, પછી જૂદીજૂદી દિશાપરની દૂરની વસ્તુપર આમતેમ દ્રષ્ટિ ફેંકવી જોઇએ. જેમ શરીરના બીજા અવયવને આરામઆસની જરૂર છે તેમ આંખને પણ જરૂર છે.

૨૪. સીનેમેટોગ્રાફના ખેલ વારંવાર જોવાથી નેત્ર ઇંદ્રિયને નુકસાન થવાનો સંભવ છે, કેમકે તેનાં ચિત્રોમાં રોશની બરાબર સ્થિર રહેતી નહીં હોવાથી પ્રેક્ષકની આંખપર બોજો પડેછે.

લોચન સરખા અમૂલ્ય મણિનું જેટલું બની શકે તેટલું જતન કરવું એ પરમ હિતકારક છે. આંખ બગડ્યા પછી તેના ઇલાજ કરવા કરતાં તે ન બગડે તે માટે મૂળથી બરાબર સાવચેતીથી કામ લેવું એ ઘણુંજ ઇષ્ટ છે. “ **ઉપાય કરતાં અટકાવ ભલો.** ”

## અકસ્માત.

અકસ્માતથી બાળકના શરીરને કાંઇ ઇજા કે તેના જીવનું કદાપિ જોખમ ન થાય તે માટે તેના વડીલોએ મૂળથી બહુ કાળજી ને ફિકર રાખતાં રહેવું જોઇએ.

છેક નાના બચ્ચાને બિલાડીથી બચાવવું જોઇએ. કોઇ વખત એમ બનેલું જોવા, જાણવામાં આવેછે કે તાજું અવતરેલું કોઇ બચ્ચું સૂતું હોય ત્યારે બિલાડી તેને ન્હોર મારી જાયછે, અથવા હાથ પગના આંગળા કે કાનને જફા પહોંચાડેછે, તો કવચિત બીજે સ્થળે ઉપાડી જઇને તે બાપડાને ચુંથીને મારી નાખેછે.

બચ્ચું જે કહેવામાં આવે તેનો ભાવાર્થ સમજે તેવી મોટી વયનું થાય ત્યારે જૂદીજૂદી જાતના અકસ્માત સંબંધે યોગ્ય જણાયા પ્રમાણેની ચેતવણી વખતસર તેને આપતાં રહેવું જોઇએ.

જે વસ્તુને બાઝવાથી તે બગડે, ફૂટે તૂટે કે બીજી રીતે તેને નુકસાન થાય તેવું હોય અથવા તેને અડકવાથી બાળકના શરીરને કાંઇ પણ હાનિ પહોંચે તેવી વકી હોય તેવી ચીજો જેવી કે ટાંકણી, સોય, ચપ્પુ, કાતર, બહુ ધગધગતું પાણી વગેરે ચીજ એવે સ્થળે મૂકવી જોઇએ કે તે તેને અડી શકે નહીં.

ચુલા, સગડી અથવા દીવાની છેક નજીક જવાથી, અગર બળતી સગડી આગળ પીઠ કરીને બેસવાથી કોઇવાર બચ્ચાનાં કપડાં અકસ્માતથી સળગી ઉઠેછે અથવા તે શરીરે દાઝી જાયછે.

રસ્તામાં રમતાં કોઇની અડફેટમાં આવ્યાથી, ગાડીના પૈડા તળે અથવા ઘોડા, આખલા, ગાય, કે ભેંસ વગેરે જાનવરના પગ નીચે આવી જતાં અમુક અવયવ ચંપાઇ જાયછે, અગર હાડકું તૂટી જાયછે. વાંછી વગેરે ઝેરી જાનવરના ડંખથી બહુજ પીડા થાયછે અને કોઇ બાળકનો તેથી જીવ પણ જાયછે.

કોઇ ફળનો નાનો ટુકડો ગળામાં રહ્યાથી અથવા બળતી સગડીવાળા બંધ ઓરડામાં બાળકને ઘણો વખત સુધી રહેવા દીધાથી તે બિચારૂં ગુંગળાઇ જાયછે, અથવા ઝેરી ફળ કે એવી બીજી કોઇ હાનિકારક ચીજ તેના ખાવામાં આવ્યાથી તે કાંતો માંદું પડેછે, અથવા મરવા સરખી સ્થિતિમાં પણ વખતે આવી જાયછે.

કોઇ વાર ફરતાં ફરતાં કૂવા, ટાંકા કે તળાવમાં પડી જાયછે તેથી તે બાળક મૃત્યુવશ થાયછે.

અંદર દીવાસળી હોય તેવી પેટી અથવા અફીણ કે અફીણ મિશ્રિત બાળાગોળીની ડબી તેને રમવા આપી હોય તેમાંની દીવાસળી સળગવાથી કે તે અફીણ અગર તે ગોળીઓ ખાધામાં આવ્યાથી તેનું માઠું પરિણામ આવેછે. એક જણની ઝેરવાળી દવા બીજા બાળક માટેની સમજીને ભૂલથી તે બાળકને પાઇ દેવાથી તેનું પરિણામ પણ કેટલીક વાર ઘણું જોખમકારક થઇ પડેછે.

દર્દશામક "બેલાડોના" સરખી ઝેરી દવા નાનું બચ્ચું ખાઇ જાય તો એથી તેનું મૃત્યુ નીપજવાનો સંભવ છે.

કોઇ વખત કાંઇ બી, ચણો, ચણોઠી, કાંકરી કે નાનું ફૂલ વગેરે ચીજ રમતાં રમતાં અણસમજથી બાળક કાનમાં નાખી દેછે, તેવે પ્રસંગે એવી ચીજ જે કાનમાં ગયેલી હોય તે કાનમાં પાણીની પીચકારી મારવાથી અથવા તે કાનની બાજુપર તેને સૂવાડીને બીજી બાજુના કાન ઉપર હળવેથી થોડીક થાપલી મારવાથી તે ચીજ ઘણુંકરીને તેમાંથી બહાર નીકળી પડશે. જો કાંઇ ઝીણું જીવડું કે મચ્છર કાનમાં પેસી ગયેલ હોય તો સહજ ગરમ કરેલ મીઠા તેલનું ટીપું અથવા મીઠાનું પાણી તે કાનમાં નાખ્યાથી તે જીવડું કે મચ્છર તેમાંથી બહાર નીકળી આવવાનો સંભવ છે.

કોઇ વાર કાંઇ બી, ઠળીઓ, વટાણો, વાલ કે ચણોઠી વગેરે ચીજ બાળકે નાકમાં નાખી દીધી હોય તો તેવે પ્રસંગે તેને તપખીર સુંઘાડીને અથવા નાકમાં પીછું ખોસીને અગર બીજા કોઇ સાધનથી તેને છીંક આણ્યાથી તે ચીજ તેમાંથી ઘણું કરીને પાછી નીકળી આવશે.

આંખમાં કાંઇ ધૂળ, રજકણ કે ઝીણું જીવડું વગેરે પડે તો તે આંખના ઉપરના પોપચાને સીસાપેન વગેરેની મદદથી ઉથલાવી તેમાં જીભ અથવા બારિક કપડું ફેરવ્યાથી તેવો કચરો કે જીવડું તેમાંથી દૂર થશે.

એ પ્રમાણે કાન, નાક કે આંખ વગેરેના શારીરિક અકસ્માત વખતે એવા તાત્કાળિક ઉપાયથી ફાયદો ન થાય તો તે માટે દાકતરની મદદ વેળાસર લેવી એ સલાહકારક છે.

બાળકને કાંઇ અકસ્માત થાય અથવા કોઇ પણ પ્રકારની તરત લક્ષમાં લેવા જેવી ઇજા થાય તો એ વિષે તે પોતાના વડીલને વેળાસર જાહેર કરે તેવી તેમને ચેતવણી અગાઉથી બરાબર આપી રાખવાની ખાસ જરૂર છે.

છોકરાં નીસરણી અથવા ઝાડ વગેરે ઉપરથી પડી ગયાથી તેમને વાગ્યું હોય, હાડકું મરડાઇ, લચકાઇ કે ભાંગી ગયું હોય, કોઇએ તેને માર માર્યો હોય, કોઇ ઠેકાણે અડપલું કરતાં શરીરે દાઝેલ હોય, પડી ગયા વગેરે કારણથી જખમી થયેલ હોય, કાન કે નાકમાં કાંઇ ચીજ તેણે ઘાલી દીધી હોય, શરીરમાં અમુક ઠેકાણે કળતું, દુખતું કે બીજી કોઇ પ્રકારની પીડા થતી હોય, પગમાં કાંટો ભોકાયો હોય, બાર વચ્ચે આવીને આંગળી ચીપાઇ હોય, અથવા કાંઇ રમત રમતાં અગર કાંટાની વાડ વગેરેમાં પેસતાં લૂગડાં ફાટી કે ચીરાઇ ગયાં હોય તે વિષે માબાપ જાણશે ત્યારે તેઓ ઘણાજ ગુસ્સે થશે, ઠપકો આપશે, ધમકાવશે કે માર્યા વગર મૂકશે નહીં, તેવી ધાસ્તીથી તે વિષે જ્યાંસુધી છાનું રખાય ત્યાં સુધી છાનું રાખવાની તે તજવીજ કરેછે, અને શારીરિક ઇજાથી તેને અસહ્ય દુઃખ ઉત્પન્ન થાય ત્યારે અથવા માબાપને એ બાબતની બીજી રીતે ખબર પડ્યાથી તે તેને પૂછે ત્યારેજ તે માનેછે. આ પ્રમાણે થવાથી શારીરિક

દર્દનો તાત્કાળિક ઇલાજ કરવામાં ઘણું અસરૂં થાયછે અને તેને પરિણામે વધારે પીડા થઇ પડવાનો કે બીજી રીતનું નુકસાન થવાનો ઘણો સંભવ રહેછે.

બાળક અકસ્માતથી, અથવા અમુક કામ કરતાં ઘરની કાંઇ ચીજને નુકસાન કરી બેસે તો તેથી તેને મારવું જોઇતું નથી. કાંઇ પણ નવું નવું કામ સ્વતંત્રપણે પોતે કરવું એવું તેનું સ્વાભાવિક વલણ હોયછે, પરંતુ તેવું કામ કરવાનો તેને મહાવરો ન હોવાથી તેમ કરતાં તે પડે આખડે કે કાંઇ ટોળે ફોડે તેથી માબાપે બૂમબરાડા ન પાડતાં ભવિષ્યમાં વધારે સંભાળ ને સાવચેતી રાખીને કામ કરવાની તેને સમજાવીને સુચના આપવી એજ પરિણામે ઇષ્ટ છે.

બચ્ચાં વગેરેને કાંઇ અકસ્માત થાય તે પ્રસંગે તાત્કાળિક શું ઉપાય યોજવા તે વિષે માબાપે અગાઉથી જ્ઞાન મેળવી લીધું હોય તો તે બહુ ઉપયોગી થઇ પડયા વિના રહેતું નથી.

---

## ગાળો અને બીભત્સ ગીતો.

બાળકને કોઇપણ પ્રકારની ગાળો ભાંડવી, અથવા તેમની પાસે બીજાને ગાળો ભંડાવવી અગર તેમની સાનિધ્ય પોતે કોઇને ગાળો ભાંડવી, કે તેમને ખરાબ ચિન્હચાળા કરતાં શીખવવું, તેમજ માતાએ પોતે બીભત્સ ગીતો ગાવાં અગર બીજા પાસે ગવરાવવાં, બીજાને મ્હેણાંટુણાં મારવાં અથવા સમસગરા ખાવા એ બહુ નામોશી ભરેલું છે. વળી એવી ગલીચ ભાષા બોલવી કે બોલાવવી એ પાપનું કામ છે, પછી તે બાળકને શીખામણ દેતાં વાપરી હોય કે પિત્તો ઉછળી આવ્યાથી તેનો ઉપયોગ કર્યો હોય.

કોઇ કોઇ માણસને તો જેને તેને ગાળો દઇને કે અપશબ્દો ઉચ્ચરીને વાતો કરવાની ટેવ પડી ગયેલી હોયછે!

પોતાની કુંવારી કે સધવા દીકરીને અથવા પોતાની પત્નીને રાંડ કહેવી, પોતાના પુત્રને સાળો કે સસરો કહેવો, આંખે દેખતો હોય

તેને આંધળો કહેવો, જીવતો હોય તેને મૂઓ કહેવો, અમુક મનુષ્યને ગધેડો કે ગધેડી, કૂતરો કે કૂતરી, સૂવર કે ભૂંડણ કહીને તેનો તિરસ્કાર કરવો, એ જેટલું જૂઠું છે તેટલુંજ અસભ્ય પણ છે.

કેટલાંક માબાપ, પોતાનાં બાળકને તારું નખોદ જાય, ભૂંડું થાય કે સત્યાનાશ જાય, અથવા મારા રોયા કે મારા પીટયા એવા એવા અનેક પ્રકારના શ્રાપ આવેશમાં આવી જઇને અહોનીશ આપ્યા કરે છે, ને ભૂંડાળી ગાળો દેછે; એવી ગાળવૃષ્ટિ જ્યારે ત્યારે ચાલુ રહ્યાથી તે છોકરાંઓનો પિત્તો પણ આખરે ઉશ્કેરાયા વગર રહેતો નથી. તેઓ માનભંગ થયાથી મનભંગ થઇ જાયછે, વળી વારંવાર એવી ગાળો ખાઇ ખાઇને કઠોર છાતીના અને બેશરમ પણ બની જાયછે, પોતાના ભાઇ બેન વગેરેને તેમજ પોતાના સોબતીઓને ગાળો ભાંડવાનું શીખી જાયછે, અને એવી ગાળાગાળી કરતાં તેમાંથી કોઇવાર મારામારી પણ થાયછે, તથા એ પ્રમાણે થતાં ભવિષ્યમાં તેનું જે કાંઇ માઠું પરિણામ આવેછે તે માટે તેમનાં માબાપ જવાબદાર છે.

પોતાના લલાટમાં માબાપની બીલકુલ ગાળ ને માર નહીં લખાવીને જન્મ્યાં હોય એવાં બાળક આપણા દેશમાં લાગ શું મળશે ખરાં ?

બીજું શરમભરેલું એ છે કે કોઇ અવિચારી બાપ પોતાના નાના બાળક પાસે તેની માતાને ગાળ દેવરાવેછે, અથવા તેનીપર હસ્ત પ્રહાર કરાવીને નાલાયક મોજ મેળવેછે ! બીજી બાજુએ જોઇએ તો કોઇ કોઇ માતા પણ બાળકને તેના બાપને ગાળ દેવાનું કે બીજી કોઇ રીતે અપમાન કરવાનું શીખવેછે ! તે બાળક બિચારું બીતાં ફફડતાં તેનો જો અમલ કરેછે તો તેવો હુકમ આપનાર પિતા અથવા માતા ખૂબ ખૂશી થાયછે !

બચ્ચું બાપને ઘેર હોય ત્યારે તેની મા સિવાયનાં ઘરનાં કોઇ કોઇ માણસ તેના મોસાળ પક્ષનાને ગાળો દેવાનું તેને શીખવેછે, અને

જ્યારે તે મોસાળમાં હોય ત્યારે મોસાળ પક્ષવાળાં તે બચ્ચાને તેના બાપના ઘર તરફનાં કોઇ કોઇ સગાં વહાલાંને ગાળો ભાંડવાનું શીખવેછે, અને બચ્ચું તે પ્રમાણે ગાળો દેછે ત્યારે તે મુજબ ગાળો દેવરાવનાર ખૂબ ખુશી થઇને ખડખડ હસેછે! તથા તે બચ્ચાને તે બદલ ઘણી સાબાશી આપેછે!

બાઇડીઓએ તેમજ છોકરીઓએ લગ્ન કે ગોરો પ્રસંગે ફટાણાં કે બીભત્સ ગીતો ગાવાં એ પણ ઘણુંજ નિંદ્ય ને નીચું જોવરાવનારૂં છે. નીચ કોમમાં આવાં અમંગળ ગીતો ગાવાનો પ્રચાર વધારે પ્રમાણમાં જોવામાં આવેછે. ઘણી બાઇડીઓ પોતે બહુ મર્યાદશીલ ને આબરૂદાર છે એમ બતાવવા માટે લાજનો મોટો ઘુમટો કાઢેછે, મતલબ મોટા તેમજ પરાયા મરદોને મોઢું દેખાડતી નથી. કેટલીક તો બનતાં સુધી ઘરની બહાર પણ નીકળતી નથી.—ઓઝલમાં રહેછે; પરંતુ જ્યારે ફ-ટાણું ગાવાનો તેને પ્રસંગ મળેછે ત્યારે તે એવા મીલાવડામાં એકદમ ઝુકી પડેછે! અને એવે વખતે લાજ અને શરમને એ ઘડી નેવે મૂકી દે છે! પોતાનાં નિર્લજ વચનો પોતાનો પતિ, બાપ, બીજું કોઇ સગું-વહાલું કે પોતાનું સંતાન સાંભળે તેમાં કશી અડચણ કે અમર્યાદપણું તે જોતી નથી એ જેટલું શોચનીય છે તેટલું શરમભરેલું પણ છે. આનું પરિણામ એજ આવેછે કે તેમની દીકરીઓ પણ પોતાને એવા અનિષ્ટ પ્રસંગ મળ્યાથી એવી ખરાબ રસમનું અનુકરણ કરવામાં અને અપશબ્દો ઉચરીને પોતાનું મોઢું મલીન કરવામાં પાછું વાળીને ભા-ગ્યેજ જુએછે.

બાળકનાં નામ પાડવાં તે સારાં ને તેમનાં દિલ ખુશ થાય તેવાં શોભિતાં પાડવાં જોઇએ, પણ તેઓ સમજણાં થયે શરમાય તેવાં નામ સ્થાયી તરીકેનાં કે હુલામણાનાં પણ કદી પાડવાં નહીં જોઇએ, કેમકે એવાં નામ પાડ્યાથી તે બાપડાંઓને આખી ઉમર સુધી વગર વાંકે શ-રમાવું પડેછે.

કોઇનાં નામ જૂઠો કે જૂઠી હોયછે, પણ તે બધાં કાંઇ જૂઠા બોલાં હોતાં નથી. કેટલાંકનાં નામ ઘેલો, ગાંડો કે ઘેલી હોયછે, પણ તેમાંનાં કોઇ કોઇ પાંચમાં પૂછાય તેવાં ડાહ્યાં હોયછે. કેટલાંએકનાં નામ કડવો કે કડવી હોયછે કે જ્યારે તેમાંનાં કોઇ કોઇ બહુ મિષ્ટવાદી જોવામાં આવેછે!

એ પ્રમાણે પુરુષોમાં કોઇનું મૂળ નામ અથવા અપર નામ કચરો, પુંજો, ઉકરડો, ગોબરો, ઓઘો, અમથો, વરવો, ભોળો, ખોડો, પોલો, પોચો, ભીખારી કે બાવલો વગેરે વગેરે હોયછે, અને સ્ત્રીઓમાં તેવી રીતે કોઇ કોઇનું નામ ધૂળીબાઇ, વરવીબાઇ, ભીખીબાઇ, બાવડી કે બબલી વગેરે વગેરે હોયછે!

પોતાના દીકરાનું નામ મણિલાલ કે મોતીલાલ હોય તેને કેટલાંક માબાપ મણિયો કે મોતીઓ એવા નામથી અને દીકરીનું નામ મણિ કે મોતી હોય તેને મણકી કે મોતલી એવા અપમાનકારક નામથી બોલાવેછે એ નાપસંદ કરવા યોગ્ય છે. ઘણાં માબાપ પોતાનાં સંતાનને સદા એક નામથી એટલે એકવચનથી 'નું' કરીને બોલાવેછે એ ટેવ પણ સારી નથી.

**"કર કરનારો જાય પણ કર નહીં જાય."** એ કહેવત પ્રમાણે ખરાબ નામ પાડનાર માબાપ કે ફોઇબા પોતાનો અંતકાળ આવ્યાથી રસ્તે પડેછે પરંતુ તેમણે બાળકનું પાડેલું લજામણું કે અપમાનભરેલું નામ જીંદગી પર્યંત કાયમ રહી જાયછે, અર્થાત્ તેમાં પાછળથી કાંઇ પણ ફેરફાર થતો નથી એટલે જે નામ મૂળથી પડયું તે વિધાતાના લેખ સરખું અટળ થઇ પડેછે!

બાળકને નાહક શરમાવું પડે તેવું તેનું નામ પાડવું તે એક રીતે જોતાં વગર ઇરાદે પણ તેને અપમાન, ગાળ કે અન્યાય આપવા સરખું થાયછે.

# વારસામાં ઉતરતા માનસિક ગુણ દોષ તેમજ શારીરિક ખોડખાંપણો અને વ્યાધિઓ.

માણસોને સામાન્ય રીતે વડીલોપાર્જીત મિલ્કતનો જેમ વારસો મળેછે, તેમ કેટલાંક માણસોને બાપ દાદાનાં અમુક ગુણ, ખાશીયત, શક્તિ, સ્વભાવ અને વલણ વગેરેનો વારસો તેમનાં શરીરદ્વારા મળેછે, તો કેટલાંક-માં બાપદાદાઓએ પોતાની ભૂલથી ઉત્પન્ન કરેલાં તથા અનુભવેલાં અ-મુક દુઃખ, દરદ ને દુર્ગુણો વારસા તરીકે ઉતરી આવેલ હોયછે.

મા અથવા બાપનાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક લક્ષણો, તેમજ કરકસરીઆ અથવા લોભીઆપણાની, જીભ ઝલાવા આદિની આદત તેમનાં સંતાનોમાં ઓછા અથવા વધતા પ્રમાણમાં વારસા તરીકે ઉતરી આવેલી ઘણી વખત આપણા જાણવામાં આવેછે.

કેટલીક ટેવો વારસામાં ઘણું કરીને ઉતરતી નથી, જેમકે જૂઠાબોલા માણસનું ફરજંદ જૂઠાબોલું અવતરે એવો કાંઇ મેળ નથી.

સામાન્ય રીતે જોતાં બાપના એવા સારા માઠા અંશ તેના દીકરામાં વધારે, અને માના એવા અંશ તેની દીકરીમાં વધારે પ્રમાણમાં ઉતરેલા જોવામાં આવેછે, પરંતુ એ બાબતને અંગે એ પ્રમાણેનો અમુક નિયમ સચવાતો હોય તેવું સઘળી વ્યક્તિમાં, સરખે દરજ્જે અને સર્વકાળે નજરે પડતું નથી. કોઇ કોઇ વાર અપવાદ તરીકે એમ પણ જોવામાં આવેછે કે બાપના અમુક ગુણ કે ટેવ તેના દીકરા કરતાં દીકરીમાં વધારે પ્રમાણમાં હોયછે, ત્યારે માના અમુક ગુણ કે ટેવ તેની દીકરી કરતાં દીકરામાં વધારે પ્રમાણમાં દેખાયછે; કોઇ વખત વળી માબાપનાં અમુક લક્ષણોની અસર તેમનાં દીકરા તેમજ દીકરીમાં સામાન્ય નજરે જોતાં સરખીજ જણાયછે, તો અપવાદ તરીકે કેટલાક દાખલામાં મા કે બાપની એવી કાંઇપણ અસર તેમનાં સંતાનમાં પ્રકટપણે જણાતી નથી.

વળી એક બાપના બધા દીકરાઓમાં એવાં લક્ષણો વગેરે સરખા પ્રમાણમાં ઉતરેલાં દેખાતાં નથી પણ ન્યૂનાધિક પ્રમાણમાં નજરે પડેછે, એજ રીતે એક માની સઘળી દીકરીઓના સંબંધમાં પણ સમજવું. અર્થાત્ એને માટે કોઇપણ પ્રકારનો ચોકસ નિયમ હોય તેવું જોવામાં આવતું નથી, તોપણ ઘણા માણસોમાં અમુક લક્ષણ, વલણ, ખવાસ, ખાસીયત આદિ સ્વાભાવિક રીતે વધારે અથવા સહજ પ્રમાણમાં ઓલાદે સામાન્ય રીતે ઉતરી આવેલ હોયછે. મીસ પાવર કોબ નામની એક સ્ત્રીએ કહ્યું હતું કે તેના કુટું-બની છેલ્લી પાંચ પેઢી થયાં અક્ષરેનો એકજ જાતનો મરોડ ચાલતો આવેછે!

લાંબી ઉમર ભોગવનારા માણસોનાં સંતાનો પણ ઘણુંકરીને લાંબું આયુષ્ય ભોગવેછે. બળવાન માબાપની પ્રજા બળવાન થાયછે. ઉંચા પ્રકા-રની માનસિક શકિત ધરાવનાર મનુષ્યના વંશજમાં તેવી શકિત વધતા ઓછા પ્રમાણમાં ઉતરેછે. એ પ્રમાણે તનદુરસ્ત માબાપનાં સંતાન તનદુરસ્ત, ધીમંતનાં ધીમંત, મૂરખનાં મૂરખ, ધર્મીષ્ઠનાં ધર્મીષ્ઠ, નીતિવાનનાં નીતિવાન, પરગજુનાં પરગજુ, માયાળુનાં માયાળુ, ધર્માંધનાં ધર્માંધ, લોભીનાં લોભી અને દુર્વ્યસ્નીનાં દુર્વ્યસની ઘણુંકરીને નીપજેછે.

અમુક સારી કે માઠી વૃતિઓ જન્મની સાથેજ તેમનાં બચ્ચાંમાં ઉતરેછે. મોસાળ પક્ષના પણ એવા કોઇ ગુણ દોષનો વારસો કેટલાંએક માણ સોમાં ઉતરી આવેલો જોવામાં આવેછે.

ઠીંગણાં માબાપની પ્રજા ઠીંગણી, લાંબા ચોડાની લાંબી ચોડી અને પુષ્ટની પુષ્ટ ઘણુંકરીને નીપજેછે.

ઘણીવાર શોખ પણ ઓલદે ઉતરેછે. અમુક માણસને દરિયો ખેડવાનો, ચિત્રકામનો કે ગાયનનો ઘણો શોખ હોયછે તો તે જાતનો શોખ તેના દીકરામાં પણ કોઇ કોઇ વખત જોવામાં આવેછે. અમુક અમુક જાતની બીક પણ ઓલાદમાં ઉતરતી આવેછે.

ઘણાં સંતાનોના ચહેરામહોરા પણ તેમનાં માબાપને, તેમજ ભાંડુને બહુ મળતા આવેછે. એક બાપના શારીરિક ઘાટ અને આંખ વગેરેની આકૃતિ, રૂપ, રંગ વગેરે ઉપરથી તેના દીકરાને, તેમજ એ રીતે એક માતાના ચહેરામહોરા વગેરે ઉપરથી તેની દીકરીને કોઇ કોઇ વખત અટકળથી ઓળખી કાઢવામાં આવેછે. એ પ્રમાણે એક ભાઇના ચહેરા મહોરા વગેરેથી તેના ભાઇને, તેમજ એક બેનની મુખમુદ્રાના મળતાપણાથી તેની બેનને ઓળખવાનું સહેલું પડેછે. કોઇ વખત એવા એક બીજા ભાઇ અથવા બેનના ચહેરાના બહુજ મળતા-પણાને લીધે એક ભાઇને તેના બીજા ભાઇના નામથી, કિંવા એક બેનને તેની બીજી બેનના નામથી બોલાવવામાં આવેછે! પણ પછી તે માણસના ખુલાસાથી, પોતાની માન્યતામાં રમૂજી ભૂલ કરીછે એવું જાણવામાં આવતાં તે મુજબની થયેલી ભૂલથી બોલાવનાર હસી પડેછે!

સાથે જન્મેલાં જોડલામાંનાં કેટલાંકના ચહેરા એક બીજાને એટલા તો મળતા આવેછે કે એ પ્રમાણેના મળતા ચહેરાની મુશ્કેલી કોઇ કોઇવાર બહુ રમૂજભરેલી થઇ પડેછે!

કેટલીક વખત અમુક માણસનાં અવાજ, અક્ષર, આચરણ અથવા બોલવા ચાલવાની ઢબ ઉપરથી પણ તે પોતાના અમુક જોયેલા જાણેલા માણસનું સંતાન હશે એવો ખ્યાલ આવી શકેછે.

પૂર્વજોની એ પ્રમાણેની અમુક ખૂબીઓ તથા ખામીઓ વગેરે ઓલા-દમાં ઉત્તરોત્તર ઉતરતી હોવાથી અમુક બાળક પરિણામે બહાદુર અથવા બીકણ, ઉદાર અથવા આપમતલબી, ગર્વિષ્ટ અથવા નમ્ર, ધાંધલીયું અથવા ધીમું નીપજેછે તેમાં કેળવણીના કારણ કરતાં એવા વારસાનું કારણ સામાન્ય રીતે જોતાં વધારે હોયછે.

કોઇ કુટુંબમાં જન્મેલા બાળકને પાંચને બદલે છ આંગળીઓ હોયછે, એવું એક માણસની ઘણી પેઢીઓ સુધી કુદરતી રીતે ચાલ્યું આવ્યું હતું. અમુક કુટુંબમાં જન્મ પામનારને શરીરના અમુક ભાગપર મસા હોયછે. કેટલાંક કુટુંબમાં દાંતની અમુક રીતની રચના, કેટલાંકમાં જીભની અમુક પ્રકારની ખાશીયત, તેમજ કોઇમાં અમુક અવયવનું ઘાટમાં બહુ મળતાપણું ચાલ્યું આવેછે; એવાં કુદરતી ચિન્હો જ્યાંસુધી પેઢી દરપેઢી કાયમ રહેછે ત્યાં સુધી એ પ્રમાણેના કુદરતી મહોરછાપના રૂકાથી તેમની પેઢીનું ખરાપણું પુરવાર થયાથી તે માટે વાજબી રીતે તેઓ અભિમાન ધરાવેછે !

અમુક પ્રકારના વ્યાધિઓ પણ ઓલાદે ઉતરતા જણાયછે. મા અથવા બાપને અમુક રોગ હોય તે તેમનાં બચ્ચાંને અથવા બચ્ચાંના બચ્ચાંને કોઇ કોઇ વાર થતો જોવામાં આવેછે. ઉપદંશ, ક્ષય, દમ, ફેફરૂં, મધુપ્રમેહ, નજલો, વાઇ, નાસુર, કંઠમાળ, દીવાનાપણું, ટુંકી નજર, જ્ઞાનતંતુનું અમુક દરદ, દાંતની નબળાઇ કે તેનું વહેલું પડી જવું, એવા રોગ ઓલાદે ઉતરતા જોવામાં આવેછે. દારૂડીયાના છોકરા દારૂડીયા થયેલા એવા દાખલા ઘણા નોંધાએલાછે, પરંતુ એ પ્રમાણેના રોગ વારસામાં ચોકસપણે ઉતરેજ એમ કાંઇ હમેશ બનતું નથી. સવખતની યોગ્ય સંભાળ ને માવજનથી તેવા રોગને વારસામાં ઉતરતા કેટલીક વાર અટકાવી શકાય તેવો સંભવ છે.

મનુષ્ય પ્રાણીમાં માત્ર રોગજ ઓલાદે ઉતરેછે એમ નથી, પરંતુ બાપદાદાનો ધંધો, અક્કલ, આવડત, ડાહપણ, ચાલાકી, યુકિત, તેમજ સારો, માયાળુ, ક્રોધી, હઠીલો કે ભીરૂ સ્વભાવ પણ ઓલાદે ઉતરેછે. અમુક કોમમાં અમુક પ્રકારની કુનેહ, કુશળતા કે કાબેલીયત અથવા રાજ્યદ્વારી, વ્યાપારી કે વ્યાવહારિક નીતિ રીતિ ચાલી આવેછે, તેના સંસ્કાર પણ તેના વંશજમાં ઉતરી આવેલા જણાયછે. અમુક અમુક કોમ વચ્ચે

તેમજ અમુક અમુક દેશની પ્રજા વચ્ચે વર્ષોનાં વર્ષો થયાં અરસ્પરસ અદેખાઇ ચાલી આવેછે, અને પરિણામે એવો વેરભાવ ઉંદર બિલાડીની પેઠે સ્વાભાવિક સરખો થઇ પડેછે.

એ પ્રમાણે જેમ અમુક કોમ કે વ્યકિતના અમુક ગુણ દોષ તેની ઓલાદમાં ઉતરેછે, તેમ એક પ્રજા (Nation) ની અમુક ખાશીયત પણ ઉત્તરોત્તર તેના વારસામાં ઉતરતી આવેછે.

અમુક અમુક પ્રકારની તજવીજથી સગર્ભા સ્ત્રીને સારૂં બચ્ચું પેદા થવાનો સંભવ છે તે માટે અત્રે ટુંકામાં કહેવાનો પ્રસંગ લેઇએ તો તે અસ્થાને ગણાશે નહીં.

બચ્ચું ગર્ભાશયમાં હોયછે તેટલી મુદત સુધી તેની માતાની શારીરિક તથા માનસિક સ્થિતિ જે રીતની રહેલી હોય, તેણે જેવા નિયમોનું પાલન કરેલું હોય તેની અસર તે ભાવિ બાળકની તન મનની સ્થિતિપર થવાનો ઘણોજ સંભવ છે; તેથી ગર્ભાવસ્થા વખતે સગર્ભા સ્ત્રી પોતાની રહેણીકરણી, આચારવિચાર તથા આહારવિહાર ઉત્કૃષ્ટ પ્રકારનાં રાખે, પોતે આનંદમાં રહે, સારાં ક્રિયાઓ કર્યા કરે, અનિષ્ટ વિચારો, કજીઆ કંકાસ કે કુતર્કો કરે નહીં, તેમજ બહુ ભય ઉત્પન્ન થાય કે મનપર માઠી અસર નીપજે તેવા બનાવ, અથવા રીંછ અને વાંદરા જેવાં પ્રાણીઓ, કે તેના જેવાં તેમજ ખોડખાંપણવાળાં કે ગાંડા ઘેલાં મનુષ્યો તેના જોવામાં, કે ભય ઉત્પન્ન થાય એવા બિયામણા અવાજ તેના સાંભળવામાં બનતાં સુધી ન આવે તેમ થવું ઘણું જરૂરનું છે.

અમુક માતા પોતે કાલીઘેલી સરખી નહીં હોય, છતાં તેનું સંતાન કાલાઘેલા જેવું થયેલું હોય તો તેને માટે બૈરાંઓ સામાન્ય રીતે એમ કહેછે કે તે બાળકની માએ ગાંડે ચડીને ગ્રહણ જોયું હશે !

જેવા ચહેરા મહોરાનાં, જેવા બળ બુદ્ધિનાં, જેવા સદ્‌ગુણ ને સ્વભાવનાં, જેવી કાબેલીયત ને પરાક્રમવાળાં, જેવાં તનદુરસ્ત ને દિવ્ય કાન્તિનાં સંતાન સાંપડવાની ઇચ્છા હોય તેવી જાતના બાળકને પોતાની સમિપ રાખવાં જોઇએ, અને તેવા બાળકને અભાવે સુંદર બાળકનાં ચિત્રો સગર્ભા સ્ત્રીઓ વારંવાર જુએ તથા તેનું ચિંતવન કરે તો ભાવના તેવી સિધ્ધી થયા વગર રહે નહીં. ગર્ભાવસ્થાના સમયમાં તેણે સાત્વિક અને નિયમિત આહાર કરવો જોઇએ; માટી, ભુતડા વગેરે કોઇ પ્રકારનો દુષિત આહાર કરવો નહીં જોઇએ; વળી યોગ્ય કથા વારતા વાંચી કે સાંભળીને પોતાનું મન સદા શાંત ને ખુશીમાં રહે તેવી તજવીજ કરવી એ આવશ્યક છે.

વિખ્યાત રણવીર નેપોલ્યન બોનાપાર્ટની માતાના સંબંધમાં એમ જણાયેલું છે કે તે જ્યારે ગર્ભમાં હતો ત્યારે તેની મા શૂરવીરપણાની નવલકથાઓ વાંચતી અને એનું પરિણામ એ આવ્યું કે તે પોતાની જીંદગીમાં એક મહાન્ શૂરવીર થઇ પડ્યો હતો.

સદ્‌ગુણી અને ઉત્તમ નીતિ રીતિ, હૃદયબળ, બુદ્ધિબળ અને શારીરિક બળવાળાં નીરોગી કુટુંબમાં જન્મ થાય એ જેમ અહોભાગ્યનું તેમ તનમનથી અનેક પ્રકારે દોષ દરદવાળાં કુટુંબમાં જન્મ થાય એ હીનભાગ્યનું ચિન્હ છે.



# માતાનો પ્રેમ.

જો સમયાનુસાર વિવેકબુધ્ધિ વાપરીને ઉપયોગ કરવામાં આવે તો પ્રેમ, તેમજ સંભાળપૂર્વક વદેલાં મીઠાં વચન એ વશીકરણરૂપ થઇ પડે છે. પ્રેમ એ જેમ સૃષ્ટિનો તેમજ સઘળા સદ્ગુણનો પાયો છે, સઘળી સારી લાગણીઓનું મૂળ છે, તેમજ બાળશિક્ષાનો તે પહેલો તેમજ છેલ્લો પાઠ છે. બાળક પ્રત્યે ગમે તે માણસ પ્યારથી વર્ત્તેછે, તેની સાથે તે હળી જાયછે. પ્રેમમય વચન તથા વર્ત્તનથી બાળકના અંતઃકરણપર જેટલી સારી અસર થાયછે તેટલી ધમકી ભરેલાં અને કઠોર વેણથી કદી થતી નથી. ભયથી બાળકની સદ્વૃત્તિ દબાઇ જાયછે. બળાત્કારથી કોઇ પણ કાર્ય સારી રીતે પાર પડતું નથી. પ્રેમ અને યોગ્ય પ્રયત્નથી પોપટ સરખાં પંખીઓ, અને કૂતરાં, બિલાડાં, ગાય વગેરે બીજાં પ્રાણીઓ તેમજ સિંહ સરખાં જંગલી ક્રૂર જનાવરો પણ કેળવાયછે, તો બાળકો આધિન થાય એમાં કાંઇ આશ્ચર્ય પામવા સરખું નથી.

બાળકનો જાતિ સ્વભાવ પ્યાર તથા શ્રદ્ધાની લાગણીવાળો હોયછે. તેઓ પોતીકાં નાનકડાં ભાઇ બેનને જોઇને કેટલાં બધાં ખુશી થાયછે અને તેમને પ્યારથી કોટી કરેછે! કોઇ કોઇ વાર તે ઘણાં ખુશીમાં આવી જાયછે ત્યારે એકદમ માતાના ખોળામાં કૂદી પડેછે, અથવા તેની ડોકે બાઝી પડેછે! વળી કૂતરાં, બિલાડાં, કુરકુરીઆં વગેરે પ્રાણીઓ ઉપર તથા ઢીંગલા ઢીંગલીઓ વગેરે પોતાનાં રમકડાં ઉપર તેઓ સ્વાભાવિક રીતેજ ઘણો સ્નેહભાવ દર્શાવેછે. એવી તેમની સદ્વૃત્તિનો લાભ લેવા તેમની પાસે એવાં પ્રાણીઓને પાળવામાં આવશે તો તેમના સમાગમથી તેવાં પ્રાણીઓ પ્રત્યે તેમની પ્રેમની લાગણી દિનપરદિન વિશેષ ખીલતી જશે અને પરિણામે જેમ તે કાળે તેમજ ભવિષ્યમાં પણ પોતાના ભાઇ-

ભાંડુઓ, ઇતર મનુષ્યો તથા બીજાં પ્રાણીઓ પ્રત્યે તેમનું સ્નેહભાવવાળું વર્ત્તન ચાલુ રહેશે.

બાળકની સ્વાભાવિક પ્રેમવૃત્તિ વિષે એટલું વિવેચન કર્યા પછી પાછા મૂળ બાબત તરફ આવીએ.

માતાના સરખો નિર્મળ ને પુનિત પ્રેમ વિશ્વમાં બીજો એક પણ નથી. એ પ્રેમથી પરમાવધિ ! એ પ્યારની વ્યાખ્યા કે તેનું માપ યથાર્થ રીતે થઇ શકે તેમ નથી. માતાના નિર્મળ પ્યાર સરખી અડગ અને અટળ ચીજ જગતમાં બીજી એક પણ નથી. તેનો પ્રેમ ઇશ્વરથીજ માત્ર ઉતરેછે. આ દુનિયાંમાં બીજો કોઇ પણ પ્યાર તેના પ્યારની સ્પર્ધામાં ઉતરી શકે તેમ નથી. માતા એકજ દૃષ્ટિથી એટલે વિશુધ્ધ સ્નેહથીજ સંતાન પ્રતિ જુએછે. વાસ્તવિક રીતે જોઇએ તો તે પોતાના સંતાનને માટે જીવેછે, અને સંતાનનેજ તે પોતાનું સર્વસ્વ ગણતી હોવાથી તેનાપર તેનું હેત અવિચળ રહેછે, અને એ પ્રમાણેના પોતાના અવર્ણિય પ્રેમ તથા મમતાને લેઇને તેમજ આ ખારા સંસારમાં સંતાનને મીઠી વીરડી સમાન ગણીને તે પોતાનું ગમે તેવું દુઃખ, દરદ, ગરીબાઇ તથા વ્હાલાંનો વિયોગ ઘણીવાર વિસરી જાયછે તથા પ્યાર અને સંતાપમાં પોતાની જીંદગી નિર્ગમન કરેછે.

બીજાં પ્રાણીઓનાં બચ્ચાંને પણ અમુક અમુક પ્રકારે પોતાની માનો લ્હાવ તથા તેનું રક્ષણ મળી શકેછે.

કૂકડી સ્વભાવથી ગમે તેટલી બીકણ હોયછે, તોપણ તે પોતાનાં બચ્ચાંને છેડવા આવનારની સામે ધસ્યા વિના રહેતી નથી ! ગાય વગડામાં ચરીને પાછી જ્યારે ઘેર આવેછે કે તુરત પોતાના બચ્ચાંને ચાટીને વ્હાલ બતાવવા માંડેછે ! બિલાડી પોતીકાં નાનાં બચ્ચાંને પોતાના મોઢામાં ઘાલીને એક ઘેરથી બીજે ઘેર લઇ જાયછે ત્યારે

પોતાના દાંત તેમને જરા પણ લાગવા દેતી નથી, અને એનીપર તે પોતાના પંજા ફેરવે ત્યારે પોતાના નખ એ પંજામાં ઘાલી દેછે કે જેથી તે બચ્ચાંને વાગે નહીં. સિંહણ, પોતાના બચ્ચાને કોઇ પકડવા આવે તો બેહદ જુસ્સાથી તેની સામે થયા વિના રહેતી નથી.

સઘળા દેશનાં બાળક **મા** એ શબ્દ પ્રથમારંભે શીખેછે. આખી પ્રજાની ઘડનાર મા છે એટલે પ્રજાનાં લક્ષણ માથીજ બંધાયછે, જેથી મા એ દેશની સમગ્ર પ્રજાની પણ મા છે. એક પ્રજાનાં ગુણ, સ્વભાવ ને લક્ષણ ઉપરથી તેની માતાઓનાં ગુણ, સ્વભાવ ને લક્ષણ પ્રત્યક્ષ થાય છે. માતાની શકિત જેવી તેવી નથી. ઇંગ્લેંડમાં એક કહેવત છે કે **"જે હાથ પારણું હીંચોળેછે તે પૃથ્વીનું રાજ્ય ચલાવેછે."**

**મા** શબ્દ કેળવણીનું બીજું નામ છે. મા એ એકજ શબ્દમાં શિક્ષણની આખી પદ્ધતિ સમાઇ ગયેલીછે. સર્વ ગુરૂમાં માતા એ પરમ ગુરૂ છે. ભારતમાં કહ્યું છે કે "**नास्ति मातृ समो गुरु**" માતા તુલ્ય શિક્ષણ બીજાથી આપી શકાતું નથી. હરબર્ટ સ્પેનસરના કહેવા પ્રમાણે **"એક સુશિક્ષિત માતા સો શિક્ષકની ગરજ સારેછે."**

માતા એક સૂચક વાક્ય કે શબ્દ કહે, સાબાશી આપે, કે બાળકનું અમુક સારૂં કાર્ય જોઇને પરમ હર્ષથી તેને ચુંબન કરે તેની કોઇ વખત એટલી બધી અસર થાયછે કે તેથી કરીને તે બાળક આગળ જતાં મહાન્ ચિત્રકાર, કવિ, નિપુણ રાજ્યકારી કે પરદુ:ખભંજન થઇ પડેછે. કેટલાં બધાં પ્રસિદ્ધ મનુષ્યો પોતાની માતાની મોટાઇ, ભલપણ ને પ્રવીણપણા વગેરેનાં આભારી હોયછે! જગતમાં ઘણાં મનુષ્યો પોતાના વિધવિધ સદ્દગુણોને માટે જનમંડળમાં ભારે પ્રતિષ્ઠા મેળવી પોતાનાં નામ અમર કરી ગયાંછે, તે તેમની સુજ્ઞ માતાઓ તરફથી નાનપણમાં થયેલ ઉત્તમ સંસ્કારોનુંજ પરિણામ માત્ર જણાયછે.

અમેરિકાવાળા પ્રેન્ટીસને કોઇએ એક વાર કહેલું કે "તમારા જેવા સુપુત્રને માટે તમારી માતાને ખરેખરી મુબારકબાદી ઘટેછે." ત્યારે તેણે તુરતજ તેનો જવાબ આપ્યો હતો કે "એમ કરવાને બદલે તેના દીકરાનેજ મુબારકબાદી આપોની કે જેને એવી લાયક માતા મળેલીછે !"

માતાએ પોતાના સંતાનને બાળ વયમાં સર્વોત્કૃષ્ટ કેળવણી આપી હોય તો તેની ઉત્તમ અસર માત્ર તેના ઘરમાં, ગામમાં કે દેશમાંજ નહીં, પરંતુ દુનિયાંના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચી વળવાને પણ સમર્થ થાયછે. જેમ એક નાના તળાવમાં ઘણી વજનદાર મોટી ચીજ ફેંકીએ તેની અસરથી લ્હેરોપર લ્હેરો થતાં તે તરંગો એક છેડાથી બીજા છેડા સુધી પહોંચી જાયછે તે પ્રમાણે એક લાયક માતાએ પોતાના બાળકને આપેલી કેળવણીની અસર તેના બાળક ઉપરજ માત્ર થતી નથી, પરંતુ બીજા અસંખ્ય મનુષ્યપર થાય છે, મતલબ એક માતાપર માત્ર તેના બચ્ચાનાજ ભવિષ્યનો આધાર નથી, પરંતુ ઉંડાં ઉતરીને જોઇએ તો દેશના તેમજ દુનિયાંના ભવિષ્યનો પણ તેની ઉપર આધાર રહેલોછે. સુશિક્ષિત માતા એ સૃષ્ટિનું અમૂલ્ય રત્ન છે, રત્નની ખાણ છે; વળી તે એક દેવી છે તથા અદ્‌ભૂત શકિત છે.

"The mother makes or mars the child." માતાજ બાળકનું ભવિષ્ય સુધારેછે અથવા બગાડેછે. બચ્ચાનું ભવિષ્યમાં ઇષ્ટ કે અનિષ્ટ થવું તેનો આધાર મુખ્યત્વે કરીને તેની મા ઉપર અવલંબી રહેલછે.

માતા એ પોતાના બાળકની ખરેખરી વિધાતા છે. જ્યારે કોઇ બાળકનું અમુક કામ તુચ્છકારને પાત્ર જણાયછે ત્યારે લોકો કહેછે કે **"ખરેખરો વિધાત્રાનોજ વાંક છે !"** એ વિધાત્રા તે વાસ્તવિક રીતે જોઇએ તો તે બાળકની માતાને જ સમજવી !

જન્મથી આશરે એ પાંચ વરસ સુધીની કુમળી વયમાં બાળકને તેની માતાનીજ પ્રતિમા રાતદિવસ નજરે પડેછે, મતલબ તેનોજ સહવાસ તેને ઘણો વખત સુધી રહેછે. જેની સોબત મૂળથી રહે, વળી લાંબો વખત સુધી રહે તેની અસર જેમ વધારે થાય, તેમ તે વધારે વખત સુધી ટકે એ દેખીતું છે. જેવા નિશાળના શિક્ષક તેવા તેમના શિષ્ય થયેલા હોય એવું ભાગ્યેજ જોવામાં આવેછે, તેનું કારણ કે દરેક વર્ષે બહાર પડતાં જ્યોતિષનાં **'પંચાંગ'** કે વાર્ષિક ડાયરી બુક (રોજનિશી) ની પેઠે એવા શિક્ષકો ઘણુંકરીને વરસે ને વરસે બદલાઇ જાયછે, જેથી અમુક એક શિક્ષકનો પરિચય બાળકને વધારે મુદત સુધી કાયમ રહેતો નહીં હોવાથી તેવા શિક્ષકના પ્રસંગની અસર તેના અંતઃકરણપર સ્થાયી થયેલી હોય એવું કોઇજ વખત જોવામાં આવેછે.

માતામાં પ્રેમ, નરમાશ ને કોમળપણું કુદરતી રીતેજ વિશેષ હોવાથી બાળકમાં અપ્રકટ રહેલ સહૃદયતાનાં બીજને ઘટિત પ્રકારે પોષણ આપી હૃદયની ખીલવટ કરવા તથા પ્યાર અને દયા વગેરેની વિધવિધ પ્રકારની લાગણીઓને કેળવવા માટે તે સ્વાભાવિક રીતેજ વિશેષ યોગ્ય ગણાયછે.

જી૦ ટી૦ મેકેન્ઝી નામનો વિદ્વાન કહી ગયોછે કે "મનુષ્યને તેની માતાના બોધથી જેવું સ્વરૂપ મળ્યું હોય તેવો તે થાયછે." આપણા સુપ્રસિદ્ધ દેશભક્ત મહાત્મા દાદાભાઇ નવરોજજીએ એક પ્રસંગે કહેલું કે "હું જે છું તે એનો (પોતાની માતાનો) કરેલો છું." એ કથન ઉપરના અભિપ્રાયને યથાર્થ પુષ્ટી આપેછે.

"મેં પોતાના જીવનમાં જે ઉત્સાહ, આગ્રહ, સતત ઉદ્યોગ, આત્મ સંયમ અને નિયમિતપણું વગેરે ગુણો મેળવ્યાછે તે સર્વ ગુણ પ્રાપ્ત કરવામાં મારી માતાએ મને ઘણી મદદ કરેલીછે." તેમજ "દેશને આબાદ કરવો હોય તો માતાઓને યોગ્ય કેળવણી આપવી જોઇએ." એમ નેપોલ્યન બોનાપાર્ટે કહેલુંછે, તે યથાર્થ છે. માતાઓ પોતાની ફરજ

બરાબર સમજતી થયા સિવાય દેશની ખરેખરી ઉન્નતિ કદી પણ થઇ શકે નહીં.

હિન્દી માતાઓના પ્રેમને કેટલાંક જણ ગાંડો પ્રેમ કહેછે, તે પોતાના બાળકપર જે પ્રકારે અને જેટલું હેત રાખેછે, તેટલું હેત બીજા દેશની માતાઓ ભાગ્યેજ રાખતી હશે એમ કહેવાયછે. એવી માતાઓ પોતાના બાળકને ખરાબ કામ કરતું જુએછે, તોપણ તેઓ તેને બચ્ચું ગણીને એવું કામ કરતાં અટકાવતી નથી, પણ તે મોટું થશે, અક્કલ આવશે ત્યારે સમજશે, સુધરશે એમ કહીને તે વાત જતી કરેછે, તેનું પરિણામ સારૂં આવતું નથી અને આવે પણ નહીંજ.

કોઇ બાળક નકામી હઠ લેઇને રડતું હોય, કકળતું હોય કે ધાંધલ મચાવતું હોય તો માનું કાળજું તેથી કોરાઇ જાયછે, અને તેનાં બે ચાર આંસુ બચાવવા માટે પોતાના મનની નિર્બળતા બતાવીને તે પોતાના સંતાનને છાતી સરસું દાબેછે, તથા તેની મરજીને તાબે થઇને તેને મનધાર્યું કરવા દેછે, અને તે જે માગે તે આપેછે, એથી કરીને તે બાળકને હઠીલા થવાની ટેવ પડવામાં ન જોઇતું ઉત્તેજન મળેછે.

કોઇ સહજ કઠણ છાતીની માતા, એવે પ્રસંગે બાળકને શરીર શિક્ષા કરેછે, પરંતુ તેમ કર્યા પછી તેને પાછું ઓછું આવી જાયછે, અને પ્યારની તીવ્ર લાગણીથી તે પોતે એ બાળકની સામે ડુસકાં ભરવા લાગેછે !

કેટલાક અપરાધ એવી માતાનાં મનથી નજીવા લાગેછે, પણ તે બચ્ચાંને માટે ઘણીવાર મોટા હોયછે. પોતીકાં બચ્ચાનો ગમે તેવો મોટો અવગુણ માતાને મનથી છેક છોટો જણાયછે, પરંતુ તેનો કોઇ પણ નાનો ગુણ પોતાના મનથી બહુજ મોટો લાગેછે ! જોઇએ તે કરતાં

વધારે પડતા પ્યારનું એ પરિણામ છે. જેમ સઘળી ચીજની હદ હોય છે તેમ પ્યારની પણ કાંઇ હદ હોવી જોઇએ, પરંતુ માતાઓના સંબંધમાં જોઇએ તો તેમ ભાગ્યેજ હોઇ શકેછે.

**"ડાહ્યો દીકરો દેશાવર ભોગવે."** એવી આપણામાં કહેવત ચાલે છે, પણ તે પ્રમાણે પોતાનો દીકરો નોકરી ધંધા માટે પરભૂમિમાં વસે તે તેવી માતાના મનથી કદી પરવડતું નથી. તેના મનથી તો સદા એમજ રહ્યા કરેછે કે, પોતાનો પુત્ર ભલે ગમે તેટલું ઓછું કમાય પણ તે સદા પોતાની નજર આગળ રહે તોજ સારૂં. "થોડું મળશે તો થોડું ખાઇશું" એમ તે કહેછે. માવતર છોકરા હમેશાં ભેળાં રહે એજ ઠીક, એમ અતિશય પ્યાર અને ઓછી સમજણને પરિણામે તેને લાગેછે.

---

## માબાપ.

આ સૃષ્ટિમાં માબાપનાં સરખું અનન્ય પ્યાર તથા સંભાળ રાખનારૂં બીજું કોઇ સગું નથી. લોકોમાં સામાન્ય રીતે એવું કહેવાયછે કે પૈસા ખરચ્યાથી બીજાં સર્વ વાનાં મળી શકેછે પરંતુ મા અને બાપ કદાએ મળતાં નથી.

માબાપને પોતાનાં સંતાન પ્રત્યે સ્વાભાવિક રીતે જ વાત્સલ્ય પ્રેમ ઉદ્દભવેછે, તેવો પ્રેમ બીજાં પ્રત્યે ક્વચિતજ પેદા થાયછે. મોટી ઉમરના અમુક માણસ કોઇની ઉપર ઘણુંજ હેત રાખેછે ત્યારે તેની પ્રશંસામાં પ્રસંગોપાત તે એમ કહેછે કે ફલાણું માણસ મારી ઉપર પોતાના દીકરા કે પોતાની દીકરીના જેટલું હેત રાખેછે. એવા કથન ઉપરથી પણ સિધ્ધ થાયછે કે માબાપ પોતાના સંતાન પ્રત્યે કુદરતી રીતેજ અલૌકિક પ્રેમ તથા મમતા ધરાવેછે.

જેના માબાપ તેની બાલ્યાવસ્થામાંજ મરી ગયાં હોય તે બિચારાને પોતાના માબાપનો પ્યાર કેટલો બધો અગાધ તથા અવર્ણીય હોયછે તેનો વાસ્તવિક ખ્યાલ સ્વપ્ને પણ આવી શકતો નથી ! નાનપણમાંથી જેને માબાપનો વિયોગ થયેલ હોય તે એવા નિખાલસ પ્યારના અનુભવની બાબતમાં ખરેખર નિર્ભાગી ને દયાપાત્ર ગણાયછે.

મા અને બાપમાં પણ નિઃસ્વાર્થ તથા નિરંતર પ્રેમ રાખવામાં મા પ્રથમ પંક્તિએ છે, કેમકે પિતા કરતાં માતાનો પ્યાર કુદરતી રીતેજ વિશેષ હોયછે. તે પોતાના બચ્ચાંને ઉછેરવામાં તથા તેનું જતન કરવામાં જે કાંઇ સહન કરવું પડે તે ખુશીથી સહન કરેછે, તથા તેમાં તે નથી કંટાળતી કે થાકતી.

નાનાં બચ્ચાંને ઉછેરીને મોટાં કરવાનો બોજો મા જેટલો ઉઠાવી શકેછે તેટલો બાપ કે બીજું કોઇ પણ ઉપાડી શકે તેવો સંભવ નથી. વળી તેમનાં ઘરની પૈસા સંબંધી સ્થિતિ છેકજ ગરીબ હોય તોપણ રળનાર પુરુષની ગેરહાજરીમાં મા બીજાનું દળીભરડીને તથા બીજું ગમે તેવું અ.કરૂં વૈતરૂં કરીને પણ પ્યાર તથા મમતાથી પોતીકાં બચ્ચાંનું પેટ ભરેછે.

કાંઇ સારી ને સ્વદિષ્ટ ચીજ ખાવાને મળેલી હોય તો તેમાંથી ઘણીવાર પોતે કાંઇપણ ન ખાતાં તે બધી પોતાના પ્યારા બાળકને આપીને તેને સંતોષેછે. ઘરમાં પૂરતું ખાવાનું કદી ન મળે તો પોતે થોડીઘણી ભૂખ પણ વેઠેછે, તેમજ બીજી ઘણી રીતે કષ્ટ ભોગવીને અને વિપત્તિ વેઠીને પણ પોતાના પ્રાણ સમાન સંતાનને સંતુષ્ટ કરવાને સદા પ્રયત્નશીલ રહેછે તથા બનતાંસુધી તે બચ્ચાને કોઇ રીતે ઉણું પડવા દેતી નથી. વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી આપણા દેશમાં કાદોકદમીથી કહેવત ચાલતી આવેછે કે "ઘોડે ચઢતો બાપ મરજો,

**પણ રેંટીઓ કાંતતી મા મરશો નહીં.**" કેમકે માની જગો ખાલી પડે તો તે બીજા કોઇથી પુરાતી નથી.

બાળકનાં આચરણ અને રીતભાત વગેરેના સંબંધમાં જોઇએ તો તે માટે જેમ માની તેમજ બાપની જવાબદારી અને જોખમદારી લગભગ સરખી ગણાયછે. "**માબાપ તેવાં છોકરાં**" એવી આપણામાં કહેવત ચાલેછે. ઇંગ્રેજીમાં પણ એને મળતી કહેવત છે કે "Like father & mother like son and daughter" જેવો આહાર તેવો ઓડકાર હોયછે, તે પ્રમાણે જેવાં માબાપ હોય તેવાં તેમનાં સંતાન પણ ઘણું કરીને નીવડેછે. માબાપ લાયક હોય તો તેમની પ્રજા પણ લાયક થવાનો ઘણો સંભવ છે. "**મોરનાં ઇંડાંને ચીતરવાં પડતાં નથી.**" સિંહના બચ્ચાં સિંહના જેવાંજ થાયછે. જેવું સૂતર હોય તેવું તેનું કપડું બનેછે. બચ્ચાંમાં સારી મનોવૃત્તિ, સુલક્ષણ, તેમજ કામ કરવાની માનસિક તથા શારીરિક શક્તિ હોયછે, તે ઘણે ભાગે તેના માબાપ તરફથી કુદરતી રીતે મળેલા વારસા સરખી હોયછે. વૃક્ષની પરીક્ષા જેમ તેનાં ફળ ઉપરથી થાયછે તેમ માબાપનાં ચાલચલણની તુલના ઘણીવાર તેમની પ્રજા ઉપરથી પણ થઇ શકેછે, કેમકે માતપિતાની છાયા જેવી તેમના બાળકપર પડેછે તેવી પરાયા માણસની પડતી નથી. ઘણા પ્રસંગમાં બાળક એ પોતાના માબાપનાં આચરણના આયનારૂપ હોયછે, જેથી કોઇ બાળકના આચાર, વિચાર કે વર્ત્તન ઉપર ટીકા કરવી એ પરોક્ષ રીતે તેના માતપિતાપર ટીકા કરવા બરાબર છે.

બાળક ભવિષ્યમાં કોઇપણ પ્રકારનું ઉત્તમ કાર્ય કરી બતાવે તો તેનાં માબાપને પણ થોડે કે વધારે અંશે તેના યશના ભાગીદાર ગણવામાં આવેછે તે આ રીતેઃ—ઘણા લોકોને ઉપકારક થઇ પડે તેવું કે

સ્વદેશ સેવાનું કંઇપણ સ્તુતિપાત્ર કામ કોઇ મનુષ્ય તરફથી થયેલું પ્રસિદ્ધીમાં આવેછે, ત્યારે જનસમુહ એકે અવાજે ખુશીથી ઉચ્ચરેછે કે "**રંગ છે એની માને,**" અથવા "**ધન્ય છે એના માતપિતાને.**" એ પ્રમાણે તે વખાણવા લાયક કામ કરનાર એકલાનેજ તે કૃત્યનો સઘળો યશ અર્પવાને બદલે તેમાંથી તેની માતાને અથવા માતપિતાને અમુક હિસ્સો વગર માગણીએ લોકો આપોઆપ અર્પેછે તેનું કારણ શું ? કારણ એજ કે જો તેની માએ અથવા માબાપે તેના હૃદયના એવા ઉત્તમ ગુણના અંકુરને નાનપણથી જોઇતું પોષણ આપી પુષ્ટ કર્યું ન હોત તો પરિણામે તેમાંથી તેવું ઉત્તમ ફળ નીપજવાનો સંભવ રહેત નહીં.

ઇંગ્રેજ બાળકો હિન્દી બાળકો કરતાં સામાન્ય રીતે જોતાં વિશેષ બુદ્ધિશાળી તથા ચાલાક જોવામાં આવેછે તે તેમનાં કેળવાએલાં માબાપ તથા આસપાસના ઉત્તમ વાતાવરણનો પ્રતાપ સમજવો.

"**થોરે કેળાં ને આંબે લીંબોળી.**" એવી લોકોકિત કોઇ વખત સંભળાયછે. કાદવમાં કમળ થાયછે, તેમ ક્વચિત કોઇ મૂર્ખ માબાપનાં સંતાન ઘણાં ડાહ્યાં થાયછે; એ રીતે નાસ્તિકનાં આસ્તિક, જૂઠાનાં સાચાં, દુર્ગુણીનાં સદ્‌ગુણી, અભિમાનીનાં નિરભિમાની, અવિવેકીનાં વિવેકી અથવા કૃપણનાં સંતાન ઉદાર પણ થાયછે. મહાત્મા કબીરને માટે એવું કહેવાએલુંછે કે—"**મા તર્કડી, બાપ જુલૈયા, પુત્ર ભયે બ્રહ્મજ્ઞાની હો.**" પરંતુ એવાં ઉદાહરણ માત્ર અપવાદ તરીકે હોયછે. સામાન્ય રીતે જોતાં તે પ્રમાણે બહુ થોડું બનેછે, તેથી તે ઉપર બહુ આધાર રાખવા સરખું નથી.

બીજી બાજુ દ્રષ્ટિપાત કરીએ તો કેટલાંક બુદ્ધિશાળી અને સ્વ-પરાક્રમી માબાપનાં સંતાન તેમનાથી સવાઇ કરે તેવાં તો શું પરંતુ

તેમના સરખાં પણ થતાં નથી. "**દીવા પાછળ અંધારૂં.**" એ કહેવત પ્રમાણે તેઓ નિર્માલ્ય અને મીઠાં વિનાનાં નીવડેછે, મતલબ મોટાં માણસની પાછળ મોટાં મીંડાં થાયછે. પોતાનાં સારાં કૃત્યથી માબાપનું નામ રાખે તેવાં થતાં નથી, પણ પોતાનું નામ બોળે તેવાં અને માબાપનાં નામને નામોશી લગાડે તેવાં થાયછે. કેટલાક દીકરાઓ ફાંકડા અને ફક્કડ થઇને છેલબટાઉની પેઠે ફરેછે, અને મોજશોખ કર્યાં કરેછે, એટલે લોકો "**બડે બાપકે પુત**" કહીને તેમનું હાસ્ય કરેછે. આવાં દ્રષ્ટાંત અપવાદ તરીકે ઘણાં મળેછે.

# કેળવણી.

કેળવણી એ સર્વે સુધારાનું મૂળ છે. પ્રત્યેક પ્રકારના સદ્દગુણ અને શોધની કુંચી છે. કેળવણી એ ઉત્તમોત્તમ ફળને અર્પનારી દેવી છે. કેળવણી એ એક વ્યકિત, એક કુટુંબ, ગામ, કે એક દેશનુંજ નહીં, પણ તે દુનિયાંનાં સમગ્ર મનુષ્યનું કલ્યાણ કરી શકેછે. કેળવણીનું મહત્ત્વ જેવું તેવું નથી. તેનો અર્થ ઘણોજ વિસ્તૃત છે, પણ ઘણા માણસો તેનો અર્થ બહુજ સાંકડી હદમાં કરેછે. કેળવણી શબ્દનો અર્થ ટુંકામાં કહીએ તો બાળકોને સારી રીતે ઉછેરવાં માટે તેમની શારીરિક, માનસિક તથા આત્મિક શકિતઓને તે જેટલી ખીલવી શકાય તેટલી ખીલવવી, તેમની ચાલચલગત સુધારવી, તેમને સારી રીતભાત શીખવીને સદ્દવર્ત્તનશાળી કરવાં તેમજ તેમને વિજ્ઞાનમાં આગળ વધારવાં એટલો કરી શકાય; પણ એ શક્તિઓને જો બચપણથી કેળવવામાં આવે તોજ કેળવાયછે. પાકી ઉમર થઇ ગયા પછી જો તેને કેળવવાનો પ્રારંભ કરે તો તેનો વિકાશ થઇ શકતો નથી.

બાળકમાં અવલોકનશકિત, કલ્પનાશકિત, કારણશકિત, વિચાર શકિત, સ્મરણશકિત, તર્કશકિત, ઇચ્છાશકિત, તોલનશકિત, ધ્યાન શકિત, અને ગ્રહણશક્તિ વગેરે શકિતઓનાં બીજ હોય તેને કામે લગાડીને–કસીને તેનો જેટલો બને તેટલો વિકાસ કરવો કે જેથી તરેહ તરેહની બાબતોનું જ્ઞાન મેળવવાની તેમની જિજ્ઞાસા સતેજ થતી જાય તેનું નામ કેળવણી. સારી વૃત્તિ અને કોમળ લાગણીઓને ખીલવવી એ હૃદયની કેળવણી છે. હૃદયને કેળવ્યાથી આચાર સુધરેછે. બાળકને હૃદયની કેળવણી આપવાની પોતાની ખાસ ને મુખ્ય ફરજ છે એવું થોડાંજ માબાપ સમજતાં જણાયછે.

કેળવણી સહૃદયતા સંપાદન કરવાનું તથા બુદ્ધિને સ્ફૂટ કરવા વગેરેનું મુખ્ય સાધન છે, પણ સામાન્ય નજરે જોઇએ તો આજકાલ તેને માત્ર આર્થિક સ્થિતિ સુધારવાના સાધનરૂપ સમજવામાં આવેછે, તેથી કોઇ પણ નોકરી ધંધાને માટે લાયકાત મળે તેટલા પૂરતું ભાવજ્ઞાન ને બુધ્ધિબળ મેળવવાની તજવીજ કરવામાં આવેછે. પોતાના બાળકને શાળાની પરીક્ષામાં પાસ કરાવવાના હેતુથી ભણાવનાર માબાપ હિન્દમાં પાર વગરનાં છે, પણ ખાસ રીતે તેમનાં ચારિત્ર સુધારવા માટે ભણાવનાર માબાપની સંખ્યા અતિશય જૂજ જોવામાં આવેછે. આવા પ્રકારની પરિસ્થિતિ ચાલતી હોવાથી હિન્દી યુવાનોમાં સ્વતંત્ર વિચાર કરવાવાળા, સ્વતંત્ર લેખ લખવાવાળા, નવીન ને ઉપયોગી હુન્નરકળાના શોધવાવાળા, લોકમતને સારી રીતે કેળવવાવાળા, સ્વદેશોત્કર્ષને માટે પોતાનાં તન, મન ને ધન અર્પણ કરે તેવા ઉત્તમ ચારિત્રવાળા હિન્દની આશરે ત્રીશ કરોડ માણસની વસ્તીમાં કેટલા જૂજ જણ હશે તે વિષે વિચાર કરવાથી સ્પષ્ટ સમજાશે.

બુદ્ધિ એ એક શકિત છે અને એ શકિતનો ઉપયોગ જેમ સારા કામમાં તેમજ નરતા કામમાં પણ થઇ શકેછે; એટલે જે બુધ્ધિવાળો હોય તે નીતિવાળો પણ હોવો જોઇએ એવો કાંઇ મેળ નથી. બુદ્ધિ પણ બધામાં સરખી હોતી નથી. કોઇ સાધારણ બુધ્ધિનાં, કોઇ અસાધારણ બુધ્ધિનાં, તો કોઇ છેક મંદ બુદ્ધિના પણ હોય છે, તેથી "**બુદ્ધિ કોઇના બાપની નથી.**" એવી લોકોકિત ચાલેછે. દુનિયાંમાં કોઇ પણ બે વ્યકિતની બુદ્ધિ, વિચાર, વલણ, ચહેરા, ગુણ, સ્વભાવ પ્રકૃતિ તેમજ હસ્તાક્ષર એક સરખાં હોતાં નથી એ કુદરતની સાનંદાશ્ચર્ય પામવા સરખી ખૂબી છે. બુધ્ધિની શકિતઓ ક્રમસર અને ધીમે ધીમે ખીલે તેજ પસંદ કરવાલાયક છે. જેમની બુધ્ધિ નાનપણમાં—અકાળે વધારે પડતી પરિપકવ થાય તો તેનું ઘણી વાર અનિષ્ટ પરિણામ

આવેછે. અલંકાર શાસ્ત્રવેત્તા હરમોજેનિસ પંદર વરસની ઉમરમાં રો-મનગરમાં ગ્રીક ભાષામાં ચિત્તાકર્ષક ભાષણો આપતો હતો તે પોતાની વીશ વર્ષની વયે દીવાનો થઇ ગયો હતો.

બચ્ચું આ દુનિયામાં પહેલો દમ લેછે ત્યારથીજ તેની કેળવણીનું મૂળ મંડાણ થાયછે, તથા તે છેલ્લો દમ ખેંચે ત્યાં સુધી એ કેળવણીનુ કામ નિરંતર ચાલ્યા કરેછે. માણસ હજારો વર્ષનું આયુષ્ય ભોગવે તોપણ કેળવણીની પૂર્ણાહુતિ થઇ શકે નહીં. બાળક જેટલો વખત જા-ગ્રત રહે તે વખતમાં તે જે કાંઇ જુએ, સાંભળે, અનુભવે, તેમાંથી કાંઇ પણ સારૂં નરસું તે શીખ્યાજ કરેછે. બાળકને જ્યારે નિશાળે બે-સાડવામાં આવેછે, ત્યારેજ તેની કેળવણી શરૂ થાયછે, એવું માનનારા ગંભીર ભૂલ કરેછે. વાંચવું, લખવું અને હિસાબ ગણવા એ કેળ-વણીનો એક ભાગ છે ખરો, પરંતુ તેનેજ ફક્ત કેળવણી કહેવાય, અને બીજા કશાનો કેળવણીમાં સમાવેશ થતો નથી એમ કોઇએ અને કદાએ ધારવું જોઇતું નથી. કેળવણી શબ્દ જાણે ઘર અને માબાપ વગેરે સાથે નહીં, પરંતુ શાળા અને ત્યાંના શિક્ષકો સાથે તાલુકો રાખેછે, એવી કેટલાંક માબાપની તથા બીજા સામાન્ય લોકોની સમજણ છે. સઘળી જાતની અને સંપુર્ણ કેળવણી નિશાળના ચાર ખૂણા વચ્ચે ગમે તેટલો વખત વ્યતિત કરવામાં આવે તોપણ મળી શકે નહીં. એમ છતાં સામાન્ય લોકો તો નિશાળનેજ કેળવણીનું મુખ્ય ધામ ગણેછે!

વિધવિધ પ્રકારની કેળવણી ઘર જેટલી બીજી કોઇ પણ નિશાળ કે કાલેજમાંથી મળી શકતી નથી. કેળવણી આપવાનું કામ મુખ્યત્વે કરીને માબાપનુંજ છે. ઘણામાં ઘણી ને સારામાં સારી કેળવણી સુશિક્ષિત માબાપ આપી શકે.

જેમ વખત અને સમુદ્રનાં મોજાં કોઇને માટે રાહ જોઇને થો-ભતાં નથી, તે પ્રમાણે કેળવણી પણ માબાપ પોતાનાં બાળકને નિશાળે

બેસાડે ત્યાં સુધી પોતાનું કાર્ય મુલતવી રાખતી નથી. બચ્ચાના જન્મની સાથે તેની કેળવણીનો પણ જન્મ થાયછે.

અત્યારે જ્યાં જુઓ ત્યાં કેળવણી શબ્દ ગાજી રહ્યોછે, પણ તે તેના જોઇએ તેવા ખરા અર્થમાં અને ખરા સ્વરૂપમાં ગાજતો જણાતો નથી. ખરેખરી અને મોટા વિસ્તારમાં જો કેળવણી ક્યાંઇ મળતી હોય તો તે શાળા અને કોલેજોમાંજ મળેછે, એવી લોકોની સામાન્ય માન્યતા હોવાથી એવા ખાતા એકલાનેજ કેળવણીખાતું એવું નામ હાલના વખતમાં રાજા પ્રજા તરફથી આપવામાં આવ્યું છે, પણ વાસ્તવીક જોઇએ તો પ્રત્યેક ઘર એ પ્રથમારંભનું કેળવણી ખાતું છે. તેમ દરેક મહોલ્લો, પ્રત્યેક પ્રકારનું હુન્નર ઉદ્યોગનું કારખાનું, દરેક કચેરી, રાજદરબાર, બજાર, જૂદી જૂદી જાતનાં સંગ્રહસ્થાન, સંસ્થા, સાગર, પર્વત, જંગલ, અખાડો ઇત્યાદિ ઇત્યાદિ નાનાં મોટાં કેળવણી ખાતાં છે, અર્થાત્ કેળવણી ખાતા પાર વગરનાં છે. આ દુનિયાં પણ એક જબરદસ્ત અને વિશાળમાં વિશાળ કેળવણી ખાતું છે, કે જેમાંથી ભિન્ન ભિન્ન પ્રકારની કેળવણી પ્રાપ્ત થઇ શકેછે.

આપણા દેશમાં કેળવણીનો શબ્દ સેંકડો વર્ષ થયાં જો બોલાતો આવતો હોય તો તે "**ઘઉંની કણેકને જેમ કેળવીએ તેમ કેળવાય.**" એ પ્રમાણેની કહેવતમાં બોલાયછે. માબાપે બાળકને કેળવવાં, સાસુએ વહુને કેળવવી, ઉપરીએ તાબાનાં માણસોને કેળવવાં, માળીએ પોતાની વાટિકાના છોડ અને વેલા વગેરેને કેળવવાં એમ કહેવાયછે. ખેતરમાં પાક સારો થાય એમ કરવું એ પણ કેળવણી છે, ખોરાકની ચીજોને પકવીને તેને ખૂબ સ્વાદિષ્ટ ને પોષણકારક બનાવવી તે પણ કેળવણી છે. કેળવણી કાંઇ એક જાતની હોતી નથી. સેંકડો જાતની હોયછે.

કેળવણીની અસર માત્ર માણસો ઉપરજ થાયછે એમ નથી,

પક્ષીઓ અને પશુઓને પણ યોગ્ય શિક્ષણ આપ્યાથી તે પણ તેમની બુદ્ધિ પ્રમાણે કેટલુંક શીખી શકેછે. પોપટને બોલતાં શીખવ્યાથી તે માણસના જેવા કેટલાક શબ્દો બોલતાં શીખેછે, તેમજ બંદુક ફોડવા વગેરેનું કામ પણ કરી શકેછે, તેમજ ઘટતી તાલીમ આપ્યાથી ઘોડા, ગધેડા, બળદ, ઉંટ, હાથી અને કૂતરાં વગેરે માણસની સેવાને માટે ઉપયોગી થઇ શકેછે.

જંગલીમાં જંગલી ને ફાડી ખાનારાં ક્રૂર જનાવરોને પણ યોગ્ય રીતે કેળવણી આપ્યાથી તે માણસો વગેરે સાથે કેવાં હળી જાયછે, તેમજ હેરત પામવા સરખા જાતજાતના ખેલ કરી બતાવેછે તેનો આબેહુબ ચિતાર ' સરકસ ' માં પ્રેક્ષકો સમક્ષ ખડો થાયછે. કેળવણીના અભાવે મનુષ્ય પ્રાણી પણ જંગલી પશુ સરખું રહેછે, તથા તેની કેટલીક શક્તિઓ ગુપ્ત રહી જાયછે તો કેટલીકનો બીલકુલ ઉપયોગ ન થવાથી નષ્ટ પણ થઇ જાયછે. કેળવણીના પ્રભાવે વિકરાળ પ્રાણીઓનું હેવાનીયતપણું નાબુદ થતાં તે ઉત્તમપણું પામીને ઘણો સારો દેખાવ કરી શકેછે. મનુષ્યને પોતાનું મનુષ્યપણું કેળવણીથીજ પ્રાપ્ત થાયછે. આત્મિક શક્તિઓ પણ કેળવણીથીજ ઉન્નત થઇ શકેછે. આપણા સુપ્રસિદ્ધ સ્વદેશ ભક્ત દાદાભાઇ નવરોજજીએ એક પ્રસંગે કહેલુંછે કે " હું માનુંછું કે દરેક બાળક ભલે તે ગરીબ હો, અથવા તો રૂપાને ઘુઘરે રમતો હો, પણ તે પ્રત્યેકને તે જેટલી કેળવણી લેઇ શકે તેટલી લેવાનો પ્રસંગ મળવો જોઇએ. "

**"विद्या वीहीन पशुः"** આકાર માણસનો પણ સ્થિતિ પશુના સરખી મૂળ હોયછે એવા માણસપર બુધ્ધિનો ઘણો સારો પ્રકાશ પાડી તેની જીંદગીનું સ્વરૂપ સારા આકારમાં બદલીને તેને માણસની ઓળમાં કેળવણીજ લાવી શકેછે. કેળવણીથીજ માણસની કિંમત થાયછે. દુનિયાંમાં આબાદ કેમ થવું અને આગળ શી રીતે વધવું

તે કેળવણીથીજ શીખાયછે. કુદરતનું મહત્વ પણ કેળવણીથી જ બરાબર સમજાયછે. ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાળ તરફ કેળવાએલા મનુષ્ય દ્રષ્ટિપાત કરી શકેછે. વગર કેળવાએલા અને આંધળામાં થોડોજ તફાવત છે, કેમકે તે બન્નેને દુનિયાંનો ખ્યાલ નહી સરખો હોયછે.

કેળવણી એ છોકરીનો છોકરો કે ગધેડાનો ઘોડો બનાવી શકતી નથી, તેમજ તે માણસના તન, મન કે બુધ્ધિમાં કોઇપણ તદન નવીજ શક્તિ પેદા કરી શકતી નથી, પરંતુ તેમાં જે દ્રસ્ય અને ગુપ્તપણે જૂદા જૂદા પ્રકારની શક્તિઓનાં બીજ રહેલાં હોય તે શક્તિઓને ધીમે ધીમે ક્રમસર ખીલવીને આગળ પાડવી, તેનો જેટલો અને તેટલો વિકાસ કરવો એ કામ કેળવણી કરી બતાવેછે. માણસ શારીરિક તથા માનસિક શક્તિમાં તથા સહૃદયતામાં તેમજ નૈતિક અને ધાર્મિક સ્થિતિમાં જેટલું ઉન્નત થઇ શકે તેટલું તેને ઉન્નત કરવું, તેમજ એક મનુષ્ય તરીકે તેના અનેક પ્રકારની જે પવિત્ર ફરજો રહેલીછે, તે તેને સારી રીતે સમજાવવી તથા તે ઉત્તમ ચારિત્રવાન થાય તેવી ભાવના તેના અંતઃકરણમાં ઉત્પન્ન કરવી એ કેળવણીનો ઇષ્ટાર્થ છે. જે કેળવણી માત્ર બુધ્ધિનોજ વિકાસ કરે પણ તેથી જો ધાર્મિક, સામાજિક તથા નૈતિક ઉન્નતિમાં આગળ વધી શકાય નહી તો તે વાસ્તવિક કેળવણી કહેવાય નહીં. જે બરાબર સદ્‍ગુણી તથા સત્યપ્રિય થાય નહીં તેમજ પોતાની ઉત્તમ શક્તિઓનો ઉપયોગ પોતાના તથા બીજાઓનાં કલ્યાણ માટે કરે નહીં તેને ખરો કેળવાએલો કહેવાય નહીં.

હાથ કેળવવા હોય તો હાથને કસરત આપવી જોઇએ. શરીરને કેળવવું હોય તો શરીરને કસરત આપવી જોઇએ. બાળકોનાં શરીરનો બાંધો કદાવર ને મજબૂત થાય એવી કેળવણીની ઘણી આવશ્યકતા છે. આ દેશની હાલની પ્રજાના બાંધા અગાઉના સમયના મુકાબલે કેટલાબધા નબળા પડી ગયેલાછે તે ધ્યાનપૂર્વક જેઓ જોતાં તેમજ વિચારતાં

હશે તેઓ ઉપરના વિચારને સંમત થયા વિના નહીં રહે. કોઇ પણ દેશને સુદ્રઢ ને કસાએલા બાંધાવાળી પ્રજાની ઘણી જરૂર રહેલી હોયછે. અમેરિકાની એક મંડળીના મત મુજબ જોઇએ તો "**નિર્બળ રહેવું એ એક દુર્ગુણ છે.**"

બાળકોને માનસિક ગમે તેટલી કેળવણી આપવામાં આવી હોય, પરંતુ તેમનાં શરીર જો કસરતથી બરાબર કસાએલાં નહીં હોય તો તેઓ સંપૂર્ણ કેળવાએલા છે એમ અસલના ગ્રીક અને રોમન લોકો ગણતા નહીં.

કેળવાએલી આંખ, કેળવાએલ કાન, કેળવાએલ નાક, કેળવાએલ હાથ અને કેળવાએલ પગ વગેરે ઘણી સારી રીતે પોતપોતાનું કામ કરી શકેછે.

**કન્યા કેળવણી**—કન્યાઓને કેળવ્યાથી તે વાંઝણી રહેછે, એવા વ્હેમને તો જમાનાએ હવે દૂર કર્યોછે, અને દીકરીઓએ ભણીને શું કરવુંછે ? તેને કયાં વેપાર રોજગાર કરવોછે કે નોકરી ચાકરી કરવા જવુંછે, એવા સવાલની સંખ્યા દિનપરદિન ઘટવા માંડીછે.

કન્યાઓને કેળવણી આપવી એ તેના પતિ તથા પ્રજાનાં સુખ સગવડનાં કામમાં ફાળો આપવા સરખું છે. સારી રીતે કેળવાયાથી તે પોતાની ફરજ બરાબર સમજશે, તથા પોતાનું કામ સંતોષકારક રીતે કરી શકશે. વળી કન્યાની કેળવણીમાં કુટુંબનાં બીજાં માણસોનો પણ સ્વાર્થ સમાએલો છે. કન્યાઓને યોગ્ય શિક્ષણ ન આપતાં જો અજ્ઞાન રાખવામાં આવશે તો તે તેના કર્ત્તવ્યકર્મમાં પછાત રહેશે એમ હવે કેટલેક ઠેકાણે મનાવા લાગ્યુંછે. તે ધર્મપરાયણ, પતિપરાયણ થાય, પોતાની ફરજોનું તેને ભાન થાય તથા તેને અનુસરીને તે પોતાનું વર્ત્તન રાખે, કળવકળથી ઘરનો કારભાર ચલાવે એવી કેળવણી તેમને મળવાની હવે જરૂર જણાવા માંડીછે, તોપણ હજી છોકરાઓની સંખ્યાના પ્રમાણમાં બહુજ ઓછી સંખ્યાની છોકરીઓને કેળવણી આપવામાં આવેછે. જો વાસ્તવિક જોઇએ તો જેમ છોકરા તેમજ છોકરીઓને કેળવણી લેવાનો સરખો હક છે, અને જો વધારે ઉંડા

ઉતરીને જોઇએ તો છોકરા કરતાં છોકરીઓને કેળવણી આપવાની વધારે આવશ્યકતા રહેલીછે, કેમકે તે ભવિષ્યમાં માતાનું પદ પ્રાપ્ત કરે ત્યારે તેના સંતાનની સર્વોત્તમ શિક્ષક થઇ શકે, કેળવણીનો સંગીન પાયો નાંખી શકે તથા પોતાની પ્રજાનું તેમજ દેશની પ્રજાનું ભવિષ્ય સારી રીતે સુધારી શકે તેવી તેને તક મળે; પરંતુ સામાન્ય રીતે જોઇએ તો એ સંબંધમાં ક્રમજ ઉંધો ચાલ્યો આવેછે. પુરુષે પોતાની જાતિ છોકરાને ભણાવવા અને છોકરીઓને ન ભણાવવી એ જાહેર પક્ષપાત છે, અને એવા પક્ષપાતને પરિણામે દીકરીઓને નાનપણમાં તેમનાં માબાપ તરફથી યોગ્ય કેળવણી મળી શકતી નથી.

બાળા સદા બાળાની સ્થિતિમાં રહેતી નથી. વય વધતાં તેની સ્થિતિ બદલાયછે, અને તે એક ગૃહિણી થાયછે. પછી આવતા જમાનાની પ્રજાને જન્મ આપનારી માંતા તથા તેની પાળક ને પોષક થાય છે. સ્ત્રી જાતિને જગત્જનની કહેવામાં આવેછે. આખું જગત્ તે-નાથીજ ઉત્પન્ન થયેલુંછે. સંસાર સ્વર્ગ જેવો સુખદાયક થવો કે નરક જેવો દુઃખપ્રદ નીપજવો તેનો આધાર કન્યા કેળવણી ઉપરજ છે. એક કન્યાને કેળવ્યાથી તેનું ભવિષ્યનું કુટુંબ કેળવાયછે. જુલસ સીમનના કહેવા મુજબ “જો એક સ્ત્રીને જોઇએ તેવી કેળવણી આપ-વામાં આવે તો એમ સમજવું કે એક શાળા સ્થપાઇ ચૂકી.”

કન્યાઓને યોગ્ય રીતે કેળવવામાં આવે તો ભવિષ્યમાં દેશ સારી રીતે આબાદ થાય તેમજ બીજા અનેક પ્રકારની સુધારણા થવાના પ્ર-સંગ પ્રાપ્ત થયા વિના રહે નહીં, જેથી તેમને કેળવીને લાયક કરવી એ સ્વદેશોન્નતિની વૃધ્ધિ કરવા બરાબર છે. પુરુષો એકલા ગમે તેટલા કેળવાએલા હોય, પરંતુ જેમ એક પૈડાથી ગાડું ચાલતું નથી, એક હાથે તાળી પડતી નથી અને એક પાંખથી પંખી ઉડી શકતું નથી, તેમ કેળવણી પામેલી સ્ત્રીઓની મદદને અભાવે સંપૂર્ણ સુધારો એકલા પુરુષોથી કદી પણ થઇ શકતો નથી.

**"એક માતા સો શિક્ષકની ગરજ સારેછે."** એ કહેવત જોતાં પણ દીકરા કરતાં દીકરીઓની કેળવણીનો સવાલ વિશેષ અગત્ય ધરાવે છે, કેમકે માતા જો બરાબર કેળવાએલી હોય તોજ તેના સંતાનની કેળવણીમાં તે સારી રીતે સહાયભૂત થઇ શકેછે. કેળવવાનું કામ બાપ કરતાં માને હિસ્સે કુદરતી રીતે વધારે આવેછે. સુશિક્ષિત માતા પોતાના બાળકપર નાનપણથી અનેક પ્રકારના સદ્દગુણ અને સુનીતિ અને સારી રીતભાત વગેરેની જે છાપ પાડેછે તે તેની જીંદગીપર્યંત આબાદ ટકવાનો સંભવ છે.

સ્ત્રી એ પોતાના પતિની સલાહકાર–મદદગાર સાથી છે. તે જો સારી કેળવાએલી હોય તો સંસાર વ્યાવહાર વગેરેનો પુરુષ ઉપરનો બોજા અરધો-અરધ ઓછો થઇ જાયછે, માટે બાળાઓને નિશાળે મોકલવાની કોઇપણ કારણથી પ્રતિકુળતા હોય તો પછી તેમને ઘેર ભણાવવી જોઇએ.

પુરુષ કરતાં સ્ત્રીમાં દયાભાવ, નરમાસપણું, કોમળપણું, પ્રીતિભાવ ને લાગણી વિશેષ હોયછે, પણ મગજ પુરુષના કરતાં નાનું ને ઉતરતી જાતનું હોયછે, તેમજ શારીરિક બાંધામાં પુરુષના પ્રમાણમાં તે નબળી હોવાથી હિમત અને સાહસ વગેરેનાં કામો કરવાને પુરુષ વર્ગની બરાબરી કરી શકે તેવો જુસ્સો તેનામાં ભાગ્યેજ હોયછે; વળી સંસાર વ્યાવહારમાં પણ તેની સ્થિતિ પુરુષના કરતાં કેટલીક બાબતોમાં જૂદી જાતની હોયછે, જ્યારે પુરુષ વર્ગમાં સામાન્ય રીતે જોતાં બુધ્ધિના ગુણ અને વ્યાપાર, વિચારશકિત, તનનો બાંધો, બળ, હિંમત, શારીરિક ને માનસિક કામો કરવાનું સામર્થ્ય, મોટું અને સારી જાતનું મગજ અને મરદાનગીનો ખવાસ વધારે જોવામાં આવેછે, તે નજરમાં રાખી અને બાળાઓની પરિસ્થિતિ તથા કર્ત્તવ્યકર્મ બરાબર ધ્યાનમાં લેઇ તેને સાનુકુળ થાય તેવાં ભણવાનાં ધોરણો તેને માટે જૂદી જાતનાં કરવાં જોઇએ તેમજ સ્કૂલ કે કોલેજમાં છોકરાઓની સાથેજ બેસાડીને કેળવણી આપવા કરતાં તેને માટે જૂદી શાળાઓ બનાવી તેમાં તેને કેળવવી એ પસંદ કરવા લાયક છે.

# કન્યાઓને ઘરગથુ કામોની કેળવણી.

ઘરની અંદર વ્યવસ્થા કેવી કરવી, મકાન કેવી રીતે સ્વચ્છ રાખવું ને શણગારવું, ઘરખરચનો હિસાબ કેવી રીતે રાખવો, કરકસરથી ઘરનો વહીવટ શી રીતે ચલાવવો તે કન્યાઓએ ખાસ શીખવું જોઇએ, તે સિવાય ઝબલાં, કાંચળી, ચોળી અને ચરણીઆ વગેરે કપડાં વેતરવાનું તથા તે શીવવાનું, બીજુ ગુંથવા ભરવાનું, કપડાં ધોવાં વીંછળવાનું, માંદાની માવજત કરવાનું, બાળકોને સંભાળથી ઉછેરવાનું અને રસોઇ પાણીનું, એ વગેરે સ્ત્રી જાતિને છાજતાં કામ તેમણે જાણવાં જોઇએ. પોતાના કૂળધંધાની પણ તેને થોડી ઘણી તાલીમ મળવી જોઇએ કે જેથી તે ભવિષ્યમાં પોતાનાં પતિ અને પુત્રને તેમાં મદદ આપી ઉપયોગી થઇ શકે. સુધારામાં આગળ વધેલા લોકોમાં દીકરીઓને ચિત્રકળા અને ગાયનકળા પણ શીખવવમાં આવેછે.

રસોઇ પાણીપર કુટુંબની દરેક વ્યકિતની સુખાકારીનો મોટો આધાર છે. સારી રસોઇ કરતાં શીખવું એ પણ એક કિંમતી હુન્નર હાથ કર્યા બરાબર છે. અમુક અમુક કન્યાઓને પોતાના પિતા તથા પતિને ઘેર હાથે રાંધવું પડે તેવી સ્થિતિ ન હોય તોપણ એ કળાથી તેને એનસિબ રાખવી જોઇતી નથી. એ કળા એવી છે કે તે કદી પણ કામ આવવાનીજ. જેમ દીકરીને તેમજ દીકરાને પણ એ હુન્નર શીખવાની તક મળવી જોઇએ, કે જેથી તે તેમને કોઇ કોઇ પ્રસંગે બહુ ઉપયોગી થઇ પડે, અને કોઇના ઓશિઆળાં થવું પડે નહીં.

રસોઇનું કામ અભ્યાસ અને અક્કલથી સારૂં આવડેછે. તેની સામગ્રી તથા સાહિત્ય એકજ જાતનાં હોય છતાં જૂદાજૂદા માણસની રસોઇના સ્વાદમાં તફાવત પડેછે. એકની રસોઇ બહુ સ્વાદથી જમાયછે ત્યારે બીજાની રસોઇ જમતાં થોડાં ભૂખ્યાં ઉઠી જવું પડેછે, એવો

અનુભવ ઘણાઓને થયા વગર રહ્યો નહીં હોય. ખોરાકનો આધાર તેને સારી રીતે પકવવા ઉપર છે. કેટલીક ચીજો ભાવમાં ઘણી સસ્તી હોયછે, છતાં તે ઘણી પૌષ્ટિક હોયછે.

એક રાંધનાર ધાન્યને ધૂળ સરખું બેસ્વાદ કરી નાખેછે, તો કેટલાંક રાંધનાર ધૂળ જેવાં એટલે હલકી જાતનાં અનાજને પણ એવી સારી રીતે પકવેછે કે તે સ્વાદિષ્ટ થાયછે. અક્કલ અને આવડતની ખામી હોય તો કેટલાંક માણસો પોતાની આખી ઉમર રાંધવામાં ગાળેછે, તોપણ તેઓ લેહેજત આવે તેવી રસોઇ કરી શકતાં નથા.

આજકાલ કેટલાક શ્રીમંત અને મોટા ઓહદ્દેદાર લોકોમાં પોતાનાં ઘરનાં બૈરાંઓએ જાતે રસોઇ કરવી એ કામ હલકું ગણાવા લાગ્યું એટલે તેમને ઘેર રસોયા રખાવા લાગ્યા. કુવા કે ટાંકા વગેરેમાંથી પાણી ભરી લાવવાનું કામ ઉતરતી જાતનું ગણાવા લાગ્યું તેથી 'રાવ' કે 'પટેલ' ને રોકવા માંડ્યા. દળવાનું કામ કંગાળ રાંડીરાંડોનું ગણાવા લાગ્યું એટલે ઘરમાંથી ઘંટીઓને દેશવટો આપી હલકા વર્ગની દળનારીઓને એ કામ અપાવા લાગ્યું, અથવા મીલમાં દળાએલ ગમે તેવા આટાથી ચલાવવા લાગ્યા. કપડાં લત્તાં ઘેર ધોવાનું કામ ઉતરતા પ્રકારનું સમજાવા લાગ્યું એટલે ધોબણોનો ધંધો ધમધોકાર જાગ્યો, અને થોડું ઘણું ફૂએડપણું પણ ઘરમાં પેઠું ! વલોણું કરવું એ મહા મહેનતવાળું લાગ્યું તેથી કાયર થઇને ઢોર ઢાંખરને ઘરમાંથી હાંકી કાઢ્યાં ને બે ચાર પૈસાની ગાય ભેંસ રખાવા માંડી ! ઘરમાં ખાયણીઓ રાખી ખાંડવાનું કામ ખરાબ લાગ્યું એટલે ઉંચી કમોદના ત્રણ પંખડીના ને સુગંધી ચોખાને બદલે બીજા મુલકના જેવા મળે તેવા તૈયાર ચોખાથી ચલાવી લેવા માંડ્યું.

એ પ્રમાણે અગાઉ ઘરમાં બૈરાં અને બાળાઓને ઘરગથુ કામકાજ મળતાં અને તેમનાં શરીર તેથી કસાતાં હતાં તે ક્રમ બંધ પડ્યો, અને તેની

અવજીમાં તનને જોઇતી કસરત મળે તેવાં બીજાં ઘરસંસારી કામો દાખલ થઇ શકયાં નથી એ પણ સ્ત્રીઓના નબળા બાંધાનું એક મુખ્ય કારણ ઉત્પન્ન થયુંછે, તથા શારીરિક સુખાકારી મેળવવાના અને તે સાચવવાનાં દ્વાર એવી રીતે બંધ થઇ પડયાંછે. વાસણો માંજવાં, બચ્ચાંને તેડવાં ને રમાડવાં ને પાણીનો લોટો ભરીને પાવાનું કામ પણ કોઇ કોઇ ઠેકાણે ચાકર પાસે લેવામાં આવેછે, એટલે ઘરનાં બૈરાં નવરાંધૂપ જેવાં થઇ પડયાંછે. તેમને કામમાં કામ પગપર પગ ચડાવીને બેસવું, પાનપટી ખાવી, ને જેની તેની ગમે તેવી કૂથલી કરવી, ગપાટા મારવા અને બહુ તો નવલકથાની કોઇ ચોપડી વાંચવી કે ગળપટા વગેરે કાંઇ શોખની ખાતર ગુંથવું એવું રહેલું છે. સાધારણ ટાંકો ટેભો કરવાનું કામ પણ ગાણ પ્રકારનું માનીને તે પણ ખોટી શરમથી તેઓ શીખતાં નથી, તેથી કપડાંનું એકાદ બટન કે બોરીયું તૂટી ગયાથી તે ટંકાવવા માટે દરજીની દુકાને દોડવું પડેછે, એવી અપંગ સરખી સ્થિતિ કોઇ કોઇ મોટાં ગણાતાં ઘરમાં આજે થઇ પડેલીછે !

## કેળવણી આપવામાં કરેલો ખર્ચ નકામો જતો નથી.

સુધરેલા દેશના લોકો પોતાના સંતાનોને કેળવણી આપવા પાછળ પુષ્કળ ખર્ચ કરેછે, તે ઉપરથી સ્પષ્ટ જણાયછે કે વિદ્યાની કિંમત તેઓ ઘણી સારી રીતે સમજેછે.

આપણા લોકો કેળવણીની બહુ કિંમત આંકતા નથી, તેમ તેના ઉપર એટલી બધી આસ્થા પણ રાખતા નથી; વળી પોતાનો પુત્ર માલવાળો થઇ ખૂબ પૈસો પ્રાપ્ત કરે એવો નીવડશે એવી તેમને શ્રધ્ધા હોતી નથી જેથી તેઓ તેની કેળવણીને અંગે છૂટથી ખર્ચ કરતા નથી, પરંતુ કરકસર તથા કંજુસાઇ કરીને તથા પેટ બાળીને પણ તેમને માટે પૈસો બચે તેટલો સંઘરી રાખેછે. વાસ્તવિક રીતે

જોઇએ તો બાળકોને કેળવવાં, તેમને સદ્‌ગુણી કરવાં એના સરખો બીજો કોઇ સ્થાયી ને સર્વોત્તમ વારસો નથી, પણ હજી ઘણાં દેશી માબાપો કેળવણી કરતાં પૈસાનો વારસો પોતાના પુત્રને આપી જવાનું બહેતર માને છે; પછી ભલે તેઓ મોટા થઇને પૈસો ફનાફાતીયા કરી દે, અથવા કોઇ પણ કારણથી તે ફના થઇ જાય અને વિદ્યાધનને અભાવે આજિવિકાને માટે બીજાં કોઇ સાધન વગરના રહી જઇ નકામાં ફાંફાં મારે. આવાં માબાપો પુત્રનાં ખરેખરાં શુભચિંતક નથી પણ મીઠાં શત્રુ છે. કેળવાએલા દીકરા એજ ખરેખરી દોલત છે, પરંતુ ભણી ગણીને તે દહાડો વાળશે એમ તેઓ માનતાં નથી, વળી કેળવણી કરતાં અજ્ઞાનતાનો ખર્ચ પરિણામે ઘણો થાયછે, તેવું તેમને ભાન હોતું નથી. વિદ્યા એજ મોટું ને અખટ ધન છે, એમ તેઓ ગણતાં નથી. માત્ર "ગરથ ગાંઠે" હોય તેમાંજ તેમણે કલ્યાણ માનેલું હોવાથી જર મેળવવામાં તેઓ જેટલી જાગ્રતી બતાવેછે તેટલી પોતાના સંતાનને કેળવણી આપવામાં કાળજી બતાવતાં નથી.

પોતાનો પુત્ર પદવી અને પૈસો પામે એવી અનેક માબાપને અહોનિંશ અભિલાષા રહેછે, પણ તે નમુનારૂપ નીતિવાળો, કર્ત્તવ્યપરાયણ ને સ્વધર્મનિષ્ઠ થાય એવી આતુરતા તેમનાં અંતઃકરણમાં ભાગ્યેજ ઉદ્‌ભવતી હશે.

પોતાના બાળકને શ્રીમંત જોવાને તેઓ જેટલા ઇન્તેજાર હોયછે, તેટલા તેમને ધીમંત જોવાને ઇન્તેજાર ક્વચિતજ હોયછે. ધનબળ આગળ બુદ્ધિબળની કિંમત તેઓ નહીં સરખી આંકેછે, અને શરીરબળની કિં-મતનો તો સવાલજ શા માટે કરવો !

તેમને લગ્ન પ્રસંગમાં વાપરવાને લક્ષ્મી મળે, નાત જમણ કરવા માટે નાણાં જડે, બાઇડી છોકરાંને દરદાગીનાં કરાવવા માટે દોઢીયાં મળે,

પણ કેળવણી માટે જોઇતો ખર્ચ કરવાનો સવાલ આવે ત્યારે ભૂખડું બારસ બની પોતાની અશક્તિ બતાવે એવાં માબાપનો કાંઇ તોટો નથી.

માબાપોએ સમજવું જોઇએ કે પોતાનાં બાળકોને કેળવણી આપવી એ ભવિષ્યના સુખનું બીજ વાવવા બરાબર છે. કેળવણી પાછળ ખર્ચ કરવો તેમાં પરિણામે ખોવા કરતાં મેળવવાનું વિશેષ છે. કેળ-વણી માટે ખર્ચ કરવો એ એક રીતે જોતાં નાણાં વ્યાજે મૂકવા સરખું છે, તેથી તેની પાછળ ખર્ચ કરવામાં પોતાનાં ખીસ્સાં જરા હલકાં કરશે તો પાછળથી તે ગરમાગરમ થવાનો ઘણો સંભવ છે! અર્થાત્ માબાપે બીજી મોજમઝાનો ભોગ આપવો પણ કેળવણીને અંગે કદી કંજુસાઇ કરવી જોઇતી નથી. દોલત કદાપિ ઘણી હશે, પણ દીકરા દીકરી જો ખરાબ નીવડશે તો તે દોલત પછી શું કામની?

માબાપે બાળકને સારી રીતે કેળવવાં એ જેમ પોતાનું, તે બાળકનું તેમ દેશનું પણ ભલું કરવા બરાબર છે.



# ધર્મની કેળવણી.

દુનિયાંની બીજી કેટલીક અજાયબીઓમાં એ પણ એક અજાયબી છે કે જે ચીજ ઉત્તમોત્તમ તથા અતિશય અગત્યની હોય પરંતુ તેથી પ્રત્યક્ષ, તાત્કાળિક કે રોકડો લાભ દેખાતો ન હોય તો તેના પ્રત્યે માણસો સામાન્ય રીતે જોતાં બહુજ ઓછું લક્ષ આપેછે, અથવા તેની બહુ ઓછી દરકાર રાખેછે. એ પ્રમાણે જોતાં ધર્મ પ્રત્યે જેવી લાગણી રહેવી જોઇએ તેવી લાગણી ઘણાં માણસોમાં દેખાતી નથી.

ધર્મનો વિષય ઘણોજ ઉંચો છે, તેની મર્યાદા ઘણી મોટી છે. નીતિનો આધાર, તથા નીતિનું મંડાણ અને સર્વ સદ્ગુણનો પાયો ધર્મ ઉપર છે. ધર્મના અભાવે કોઇ પણ કાળે, કોઇ પણ વ્યક્તિને ઉન્નત દશા પ્રાપ્ત થતી નથી. ધર્મોન્નતિ વિના દેશોન્નતિ કદી થઇ શકતી નથી. મનુષ્યનું મનુષ્યપણું ધર્મથીજ છે. જો ધર્મ નથી તો મનુષ્ય અને પશુમાં તફાવત ગણવા સરખું નથી. આ લોક અને પરલોકમાં પ્રાણીની સાથે ધર્મજ રહેછે. દેહ ક્ષણભંગુર છે. કાળ ક્યારે ઝડપી લેશે તેની કોઇને ખબર નથી.

હૃદયની ઉત્તમમાં ઉત્તમ ખીલવટ ધર્મથીજ થાયછે, તેથી એવી કેળવણીનો આધાર ધર્મ ઉપરજ અવલંબી રહેલછે. જ્યાં ધર્મ છે, ત્યાંજ પ્રેમ, દયા અને ધૈર્ય છે; સત્ય, સહનશીલતા અને સમાનભાવ પણ ત્યાંજ છે. દુનિયાંમાં સર્વોત્તમ સુખ ચિત્ત અને હૃદયની શાંતિનું છે, અને તેવું સુખ ધર્મના જ્ઞાન, આશ્રય ને અંતઃકરણની શ્રધ્ધા વિના સંપાદન થઇ શકતું નથી. શ્રધ્ધા વિના ભક્તિ નકામી છે.

સંસારરૂપી રણક્ષેત્રમાં ધર્મ એ ભોમીઆરૂપે—જ્યોતિરૂપે છે. જ્યાં ધર્મ હોયછે ત્યાંજ જય હોયછે. ધર્મ તથા નીતિને એક બીજાને ઘણોજ નિકટનો સંબંધ છે. નીતિની મુદ્દલ અસ્તિ ન હોય ત્યાં ધર્મ

છે એમ કહેવાય નહીં. એક માણસ ધર્મીષ્ઠ ન હોય એટલે તે નીતિવાળો હોઇ શકેજ નહીં એમ નહીં, પરંતુ જો તે ધર્મીષ્ટ હોય તો તે બેશક નીતિવાળો હોવોજ જોઇએ. ધર્મના જ્ઞાનમાં નીતિનો સમાવેશ અંતરભૂત રહેલોછે. ધર્મના શિક્ષણ વિના એકલું નીતિનું શિક્ષણ પાંગળું છે. નીતિના પાયા કરતાં ધર્મનો પાયો વધારે ઉંડો હોયછે. ધર્મની કેળવણીથી નીતિનો પાયો મજબૂત થાયછે. ધર્મ અને નીતિની કેળવણી વગરનું બીજું ગમે તેટલું શિક્ષણ મળે તે અપૂર્ણ ગણાયછે.

ધર્મનું બીજ બાળકના હૃદયમાં ગુપ્ત રીતે રહેલુંછે. તેને પ્રસંગોપાત જ્ઞાનરૂપી જળથી કુમળી વયથીજ પોષણ મળવું જોઇએ, તેમ સમયસર થયા વિના પાછળથી પુખ્ત વયે એ વિષયમાં જોઇએ તેવું સંસ્કારી થવું દુર્ઘટ છે, તેથી એવી સ્થિતિમાં તે નાસ્તિક નીવડે તો તેમાં વિસ્મય થવા જેવું નથી. બાલ્યાવસ્થાથી ધર્મપર અનુરાગ થાય તે અંતપર્યંત આબાદ રહેછે. બાળકને જો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરાવેલો હોય તો ધર્મનાં પુસ્તકો વાંચવા તેમજ સમજવાની તેમને સહેલાઇ થાયછે.

ધર્મની લાગણી ધાર્મિક કૃત્યો જોઇને ઉદ્ભવેછે. ધર્મ શું ? અધર્મ શું ? પુણ્ય શું ? પાપ શું ? ભક્તિ શું ? સાજન્ય શું ? એક બીજા પ્રત્યેની ફરજ શું ? આપણે કોણ છીએ, કયાં આવ્યા છીએ, આખર કયાં જવાનું છે ? અહીં રહીએ ત્યાં સુધી જીંદગીનું કેવી રીતે સાફલ્ય કરવાનું છે ? પ્રત્યેક પ્રાણી સાથે કેવી રીતે દયા, ક્ષમા અને પ્રેમભાવથી વર્ત્તવું જોઇએ ? દુનિયાં કેવી ક્ષણિક છે ? માણસના આત્માની મુક્તિ અને પરમપદની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે એવી અનેક બાબતોના સંબંધમાં સત્યનું સંશોધન થઇ પ્રભુને ઓળખી, મન નિષ્પાપ, નિર્મળ ને નિઃશંક થાય, તન, મન ને હૃદય ધાર્મિક કાર્યોમાં, બીજાનું ભલું કરવાના કામમાં તથા ઇશ્વરભક્તિના કામમાં પ્રવૃત થાય એનું નામ ધર્મ.

આખું જગત્ ધર્મ, ધર્મ એમ કહ્યા કરેછે, પણ તેનો ખરો અર્થ સમજવાને યત્ન કરનારાની સંખ્યા અતિશય ઓછી જોવામાં આવેછે.

ધાર્મિક જ્ઞાન મેળવવું એ પ્રત્યેક મનુષ્યને માટે આવશ્યક છે, કેમકે એથી પરમાર્થ બુધ્ધિ વધેછે. દેશમાં, સંસારમાં ને કુટુંબ વગેરેમાં સુલેહશાંતિ રહે તે માટે પણ ધર્મજ્ઞાનની જરૂર છે. સંકટના સમયે સબુરી રાખવા અને આશ્વાસન મેળવવા માટે ધર્મનું જ્ઞાન બહુજ અસરકારક નીવડેછે. જ્ઞાન જેમ વિશેષ મળે તેમ તેની ઉપર ધાર્મિક શ્રધ્ધા વિશેષ ઉત્પન્ન થાયછે, અને ઇશ્વર પ્રત્યે, માબાપ પ્રત્યે પૂજ્યબુધ્ધિ વધતી જાયછે. મનની શુધ્ધિ અને સ્થિરતા ધર્મપરાયણ થવાથીજ રહેછે.

ધર્મનું શિક્ષણ આપવાનું કામ આપણા દેશમાં કહેવાતા ઘણા ધર્મોપદેશકો બરાબર બજાવતા નથી. દેશમાં ભિન્ન ભિન્ન ધર્મો છે, અને તેના જૂદાજૂદા મત પંથના ફાંટાઓ પણ સંખ્યાબંધ છે, આદિ કારણોથી સરકારી શાળાઓમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું નથી, તેથી વિદ્યાર્થીઓ તેમાં ગમે તેટલાં વર્ષ ભણે અને ઉંચે નંબરે પાસ થાય તોપણ પોતાના ધર્મના જ્ઞાનથી અજ્ઞાતજ રહેછે. આપણા કવિશ્વરે કહ્યુંછે કે—

"ભણ્યો ગણ્યો તો શું થયું ! જો નહીં પ્રભુનું જ્ઞાન,
પુત્ર વગરનું પારણું, વરરાજા વિણ જાન."

વાસ્તવિક રીતે જોઇએ તો બાળકને ધર્મની કેળવણી આપવાનો આરંભ ઘરથીજ થવો જોઇએ, અને એ કામ જો સુશિક્ષિત માતા ઉપાડી લે તો તે વધારે અનુકુળતાવાળું થાય, કારણકે બાળકની હાજરી નાનપણમાં તેના બાપ કરતાં મા પાસે વધારે વખત રહેછે.

ધર્મની કેળવણી આપવી એટલે તે બાબતનાં કોઇ ખાસ પુસ્તકનો તેને અભ્યાસ કરાવવો એમ નથી, કેમકે માત્ર એટલા ઉપરથીજ તેની વૃત્તિ તે તરફ દોરાતી નથી, પ્રીતિ ખેંચાતી નથી, કે આસ્થા ઉત્પન્ન થતી નથી.

બાળકને ધર્મપરાયણ કરવું હોય તો માબાપે પોતે પણ ધર્મપરાયણ થવું જોઇએ, તેમજ ધર્મીષ્ઠ મનુષ્યોનાં ચારિત્ર તેમનાં જોવા જાણવામાં આવે તેમજ તેવાં મનુષ્યના દાખલા ઉપરથી ધર્મનું રહસ્ય પ્રસંગે પ્રસંગે તેમની ગ્રાહ્યશક્તિ અનુસાર તેમને સરળતાથી સમજાવવામાં આવે, સવારમાં ઉઠે ત્યારે અને રાત્રે સુએ ત્યારે તે પ્રભુની પ્રાર્થના કરે, તેવી તેને ટેવ પાડવામાં આવે તો તેનામાં ધર્મ પ્રત્યેની શ્રધ્ધા જાગ્રત થવાનો ઘણો સંભવ છે, પરંતુ જો માબાપ પોતેજ ધર્મનિષ્ઠ ન હોય, પ્રભુ સ્તુતિ કે પ્રાર્થના કદી કરતાં ન હોય, અને ધર્મ વિષયની પ્રવૃત્તિમાં બહુ મોળા હોય તો પછી તેમનાં બાળક ધર્મ પ્રત્યેની આસ્થાવાળાં ન થાય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું નથી, કેમકે દેખે તેવું શીખે એ તો બાળકનો ખાસ સ્વભાવ છે. છોકરાઓ માબાપનું કહ્યું માનતાં નથી એ ધર્મની ખામીનું પ્રત્યક્ષ પરિણામ છે.

આ દેશમાં કેટલેક સ્થળે એવી શાળાઓ અને બોરડિંગ હાઉસ સ્થાપન થયેલછે, કે ત્યાં અન્ય ધર્મના વિદ્યાર્થીઓને તેવી સંસ્થા સ્થાપનારાઓના ધર્મનો ઉપદેશ ફરજીઆત રીતે પ્રતિદિન આપેછે. કેટલીક સંસ્થામાં તેના સ્થાપનારાઓના ધર્મની અમુક ક્રિયા પણ તેમાં દાખલ થનાર વિદ્યાર્થીઓએ કરવી પડેછે, એવી શાળા કે સંસ્થામાં અન્ય ધર્મીઓએ પોતાનાં સંતાનને દાખલ કરવાં એ સલાહકારક નથી, કેમકે તેમાં વધારે મુદ્દત રહ્યાથી તે ધર્મના કાંઇ ને કાંઇ સંસ્કારની અસર બીજા ધર્મવાળા વિદ્યાર્થીના હૃદયપટ ઉપર રહી જવાનો ઘણો સંભવ છે. અપવાદ તરીકે કદાપિ અમુક વિદ્યાર્થીઓપર તેની દેખીતી અસર થયેલી ન જણાય તોપણ તેઓ પોતાના ધર્મ પ્રત્યે જેમ સુદ્રઢ રહે નહીં, તેમજ તેને અંગે થોડી ઘણી બાબતમાં પણ શંકાશીલ રહે એ બનવા જોગ છે, માટે એવી શાળા અને સંસ્થાઓમાં જૂદા ધર્મવાળાએ પોતાનાં બાળકને દાખલ કરવાં એ કોઇ રીતે ઇષ્ટ નથી.

# નીતિ.

નીતિ એ સામાજિક ઉન્નતિનું મૂળ છે. નીતિમાં ધર્મ છે અને ધ-ર્મમાં નીતિ છે. સધ્ધર્મ પ્રત્યે જેમ મનુષ્યને પૂજ્યબુધ્ધિ ઉપજેછે, તેમ સુનીતિ પ્રત્યે માનવૃત્તિ ઉત્પન્ન થાયછે. સુનીતિનું શિક્ષણ એ ધ-ર્મના શિક્ષણનું એક મુખ્ય અંગ છે. નીતિના નિયમો સર્વ ધર્મમાં ઘણું કરીને એક સરખા છે. એ નિયમો મોટા અને નાના, પૈસાદાર અને ગ-રીબ એ સૌને એક સરખી રીતે લાગુ પડેછે.

નીતિ સત્ય આદિ ઘણા સદ્ગુણોને પોષેછે. નીતિ એ ધર્મ તથા વ્યાવહારને જોડનારી કડી છે. નીતિ વિના વ્યાવહાર કદી પણ ટકી શ-કતો નથી. નીતિ વગરની કેળવણી કામની નથી. નીતિ વિષે કોઇ બડી બડી વાતો કરે અને વ્યાખ્યાન આપે તેથી કરીને તે કાંઇ નીતિવાળો કહેવાય નહીં. એવો ખોટો ડોળ ને આડંબર કરનાર તથા તડાકા મારનાર તો જગતમાં ઘણા જોયા છે અને સાંભળ્યાછે, પણ તેથી શું ? ની-તિના નિયમોનું ચુસ્તપણે પાલન કરે, તેજ નીતિપરાયણ કહેવાયછે, તેજ હમેશાં નીડર રહી શકેછે, અને એવાજ માણસનો દુનિયાં વિ-શ્વાસ કરેછે. જેઓ એકલા બુધ્ધિવાન હોયછે, પરંતુ નીતિવાન હોતાં નથી તેનો દુનિયાં ઇતબાર કરતી નથી.

સદ્વર્ત્તનનો પાયો નીતિ ઉપર છે, અને નીતિનો પાયો પ્રભુનો ડર, મનની દ્રઢતા અને વિવેકબુધ્ધિ ઉપર છે. નીતિવાન થવા માટે ખાસ બુધ્ધિબળની કે ઉત્તમ શકિતઓની આવશ્યકતા નથી. પ્રત્યેક વ્યકિત ધારે તો તે નીતિવાન થઇ શકેછે, પણ નીતિ કરતાં અનીતિમાં ઘણી વાર પ્રથમ દર્શનીય ઘણી લાલચો અને તાત્કાળિક લાભ સમાએલા હોય છે તેથી કેટલીએક વખત તે તરફ માણસો ઢળી પડેછે, તેવે પ્રસંગે જો તેમને સમજાવવામાં કે અટકાવવામાં ન આવે તો તેવા અનિષ્ટ માર્ગે લોભના માર્યા તેઓ ચાલ્યા જાયછે, અને પરિણામે ખત્તા ખાયછે.

નીતિની કેળવણી બાળકને ઘરમાંથીજ મળવી જોઇએ, કેમકે બાળક નિશાળે ભણવા જાય તેની પહેલાં ઘરમાં એવી કેળવણી આપવાનો પ્રારંભ કરવાનો જોઇતો અવકાશ રહેલોછે, તેથી તેમને તેવી કેળવણી જેટલી બને તેટલી ત્યાંથીજ પ્રાપ્ત થવી જોઇએ. ઘરમાં જેવી નીતિની કેળવણી મળી શકે તેવી નિશાળમાં મળવાનો સંભવ નથી. ધર્મની અને નીતિની યોગ્ય કેળવણી એજ માબાપ તરફનો ઉત્તમ વારસો છે.

વાંચનમાળામાં નીતિને લગતા પાઠો હોયછે, પણ તે પાઠો ગોખાવવાથી બાળકો નીતિવાળા થાય એમ બનતું નથી. વળી નીતિની કેળવણી આપવાની સીધી ફરજ નિશાળના મહેતાજીપર રાખવામાં આવી નથી. નિશાળીઆઓના પરીક્ષાના પરિણામપત્રકમાં નીતિની કેળવણી માટે કાંઇ દોકડા (માર્કસ) આપવાનું ધોરણ નથી.

મોટી વયના કોઇ માણસની હિસાબ વગેરેમાં કાંઇ ભૂલ પડે તો તે વખતે રમૂજ તરીકે કોઇવાર પૂછવામાં આવેછે કે ભાઇ, તમે કયા મહેતાજીની નિશાળે ભણ્યા હતા ! આવો વિદ્યાગુરૂ કયાંથી મળ્યો હતો ! પરંતુ જો અમુક માણસની ચાલચલણ અસાધારણ રીતે સારી કે માઠી જોવામાં આવે ત્યારે પૂછવામાં આવેછે કે એનાં માબાપ કોણ ? એ ઉપરથી પણ સ્પષ્ટ થાયછે કે બાળકને નીતિની કેળવણી આપવાની ફરજ તેમનાં માબાપ ઉપર ખાસ રીતે રહેલી છે તેમજ તેમની વર્તણુકને માટે તેમનાં માબાપજ જવાબદાર અને જોખમદાર છે.

ઘરમાં માબાપનું જેવું વર્ત્તન હોય તેવી છાપ બાળકપર પડયા વગર ઘણુંકરીને રહેતી નથી. નીતિના સંબંધમાં શબ્દોથી ગમે તેટલો બોધ ઘેર કે નિશાળે આપવામાં આવે તેના કરતાં ખરેખરા દાખલાથી તેમને ઘણી અને સચોટ અસર થવાનો સંભવ છે, તેથી અનુકરણ કરવા યોગ્ય ઉદાહરણ એજ ઉત્તમ ઉપાય ગણાયછે. નીતિ સંબંધમાં બાળક માબાપનું વર્ત્તન જોઇને તે પ્રમાણે ચાલતાં શીખેછે. માબાપ જેવી રીતે ચાલતાં હોય તેવી રીતે ચાલવાને

બાળકની ઇચ્છા જાગ્રત થાયછે. નિશાળમાં ભણતાં હોય તેવા વખતમાં તેમના શિક્ષકોનું નીતિ સંબંધી સારૂં વર્ત્તન તેમના જોવા જાણવામાં આવે તો તેથી સુનીતિ તરફ તેમની દ્રઢતા વિશેષ થાય એ સ્વાભાવિક છે, પરંતુ તેનો મૂળાધાર માબાપનાં સારાં દ્રષ્ટાંતપર રહેલોછે.

પોતાની પ્રજા ઘણી વિદ્વાન કે બહુજ કેળવાએલી થઇ શકે તેમ ન હોય તો તેની બહુ ચિંતા રાખવા સરખું નથી, પરંતુ તે બરાબર નીતિવાળી થાય તે માટે પૂરેપૂરી કાળજી ને ફિકર માબાપોએ રાખવી જોઇએ.

કયાં કામ કરવા સારાં અને કયાં કામ કરવાં નરસાં એટલુંજ બાળકો જાણે તે બસ નથી, પણ તેઓ સદા સુનીતિનાં કામ કરે અને અનીતિનાં કામ કદી કરે નહીં, તેને માટે બનતો પ્રયત્ન કરવો જોઇએ.

નીતિની કલ્પિત વાતો ને કહાણીઓ કહેવા કરતાં સારાં મનુષ્યોનાં ચારિત્રો તેમનાં જોવા જાણવામાં આવે તે વિશેષ અસરકારક નીવડે છે. ખરા ખોટાનો મુકાબલો કરી બતાવીને તેમજ કેટલાએક ઐતિહાસિક બનાવથી પણ નીતિનો બોધ આપી શકાયછે.

હાલના જમાનામાં કેળવણી આપવાનો મુખ્ય ઉદ્દેશ બુદ્ધિનો વિકાસ કરવાનો થઇ પડયોછે. નીતિ ને ધર્મના વિષયને આગળ ન પાડતાં તેને એક બાજુએ રાખવામાં આવેછે તે ઇષ્ટ નથી. અમુક ગામમાં મોટા પૈસાદાર કોણ કોણ છે, એમ અજાણ્યા માણસો કોઇ કોઇ વાર પૂછેછે, પણ આ ગામમાં કેવા કેવા નીતિવાળા પડયા છે, તેવું ભાગ્યેજ કોઇના તરફથી પૂછવામાં આવતું હશે! માત્ર ધનવાન કે વિદ્યાવાન હોય તેના કરતાં નીતિવાનની કિંમત અધિક ગણવી જોઇએ. દુનિયાંનો વ્યાવહાર નીતિ વગર નભી શકતો નહીં હોવાથી નીતિવાન મનુષ્ય દુનિયાંને વધારે ઉપયોગી થઇ પડેછે, જેથી પોતાનાં બાળકો સુનીતિને રસ્તે ચાલનારાં થાય તેવી તજવીજ માબાપોએ મૂળથીજ કરતાં રહેવું એ ઇષ્ટ છે.

# દયા.

દયા એ ધર્મનું મૂળ છે. દયા એ ઈશ્વરી અંશ છે. બીજાં પ્રાણીઓ તરફ સદા દયા ભાવ રાખી વર્ત્તવું, એવું દરેક ધર્મનું ફરમાન છે. જ્યાં દયાનો છાંટો નથી ત્યાંથી ધર્મ સો ગાઉ છેટો રહેછે! દયા એ મનુષ્યનો મોટામાં મોટો અને ઉત્તમમાં ઉત્તમ સદ્ગુણ છે. દયાને અભાવે કોઇ પણ પ્રકારનું પરોપકારનું કામ થઇ શકતું નથી. જેનામાં દુઃખી પ્રાણીઓ પ્રત્યે દયા નથી, દિલસોજી નથી, લાગણી નથી તે વાસ્તવિક રીતે જોતાં મનુષ્ય નથી, પરંતુ મનુષ્યના આકારે રાક્ષસ છે.

જાનવરો તથા જીવજંતુઓ પ્રત્યે દયા રાખવી. આંધળાં, પાંગળાં અથવા બીજી રીતે અશક્ત હોય, દુઃખી હોય તેવાં માણસોની દયા ખાવી, તેમને યથાશક્તિ મદદ કરવી, અસહાયને સહાય થવું, અનાથને આશ્રય આપવો, દાન દેવું અને અતિથિની આદરપૂર્વક સેવા કરવી વગેરે વગેરે સત્કર્મો બાળકને નાનપણથી શીખવવાં જોઇએ, પરંતુ એ પ્રમાણે દયા ને પ્રેમની પ્રબળ લાગણી માત્ર મોઢેથી ભાષણ કર્યાથી, ઉપદેશ આપ્યાથી કે તેવી બાબતનાં પુસ્તકો વંચાવ્યાથી જ તેનામાં ઉત્પન્ન થવી દુષ્કર છે. બાળકના હૃદયમાં કૃત્ય અથવા દાખલાથી જેવી રૂડી અસર થાયછે તેવી બીજી એકે રીતથી થવાનો સંભવ નથી. ખાલી કથન કરતાં તેવું કૃત્ય બહુજ અસરકારક નિવડ્યા વગર રહેતું નથી.

કોઇ અપંગ અને નિરાધાર માણસ દુઃખનો માર્યો મદદ મેળવવાને માટે આંગણે આવે તેના પ્રત્યે યોગ્ય દિલસોજી દર્શાવીને માબાપ પોતાના સંતાનને હાથે તે બાપડાને કાંઇ પણ ખાવા પીવાનું કે પહેરવા ઓઢવાનું અપાવશે તો તેથી તે બાળકના હૃદયપર બહુ સારી અસર થશે તથા નિરાશ્રીતને સહાયભૂત થતાં તથા તેમના તરફ દયા ને પ્રીતિભાવ રાખતાં

તે શીખશે. દયા, દાન ને દીનતા એ ધર્મનિષ્ઠ માણસનું ભૂષણ છે. કરૂણાયુક્ત કામ કરવાથી અંતઃકરણમાં સ્વાભાવિક આનંદ ઉદ્ભવેછે તેને એ સારા કૃત્યનો તાત્કાળિક બદલો સમજવો. દયાની લાગણીથી જેઓ પરોપકાર કરેછે તેમનું પ્રભુ સદા સારૂંજ કરેછે.

અપવાદ તરીકે જોઇએ તો કેટલાંક નાનાં બાળક રમતમાં કોઇવાર કીડીઓને, માખીઓને તેમજ પતંગીઆં અને એવાં બીજાં જીવડાંઓને પકડેછે, મારી નાખેછે, કોઇ જીવડાંના પગ ને પાંખોને તોડી નાખેછે, કોઇ પક્ષીઓ તરફ કાંકરા ફેંકેછે, તો કોઇ કૂતરાં અને બિલાડા જેવાં પ્રાણીઓની પૂંછડી ઘણુ જોરથી ખેંચેછે અથવા તેમને ચાબુક કે લાકડી લગાવી દેછે, કોઇ પક્ષીનાં પીછાં ખેંચેછે, અને એ પ્રમાણે બીજાં પ્રાણીને પીડા કરીને પોતે તેમાં ઘણી ગમત મેળવતાં જણાયછે.

ઉપર દર્શાવ્યા પ્રમાણેનાં કૃત્યો નિર્દયપણાનાં જણાયછે, પરંતુ એ બાળકોનાં મનમાં તેવાં કામ શું દયા રહિતનાં જણાતાં હશે ! બાળકો શું સ્વભાવથીજ ક્રૂર અને ઘાતકી હશે ? તેમનું એ મુજબનું સામાન્ય વર્તન કોઇથી તદ્દન અજાણ્યું નથી એમ છતાં તેમને નિર્દોષ અથવા નિરપરાધી બચ્ચાં કહેવામાં આવેછે તેનું કારણ શું હશે ? પ્રથમદર્શનિક રીતે જોતાં કારણ એવું લાગેછે કે તેમનામાં ખરૂં ખોટૂં સમજવાનું તે કાળે જ્ઞાન હોતું નથી, તેમજ પશુ, પંખી તથા જીવડાંને મારવાં એથી તેમને પીડા થતી હશે તેવું તેમને ભાન નહીં હોય એટલે તે માત્ર અજ્ઞાનતાથી અને ગમત મેળવવાની ખાતર એવાં કૃત્ય કરવા તરફ દોરવાઇ જતાં હશે ! એવા અનુમાનથી તેમને દોષિત ગણવામાં કેટલાંક માણસો કલ્પનાની ખામી ગણેછે, તો કોઇ એમ પણ કહેછે કે પૂર્વજોની નિર્દયપણાની ખાશીયતનો અંશ બાળકોમાં ઓલાદે ઉતરી આવેલો હશે. બીજી બાજુ જોઇએ તો બાળકોને રમવા માટે હાથી,

ઘોડા, કૂતરા અને બિલાડા વગેરે રમકડાં આપવામાં આવ્યાં હોયછે, તે રમકડાંને તેઓ નિર્જીવ ગણતાં નથી, પણ તે જાણે ખરેખર જીવતાં પ્રાણી હોય એમ પોતાની સ્વાભાવિક અજ્ઞાનતાથી ગણીને તેમને તેઓ ખવરાવેછે, પીવરાવેછે, કપડાં ઓઢાડેછે, લાડ લડાવેછે, તેમજ એ રમકડાં ભાંગી તૂટી જતાં તે માટે દયા ખાયછે, ઉદાસ થાયછે અને શોક કરેછે. વળી તેઓ જીવતાં કુરકુરીઆં, બિલાડી અને પોપટ વગેરે પ્રાણીને ખવરાવેછે, પીવરાવેછે તેમજ તેમનાં તરફ બીજી રીતે પણ માયા મમતા રાખતાં જણાયછે. ત્યારે હવે સવાલ એ છે કે તેમનાં મનમાં જો દયા અને પ્રેમની લાગણી મુદ્દલ ન હોય તો એ પ્રમાણેનું તેમના તરફથી વર્ત્તન ક્યાંથી થાય? મતલબ કે એ તરફ પણ ખ્યાલ કરવાનોછે.

બાળક તરફથી બીજાં પ્રાણીઓ પ્રત્યે પાપનું કામ કરવામાં આવે તો તેમ કરતાં તેને વારવું જોઇએ તથા તે સાથે તેને સમજાવવું જોઇએ કે જેમ તમને કોઇ મારે કે પછાડે ત્યારે તમને જેવું દુઃખ થાયછે ને વસમું લાગેછે તેજ પ્રમાણે એ પ્રાણીને પણ મારવા પછાડવાથી પીડા થાયછે. બીજાને દુઃખ દેવું એ પાપનું કામ છે તેથી એવાં કામથી પરમેશ્વર બહુ નારાજ થાયછે તથા એવા અપરાધને માટે તેવાં પાપીને તે ઘટતી શિક્ષા કરેછે. સઘળાં પ્રાણીઓને પરમેશ્વરે પેદા કરેલાંછે.

એ પ્રમાણે દયાથી વર્તવાનું તેમને નાનપણથી શીખવવું જોઇએ, પણ તેમનાં નિર્દય કામ પરત્વે બેદરકાર રહી તેમને ઘટતો બોધ ને ચેતવણી નાનપણથી જો આપવામાં ન આવે તો પછી તેઓ મોટપણે પ્રસંગેપ્રસંગે નિર્દય કામ કર્યાં વગર રહે નહીં.

જનાવરો પ્રત્યેના નિર્દયપણાનાં કામો તેમનાં જોવા જાણવામાં ન આવે, તેમજ એવી નિર્દયપણાની વાતો તેમનાં સાંભળવામાં ન આવે તો બનતી તજવીજ રાખવી જોઇએ. કુરકુરીઆં તથા બિલાડી વગેરેની છેડ કરતાં તે ઉઝરડા વગેરે ભરે તો તે એ બાળકની છેડનો બદલો સમજવો. બાળકો એવી છેડનું કામ એવાં જનાવરો પ્રત્યે ફરીથી કરે નહીં તે માટે તેમને યોગ્ય શીખામણ તથા ચેતવણી આપવી જોઇએ, પરંતુ તેવા ઉઝરડા ભરવા બદલ તે કુરકુરીઆ કે બિલાડીને જરાએ દુઃખ દેવું નહીં જોઇએ, કેમકે એમ કરવાથી બાળકોને બીજાને નાહક પીડા કરવાનું તથા ગેરરીતે વેરની વસુલાત કરવાનું આડકતરી રીતે ઉત્તેજન મળેછે અને પરિણામે તે વધારે ક્રૂર થવાનું શીખેછે.

જેને સુખદુઃખની લાગણી થતી હોય તેવાં દરેક પ્રાણીનું સુખ વધારવું ને દુઃખ ઓછું કરવું એવી દરેક મનુષ્યની ફરજ છે. દયાનાં કામ જેમ ધનથી તેમ બળથી, કળથી કે વચનથી પણ થઇ શકેછે.

“ દયા ધર્મકો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબલગ ઘટમેં પ્રાન. ”

આપણે જો પરમેશ્વરની દયા માગવી હોય તો બીજા ઉપર આપણે દયા કરવી જોઇએ.



# સત્ય.

સત્ય એ સદ્‌ગુણની સીડી છે, ન્યાયનું અંગ છે તથા નીતિનું મૂળ છે. આ સૃષ્ટિ તેમજ સદ્ધર્મનું મંડાણ સત્ય ઉપર છે. જગતના પ્રત્યેક પ્રકારના કર્મનો તથા વ્યાવહારનો તે પાયો છે.

સત્ય વિના સંસાર નથી, સત્ય વિના વ્યાવહાર નથી, સત્ય વિના ધર્મ નથી, અર્થાત્ સત્ય વિના કાંઇજ નથી. સત્ય એ સદા સત્ય જ છે.

દુનિયાંમાંથી સત્યના પવિત્ર બંધનને એક ઘડી પણ દૂર કરવામાં આવે તો અતિશય અંધાધુંધી થઇ જાય તથા એવો તો ગોટાળો વળી જાય કે તેની કશી સિમાજ રહે નહીં.

બાળકને જે કાંઇ કહેવામાં આવેછે, તે ખરા તરીકેજ તે માને છે, તેમજ તેને કાંઇ પૂછવામાં આવે તો તે જે સાચું હોય તેજ તે કહે છે, વળી તેની સ્વાભાવિક વૃત્તિ હમેશ સાચું બોલવા તરફજ જોવામાં આવેછે, જૂઠામાં જૂઠો માણસ પણ એક દિવસમાં જૂઠા કરતાં સાચું વધારે વખત બોલેછે, અને સાચું બોલવાથી તેવું બોલનારને પણ સંતોષાનંદ ઉપજેછે, એ ઉપરથી પણ સ્વતઃ સિધ્ધ થાયછે કે સાચું બોલવું એ સ્વાભાવિક છે, સરળ છે તથા તેમાં કશો શ્રમ પડતો નથી કે તેને માટે કાંઇ પણ જોડી કાઢવાની પંચાતમાં ઉતરવું પડતું નથી. સાચાં થવાને માટે આપણે બંધાએલાં છીએ. સાચને કશી આંચ નથી અને સાચને કશો ભય નથી, તેથી સત્ય બોલવું અને સત્યને રસ્તે વિચરવું એ સલામતીભરેલું છે.

કોઇ પણ કાર્યની સિદ્ધિ સત્યથીજ થાયછે, અસત્યથી અપવાદ તરીકે કોઇ વખત થયેલી દેખાય તો તે [illegible] સમજવી; મતલબ તે

દીર્ઘ કાળપર્યંત ટકતી નથી. વિશ્વાસ અને વિજય સત્યની બાજુએ અને શરમ તથા પશ્ચાત્તાપ અસત્યની બાજુએ ઉભાં રહેછે.

સત્ય પ્રભુને પ્રિય છે. જેઓ સદા સાચું બોલેછે તથા સત્યને પંથ પ્રવર્તેછે તેઓ તેની કૃપા સંપાદન કરેછે. જે સત્યવાદી હોય છે તેને સૌ ચાહેછે, માન આપેછે, તેમજ તેનો સૌ ભરોસો કરેછે. સત્ય સરખું ભૂષણ નથી અને અસત્ય સરખું દુષણ નથી, માટે સાચું બોલવાની ટેવ નાનપણથીજ પડવી જોઇએ.

જેઓ સત્યપ્રિય હોયછે તેઓ મશ્કરીમાં પણ કદી જૂઠું બોલતાં નથી, અને કદાપિ તે કોઇની મશ્કરી કરે તો તે એવી હોયછે કે તેમાં અસત્યનો જરાએ અંશ હોતો નથી, તેમજ તેથી સામાનું દિલ બીલકુલ દુખાતું નથી, પણ ઉલટી બન્ને જણને તેથી ગમત મળેછે!

જૂઠું બોલવું એ એક દુર્ગુણ છે, અપલક્ષણ છે, પાપ છે, તેમજ તે નીચ સ્વભાવની એક નિશાની છે. આ દેશમાં કેટલાંક માણસોમાં જૂઠું બોલવું એ સામાન્ય જેવું ગણાયછે. તેવાં માણસો સહજ વાતમાં પણ જૂઠું બોલતાં અચકાતાં કે શરમાતાં નથી. મજાકમાં જૂઠું, મશ્કરીમાં જૂઠું, રમતમાં જૂઠું, ગમતમાં જૂઠું, કોઇને નકામા ચડાવવામાં જૂઠું, બીવરાવવામાં જૂઠું તેમજ ખુશામત કરવા વગેરેમાં તો ઘણુંજ જૂઠું!

ઇગ્લાંડ આદિ સુધરેલા દેશના કોઇ આબરૂદાર માણસને કોઇ જૂઠો કહે તો તે ગુસ્સાથી લાલચોળ થઇ જશે, ત્યારે આપણા દેશમાં કેટલાએક માણસોને “તમે તો ગપીદાસ છો” એમ કહો તો તેથી તેમનું રૂઆડું પણ ભાગ્યેજ ગરમ થશે!

આપણા દેશમાં બહુજ સત્યવાદી અને પ્રામાણિક માણસોને કોઇવાર મૂરખા કે ભોળા તરીકે હસી કાઢવામાં આવેછે. ધંધા રોજગારમાં જૂઠું

બોલવું, સારા માલમાં ખરાબ માલનો ભેગ કરવો, ગ્રાહકને છેતરીને વધારે પૈસા લેવાનું અપ્રમાણિકપણું કરવું એ સાધારણ જેવું થઇ પડ્યુંછે. નાનાં નાનાં જૂઠાણાં ઘણાં સાધારણ છે. મોઢેથી બોલ્યા સિવાય માત્રપણાથી પણ જૂઠનાં કૃત્ય થઇ શકેછે. કેટલુંક જૂઠું દેખીતું હોય છે તો કેટલુંક છુપું જૂઠું પણ હોયછે. કોઇને ગાળ ભાંડવી એ પણ એક પ્રકારનું જૂઠ છે.

જે પોતાનો બેટો ન થતો હોય તેને પોતાનો બેટો કહેવો, જે સાળો ન થતો હોય તેને સાળો કહેવો, વાંઝણી ન હોય તેને વાંઝણી કહેવી, કોઇની પાસેથી માત્ર સાંભળેલી વાત પોતે જાણે જાતે જોઇ હોય તે રૂપમાં કહેવી, જે વાત હૃદયથી માનતા ન હોય તેને તેમજ કપોળકલ્પિત વાતને સાચા તરીકે કહેવી, વાતમાં મીઠું મરચું ભભરાવીને કે કમ-બેશ કરીને કહેવી, કોઇના ઉપર નાહક ખોટી અસર થાય ને તેથી કરીને બીજો છેતરાય એવી રીતે દ્વિઅર્થી બોલીથી વાત કરવી, અથવા તેવી ઢબ પકડવી, કોઇ પણ વાત ફેરફાર કરીને બોલવી, લીધેલી પ્રતિજ્ઞા ન પાળવી, બીજાને આપેલું વચન ન પાળવું, ઉધારે લીધેલા માલના પૈસા વાયદા પ્રમાણે જેના તેને ન પહોંચાડવા, કોઇ પણ વાતનાં બહાનાં કાઢવાં, પાખંડ કરવાં, ખોટો ડોળ કરવો, ઢોંગ કરવો; બોલીને ફરી જવું, સાચી વાતનો ઢાંકપીછોડો કરવો, કોઇ પણ જાતનાં વર્ત્તન, ચાળા કે ઇસારતવડે નાહક ભ્રમ ઉત્પન્ન કરવો, કોઇની નિંદા કરવી કે ગપાં મારવાં એ પણ એકેક પ્રકારનું જૂઠ છે. અરધું સાચું ને અરધું જૂઠું તેમજ જે જૂઠું સત્યના જેવું જણાય એવા પ્રકારનું જૂઠાણું તે તો બહુજ ખરાબ સમજવું !

જૂઠાં માણસો જૂઠું બોલીને બીજાને એકાદ બે વાર કદાચ છેતરી શકેછે, પરંતુ આખરે તેમનું જૂઠ પકડાયા વગર રહેતું નથી, અને પા-

છળથી કદાપિ તેઓ સાચું બોલે તોપણ તે જૂઠામાં મનાયછે માટે જૂઠું બોલવાની લાલચમાં લપટાવું નહીં જોઇએ. એક ભરવાડના છોકરે "**વાઘ આવ્યો, વાઘ આવ્યો,**" એમ ખોટું કહીને પ્રથમ બીજા માણસોને છેતર્યા હતા, પરંતુ પાછળથી ખરેખરો વાઘ આવી પહોંચતાં તેણે એવી સાચી બૂમ પાડી હતી તોપણ તે ખરા તરીકે કોઇએ માની નહોતી ને તેથી તેને ઘણું નુકસાન સોસવું પડયું હતું એ વાત પ્રસિદ્ધ છે.

બીજાને ફસાવવા અગર પોતે ગુન્હામાંથી છટકી જવા સારૂં માણુસો જૂઠું બોલવાને ઘણીવાર લલચાઇ જતાં જોવામાં આવેછે. કરજદાર સ્થિતિના માણસોને તેમજ નિંદાખોરને પણ ઘણી વખત જૂઠું બોલવું પડેછે. જૂઠાણું એ બીકણનો આશરો હોવાથી તેવા બીરૂ સ્વભાવનાં માણસો પણ કેટલીક વાર જૂઠું બોલવા તરફ દોરવાઇ જાયછે. જૂઠાબોલાને પોતાનો વાંક છુપાવવા સારૂં બીજા ગુન્હા કરવા પડેછે, પણ ગમે તેવું પણ જૂઠ તે જૂઠજ છે, તે આખરે ઉઘાડું પડ્યા વિના કદી રહેતું નથી. જૂઠને પગ નથી તેથી તે સ્થિર રહી શકતું નથી. જૂઠાં ને લબાડ માણસને કોઇ માન આપતું નથી, કોઇ તેનું કહ્યું માનતું નથી તેમ કોઇ તેનો ઇતબાર પણ કરતું નથી. જૂઠાને લાજ શરમ હોતી નથી.

બાળકથી જાણતાં કે અજાણતાં કાંઇ વાંક થઇ ગયો હોય ત્યારે તેમને જો ધમકાવીને અથવા ગુસ્સાથી પૂછવામાં આવે કે અમુક કામ તમે કર્યુંછે કે ? આવી રીતનું બોલવું સાંભળીને તે ઘણી વખત ગભરાઇ જાયછે તથા એ વાંકની શિક્ષાથી બચી જવા માટે જૂઠું બોલવાને અથવા એ વાંક બીજાપર ઢોળી પાડવાને તે લલચાયછે! પરંતુ શાંત ચિત્ત રાખીને તેને જો ધીરજથી અને ધીમેથી પૂછવામાં આવે કે ફલાણું કામ તમારાથી થઇ ગયુંછે વારૂ ? આ પ્રમાણે ધીમેથી પૂ-

જવામાં આવશે તો તે મોકળા મનથી ઘણું કરીને સાચુંજ બોલશે અને એ મુજબ તે પોતાનો વાંક કબૂલ કરે તો તે માટે તેનાપર ખીજાવું નહીં જોઇએ, પણ ઉલટું તેને એમ કહેવું જોઇએ કે ફિકર નહીં, હવે પછી એવું કામ તમારાથી ન થાય તે માટે જોઇતી કાળજી રાખજો. એ પ્રમાણે સૂચના આપ્યા છતાં બાળક એવો વાંક જાણી જોઇને ફરીથી કદાપિ કરે તો તે બદલ તેને કાંઇ શિક્ષા કરવી યોગ્ય લાગે તો બનતાં સુધી સહેજ શિક્ષા કરવી, પણ તે જો સ્વભાવથીજ બેફિકરું હોય અને ઠપકાથી પતતું હોય તો તેમ પતાવવું.

અમેરિકાના જ્યોર્જ વોશિંગ્ટને પોતાના પિતાના પૂછવાથી પોતે કરેલ વાંક કબૂલ કર્યો હતો, તે વાત બહુજ પ્રસિદ્ધ છે, તોપણ તે અહીં જણાવવા એ અપ્રાસંગિક નથી. તેણે એક વાર રમતાં રમતાં પોતાના બાગનું એક કિંમતી વૃક્ષ કુહાડીવતી કાપી નાખ્યું, તે બીજે દિવસે તેના બાપના જેવામાં આવ્યું ત્યારે તેણે પૂછપાછ કરવા માંડી કે આ પ્રમાણેનું નુકસાન કોણે કર્યું ! પરંતુ તે વખતે ત્યાં જે હાજર હતા તે તમામે જણાવ્યું કે અમે એ વિષે અજ્ઞાત છીએ. જ્યોર્જ જે બહાર ગયો હતો તે થોડીજ વારમાં ત્યાં આવી પહોંચ્યો ત્યારે તેને પૂછવામાં આવ્યું કે પેલું સુંદર વૃક્ષ કોણે કાપી નાખ્યું તેની તમને કાંઇ ખબર છે ? એ સાંભળીને તે છોકરે થોડી વાર વિચાર કરીને જવાબ આપ્યો કે બાપા હું જૂઠું બોલીશ નહીં. રમતાં રમતાં મારી પેલી કુહાડીથી તે ઝાડ મેં કાલે કાપી નાખ્યું છે, હવે કેમ થશે ! તે સાંભળીને તેના બાપે કહ્યું કે તમે જૂઠું ન બોલ્યા ને ખરી વાત તુરત માની દીધી તે ઘણું સારું કર્યું, પણ જો તમે જૂઠું બોલીને મને છેતર્યો હોત તો હું બહુ દીલગીર થાત. રૂપાના મહોરવાળાં તથા સોનાનાં ફળવાળાં એક હજાર વૃક્ષ કરતાં પણ સાચું બોલવું એ વધારે કિંમતી છે. જૂઠું બોલવાની જો નાનપણથી ટેવ પડે તો તે પછી કદી ટળતી નથી.

પોતાના બાળકપર માબાપે બને તેટલો વિશ્વાસ રાખવો જોઇએ: પ્રકટ કારણ મળ્યા વિના તેમના તરફ શકની નજરથી જોવું નહીં જોઇએ ; અને ખાતરી કર્યા વિના તેમની ઉપર કાંઇ આરોપ મૂકવો નહીં જોઇએ, તેમજ સદા સત્ય બોલવાનું અને અસત્ય તરફ અણગમાની નજરથી જોવાનું વખતોવખત તેમને સૂચવવું જોઇએ.

જૂઠું બોલવું પડે તેવા પ્રસંગ બાળકને આપવા નહીં, તેમજ તું જૂઠું બોલેછે, તારૂં કહેવું હું માનતો નથી, મને તારા બોલવા ઉપર વિશ્વાસ નથી, એમ બાળકને બનતાં સુધી કદી કહેવું નહીં જોઇએ ; કારણ કે વારંવાર એમ કહ્યા કરવાથી સત્ય બોલવાપર તેને દ્રઢતા રહેશે નહીં તથા જૂઠું બોલવાની શરમ દિવસેદિવસે તેનામાં કમતી થતી જશે, અને પરિણામે તે બહુ જૂઠાબોલું થઇ જશે, પણ તેને જો મૂળથી પ્રસંગોપાત કહેવામાં આવે કે તમે કહોછો તે હું સાચું માનુંછું અને મને ભરોસો છે કે તમે જૂઠું બોલતાં નથી. આ પ્રમાણે થવાથી તે સાચું બોલવા તરફ આકર્ષાશે, જૂઠું બોલતાં શરમાશે અને ઘણુંકરીને સાચુંજ બોલતાં શીખશે.

કેટલાંએક માબાપ બાળક પાસે જૂઠું બોલાવેછે, અથવા તેની સાનિધ્ય બીજા આગળ પોતે જૂઠું બોલેછે એટલે પછી તે બાળક જૂઠું બોલતાં શીખેછે. મા અમુક ઠેકાણે કે અમુક માણસને ત્યાં જતી હોય ત્યારે બાળક પૂછે કે તું કયાં જાયછે, તો તે ખરૂં ઠેકાણું ન કહેતાં બીજા ઠેકાણાનું અથવા બીજા માણસનું નામ દે છે. કોઇ વાર માતા પોતાના બાળકને સાથે તેડીને અમુક ઠેકાણે જતી હોય ત્યારે તે એ બાળકને કહેછે કે આપણે ફલાણે ઠેકાણે જઇએ છીએ એમ તારા ભાઇને કે બેનને કહીશ નહીં ! અથવા બાળક અમુક ચીજ માગે તે તેને આપવાની ન હોય તો તેમ કરવાની તેને ના પાડતી નથી પણ તે ચીજ ઘરમાં આડીઅવળી

સંતાડી દેઇને પછી તેને મૂળ ઠેકાણું બતાવીને કહેછે કે એ ચીજ ઘરમાં નથી. વળી અમુક માણસ કે ચીજ ઘરમાં હાજર હોય છતાં પૂછવા આવનારને ના કહેછે અથવા પોતાના બાળક વગેરે પાસે કહેવરાવેછે કે તે માણસ અથવા ચીજ હાલ ઘરમાં નથી. વળી બાળકને અમુક ચીજ લાવી આપવાનો ચોકસ વાયદો આપ્યો હોય તે પ્રમાણે વાયદાસર તેને લાવી આપતાં નથી અથવા તો બીલકુલ લાવી આપતાં નથી. વળી કોઇવાર ઘરમાં કાંઇ બનાવ બન્યો હોય, અથવા પોતાના બાળકને કાંઇ ખાવા કરવાનું આપ્યું હોય ત્યારે તે વાત એ બાળકના બાપ અથવા પોતાની સાસુ કે નણંદ વગેરે પાસે નહીં માનતાં પૂછે તો કહે-જે કે મને કાંઇ ખાવાનું આપેલું નથી, એ પ્રમાણે પોતાના બાળકને જૂઠું બોલવાનું અગાઉથી શીખવી રાખેછે. કોઇવાર અમુક વાત બાળકને હાલ જણાવવા જેવી ન હોય તે વિષે તે જિજ્ઞાસાથી પૂછે ત્યારે તમે મોટા થશો ત્યારે જાણશો એમ કહેવાને બદલે તેને કાંઇ ભળતી વાત કહીને ફોસલાવવામાં આવેછે પણ પછી પાછળથી ખરી હકિકત જાણવામાં આવતાં બાળકો જૂઠું બોલતાં શીખી જાયછે અને માબાપ સાચી વાત કહે તે પણ તે કેટલીક વાર માનતાં નથી, અને દુનિયાંમાં એક દુર્ગુણની પાછળ બીજા દુર્ગુણ પેદા થાયછે તે પ્રમાણે બાળક જૂઠું બોલતાં શીખવાની સાથે બીજી કેટલીક જાતની બુરાઇ કરતાં પણ શીખે છે, માટે સલાહકારક એ છે કે બાળક જૂઠું બોલતાં શીખે તેવા પ્રસંગ તેમને ન આપવા માટે માબાપે સદા સાવધ રહેવું જોઇએ.

# જિજ્ઞાસા.

જિજ્ઞાસા એટલે નવું નવું જાણવાની—સમજવાની અભિલાષા, પૂછ-પાછ અથવા પિપાસા. દરેક બાળકનાં અંતઃકરણમાં કુદરતે જિજ્ઞાસા મૂકેલીછે, પછી તે કોઇમાં તીવ્ર, કોઇમાં સામાન્ય તો કોઇમાં મંદ. બાળકમાં જેમ બુદ્ધિના અંકુર વધારે તથા ચપળતા વધારે હોય તેમ તેની જિજ્ઞાસાવૃત્તિ પણ પ્રમાણમાં વધારે જોવામાં આવેછે. બુદ્ધિને કેળવવામાં તેમજ તેનો વિકાસ કરવામાં જિજ્ઞાસાવૃત્તિ જેવું બીજું બળવત્તર સાધન એક પણ નથી. એવી સ્વાભાવિક વૃત્તિ વડેજ બાળકો બારિકીથી પૂછપાછ કરીને તેમજ આંખ, કાન, જીભ અને ત્વચા વગેરે શારીરિક જ્ઞાનેંદ્રિયોનો ઘટતો ઉપયોગ કરીને થોડા વખતમાં ઘણી બાબતોનું જ્ઞાન સહેજે સંપાદન કરી શકેછે.

નાનાં બાળકો આ દુનિયાંમાં પ્રથમ જે જે જુએ તે સર્વે તેમને નવું નવું અને અચંબા ભરેલું લાગેછે, તથા જેવું તે પોતાને નવાઇ સરખું લાગેછે તેવું બધાં માણસોને પણ નવાઇ જેવું લાગતું હશે એમ તેઓ ધારેછે, તેથી તેઓ જે જે ચીજો જુએછે, અથવા બીજાને મુખેથી અમુક વસ્તુનાં વખાણ સાંભળેછે તે વિષે વારંવાર સંખ્યાબંધ સવાલો પોતાનાં માબાપ વગેરેને પૂછી પૂછીને જાણે તેમનો દમ કાઢી નાખવા સરખું કરેછે! પ્રશ્નો પૂછતાં તેઓ કદી ધરાતાં નથી. કેટલીક વાર અક્કલમાં ન ઉતરી શકે કે કલ્પનામાં ન આવી શકે તેવા સવાલો પૂછ્યા કરેછે. આ શું ને પેલું શું, આમ શાથી થયું ને તેમ શાથી બન્યું, એવા એવા તરેહવાર અને એટલા બધા સવાલો કે જેમાંના કેટલાકનો ખુલાસો કરી શકાય તેવા તેમજ બાકીના તાત્કાળિક ખુલાસો ન કરી શકાય તેવા, તેમના ચપળ ભેજામાંથી નીકળ્યા કરેછે, અને તેના જવાબ દેનારા જવાબ આપી આપીને થાકી જાયછે, તોપણ તેનો આરો આ-

વતો નથી ! વળી કોઇ વાર તેઓ એવા તો ચમત્કારી સવાલો પૂછેછે કે ગમે તેવા વિદ્વાન પણ તેના યથાર્થ ઉત્તર આપી શકે નહીં, તેમજ પૂછેલા પ્રશ્નના સંબંધમાં કયે પ્રકારે એ બાળકનાં મનનું સમાધાન કરવું તેની તેમને બરાબર ગમ પણ પડે નહીં !

બાળકોના પ્રશ્નો કોઇ વાર ગંભીર, કોઇ વાર છોકરવાદી ભરેલા, કોઇ વાર હસવા સરખા, કોઇ વેળા પાયા વગરના, કોઇ વેળા વિચિત્ર તો ક્વચિત અસભ્ય પણ હોયછે, પરંતુ તે દરેક સવાલ નવું નવું કાંઇ પણ જાણવા માટે તથા પોતાની અભિલાષા તૃપ્ત થવા માટેજ હોયછે. જ્ઞાન મેળવવા સિવાય તેમાં બીજો હેતુ હોતો નથી. માબાપને તે સર્વજ્ઞ ધારેછે, તેથીજ પોતાને નહીં સમજણ પડે તેવા સવાલના જવાબ તેઓ તેમને વારંવાર પૂછ્યા કરેછે, ત્યારે તેના યોગ્ય જવાબ ન આપતાં કેટલાંક માબાપ તેથી કંટાળેછે અને ચીડાઇને કહેછે કે—તારૂં કપાળ ! ચૂપ રહે, ઝાઝું ડાહ્યું ન થા, અહીંથી ચાલ્યું જા, ટકટક ન કર, જાણ્યું તારૂં ડાહપણ ! તારે વળી એ જાણવાનું કામજ શું છે ? ઘડીએ ઘડીએ નકામું શું કરવા સંતાપેછે ? એવું એવું તે વખતે જે કહેવાનું સૂઝે તે કહીને તેને પોતાની પાસેથી કાઢી મૂકેછે, કોઇ બીજી બાબત તરફ તેનું લક્ષ ખેંચેછે, કોઇ ગાળો દેછે, તો કોઇ પોતાનો પિત્તો ખસી જાય તો સહજ હસ્તપ્રહાર પણ કરી લેછે !

પરંતુ આ પ્રમાણે રીસ કરીને બાળકોનાં સવાલનું કોઇ પણ રીતે સમાધાન ન કર્યાથી તેમની હોંસ તૂટી જતાં તેઓ નાઉમેદ થઇ જાયછે, નવું નવું જાણવાની તેમની તીવ્ર ઉત્કંઠા મંદ પડી જાયછે—તેની પર પાણી ફરી વળેછે અને તેઓ જો બહુ પોચા મનનાં હોયછે તો ધાસ્તીને લીધે પછી વખતોવખત એવા પ્રશ્ન પૂછી શકતાં નથી જેથી પોતાની જિજ્ઞાસા વૃત્તિ વડે તેમને જે લાભ થવાનો હોય, અને શોધક બુદ્ધિની

સંસ્કૃતિ થવાની હોય તેનાપર હમેશને માટે ઢાંકણું દેવાયછે તથા તેમનો જુસ્સો દબાઇ જતાં તેઓ સુસ્ત અને ડોઠમોઠ સરખાં રહી જાયછે કેમકે નાનપણમાં તેમને જેવી ને જેટલી જિજ્ઞાસા હોયછે તેવી ને તેટલી જિજ્ઞાસા મોટપણે રહી શકતી નથી.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી બાળકો નવું નવું જાણવા માટે પ્રશ્નો પૂછે ત્યારે માબાપે તેમને તરછોડી નાખવાં કે હસી કાઢવાં જોઇતાં નથી.

બાળકોને રમવા માટે રમકડાં આપ્યાં હોય તેની અંદર શું છે તે જાણવાની જિજ્ઞાસાથી કોઇ વખત તે તેને ભાંગી તોડી નાખે ત્યારે તેમને ધમકાવવાં કે મારવાં ન જોઇએ, તેમજ એવી દરેક ચીજ છેટેથી જોવી તથા તેનો સ્પર્શ કરવો નહીં એમ પણ તેમને કહેવું ઘટતું નથી, કેમકે બાળકની કુદરતી વલણથી તે વિરૂધ્ધ છે. બાળકોની જિજ્ઞાસા કઇ દિશામાં કામ કરેછે, તે તપાસી તેની તેવી વૃત્તિને ઘટતું ઉતેજન આપવું એ અવશ્યનું છે, કેમકે એવી જિજ્ઞાસા એ કાંઇ તોફાન કે અનાડીપણું નથી. બાળકને સંતોષ ઉપજે તેવી રીતે માયાળુપણે જવાબ આપીને તેની જિજ્ઞાસાને તૃપ્ત કરવી એ માબા-પની ખાસ ફરજ છે.

બચ્ચું છેક નાનું હોયછે ત્યારે જીવતી ગાય અને ગાયનું ચિત્ર એ બે વચ્ચે તેને સજીવ નિર્જીવનો તફાવત જણાતો નથી. નાનું કે મોટું, દૂર કે નજીક, કઠણ કે નરમ, સુંવાળું કે ખડબચડું અને ટાઢું કે ઉનું એ સઘળું તેના મનથી સરખું છે. તે ચંદ્રને પોતાના હાથમાં લેવાને ઇચ્છેછે, તળાવમાં બેસવાનું મન કરેછે, પોતાની આંગળી બળતા દીવામાં નાખવા માગેછે, ને જે મળે તે મોઢામાં મૂકેછે પછી તે સાકર હોય કે સોમલ હોય! આટલા ઉપરથી તે મૂર્ખ છે એમ સમ-

જવાનું નથી, પણ તેના તફાવત અને અસરનો તેને બીલકુલ અનુભવ થયેલો હોતો નથી, એનુંજ એ પરિણામ છે. કાંઇ અવાજ થશે એવી આશાથી ચમચો મોઢામાં નાખીને તે ફુંકેછે, અથવા તેનો સ્વાદ લેવાને તેને ચાટેછે ! આશરે બે વરસની વયનું થતાં સુધીમાં તેને તેવી બાબતો વિષે થોડુંઘણું જ્ઞાન થાયછે.

ચંચળ વૃત્તિનાં છોકરાં ઘરમાં ઘણી વાર ઉથલપાથલ અને વેરણખેરણ કરી મૂકેછે. ઘરમાં તેનાથી કાંઇ છાની છપની ચીજ મૂકી હોય તે સંતાડેલી ચીજ ખાંખાંખોળા કરીને તેઓ ખોળી કાઢેછે, અને એ રીતે જોતાં બાળકો એ ઘરમાં છુપી પોલીસની ગરજ સારેછે ! ઘરમાં પોતે મૂકેલી એવી કાંઇ પણ ચીજ માબાપને કોઇ વાર વિસ્મૃતિથી હાથ આવતી ન હોય તો પોતાના બાળકને પૂછવાથી તે કઇ જગોએ પડેલીછે, તે ઘણી વાર તેઓ બતાવી આપેછે, ત્યારે માબાપને બહુ અજાયબી ઉપજેછે કે એ વસ્તુ ત્યાં છે એમ આ બાળકને શી રીતે માલુમ પડયું હશે !

બાળક જે સવાલ પૂછે તે વિષેની વાસ્તવિક હકિકત માબાપ જાણતાં ન હોય તો પોતાની અજ્ઞાનતા છુપાવવા માટે તેના ખોટા જવાબ આપીને તેને ખોટે રસ્તે દોરવાં, ઉડાવવાં અથવા ખોટા વ્હેમમાં નાખવા સરખું તેઓએ કરવુ નહીં જોઇએ. પ્રસંગે પ્રસંગે વિધવિધ બનાવનાં કારણ બાળક જ્યારે પૂછેછે ત્યારે ઘણાંખરાં માબાપો તેના કેવી રીતના ખુલાસા કરીને ખોટી બીના તેમના મનમાં ઠસાવેછે તેના થોડા દાખલા આ નીચે આપવામાં આવ્યાછે.

જ્યારે મે ગાજે ત્યારે એ શું થાયછે, એમ બાળક જાણવા માટે પૂછેછે ત્યારે તેને જવાબ આપેછે કે એ તો ભગવાન ગગનમાં ગેડી દડે રમેછે, તેનો એવો ગડગડાટ થાયછે ! વિજળી થાય ત્યારે કહેછે કે આકાશમાં દેવો તથા દાનવો એક બીજા સાથે લડતાં રણભૂમિમાં સમશેરની સમણા સમણુ થાયછે ! મેઘવૃષ્ટિ થાયછે ત્યારે કહેછે કે પરમેશ્વરના

તળાવમાં મોટું બાંકોરૂં પડતાં તેમાંથી થોડું પાણી જમીનપર આવી પડ્યું અથવા વાદળીઓ પૃથ્વીપર આવી પાણી ભરી ગયેલી તેનાં બેડાં અકસ્માતથી આકાશમાં ફૂટી ગયાં તેથી તે પાણી ઢોળાઇને પૃથ્વીપર પાછું આવ્યું. આડાં વાદળાં આવી ગયાથી ચંદ્રમા થોડી વાર ન દેખાય તો કહેછે કે ચાંદો દૂધ પીવા ગયો ! ધરતીકંપ થાય ત્યારે કહેછે કે પાતાળમાં રહેલા શેષનાગે પોતાનું પૂછડું જરા હલાવ્યું ! ચંદ્ર અથવા સૂર્યનું ગ્રહણ થાય ત્યારે કહેછે કે ચાંદો અથવા સુરજ કોઇ બાબતના કોઇના જામીન થયાછે, તે જામીનગતું પાળી દેવાની તાકીદ કરવા ભંગીઓ તેની સામે જઇને ઉભા રહેછે, એટલે તે મલીન માણસની છાયા પડવાથી ચાંદો અથવા સુરજ કાળો મેશ સરખો થઇ ગયો ! ઇત્યાદિ, ઇત્યાદિ, ઇત્યાદિ.

બાળકોના એવા એવા પ્રશ્નોના યથાર્થ ઉત્તર ઉચ્ચ પ્રકારની કેળવણીના અભાવે જે જે માબાપથી આપી શકાય તેમ ન હોય તેમણે એવી ભળતી રીતે કહીને તેમને ન ભમાવતાં સ્પષ્ટ કહેવું જોઇએ કે એ બાબતની ખરી હકિકત અમારા જાણવામાં નથી, તેથી તમારી શંકાનું નિવારણ અમારાથી થઇ શકે તેમ નથી, અગર કોઇ જ્ઞાતાને પૂછીને તે બાબતનો ખુલાસો આપી શકાય તેમ હોય તો તેમ કરીને તેનો ખરો જવાબ આપવો પણ તેમ જો ન બને તો તેમને ચોખ્ખું કહેવું જોઇએ કે તમે ભણી ગણીને બરાબર હોંશિયાર થશો ત્યારે એ બાબતની ખરી હકિકત તમારા જાણવામાં આવશે. હમણા ધીરજ રાખો.

# અવલોકન શક્તિ.

કોઇ પણ વસ્તુની શાંત ચિત્તથી લક્ષપૂર્વક નિરીક્ષા કરવી તેનું નામ અવલોકન કહેવાયછે. અવલોકનશક્તિ એ એક ઉત્તમ ગુરૂ છે. બાળકમાં જિજ્ઞાસાવૃત્તિ તથા અવલોકનશક્તિ બળવાન હોયછે, તે તેમની કેળવણીના પાયારૂપ છે, અને તે વડેજ ત્રણ ચાર વરસની ઉમર થતાં સુધીમાં ઘરની તથા બહારની ઘણી ચીજોનાં નામ તથા તેનો શી રીતે ઉપયોગ થાયછે તેનું તેઓ જ્ઞાન પ્રાપ્ત કરેછે. મહાવરાથી એ શક્તિ જેમ ખીલે તેમ તે વધારે હોંશિયાર થાયછે, તથા ધીમેધીમે અનુમાન કરતાં પણ શીખેછે.

બાળકોને ગમે તે પદાર્થના પ્રત્યક્ષ દર્શનથી જેટલું શિક્ષણ આપી શકાયછે તથા છાપ પાડી શકાયછે, તેટલું માત્ર મોઢાના ભાષણથી, મોઢે ગોખાવવાથી કે ચોપડીઓ વંચાવવાથી કદી પણ થઇ શકતું નથી. પ્રથમ પદાર્થ બતાવી પછી તે વિષે જ્ઞાન આપવું. શબ્દજ્ઞાન કરતાં વસ્તુજ્ઞાન ઉત્તમ છે, જેથી જે ચીજ વિષે તેને જ્ઞાન આપવું હોય તે ચીજ તેની સામે બનતાં સુધી પ્રત્યક્ષ કરવી જોઇએ. લોહચુંબક જેમ પોલાદને બરાબર પકડી રાખેછે તે પ્રમાણે બાળક પ્રત્યક્ષ ચીજને જોઇને તે વિષેનું જ્ઞાન સંપાદન કરેછે. જે બાળકે મધમાખ કે મધપુડો કદી જોયેલ નહીં હોય તેની પાસે એ વિષેનું ગમે તેટલું વર્ણન કરવામાં આવે તે તેના મગજમાં યથાર્થ ઉતરે નહીં એ દેખીતું છે.

તોલ કે માપનાં કોષ્ટકો શીખવવાં હોય તો તોલાં ત્રાજવાં, તથા ફુટ કે ગજ વગેરે સાહિત્ય તેમની સમક્ષ રજુ કરીને તથા બની શકયા પ્રમાણે તે વડે તોળાવી અથવા મપાવીને શીખવવાં જોઇએ.

દરિયો, પર્વત, આગબોટ, આગગાડી, કપાસ પીલવાના, સુતર કાંતવાના અને લુગડાં વણવાના સંચા અને છાપખાનું વગેરે એક વાર પણ નજરે જોયા વિના તેનો જોઇએ તેવો ખ્યાલ બાળકોને માત્ર મોઢાની વાતથી આવી શકતો નથી. મોઢાની વાતથી ઘણી વખત પોપટીયું જ્ઞાન મળેછે, માટે પ્રસંગ મળ્યાથી અથવા બને તો પ્રસંગ મેળવીને બાળકોને તે નજરે બતાવવાની માબાપોએ તક લેવી જોઇએ.

ગાય, ભેંસ, ઘોડા, હાથી, બકરાં વગેરે વગેરે મુખ્ય પશુઓ, તેમજ જૂદી જૂદી જાતનાં પંખીઓ નજરે બતાવવાં. સિંહ અને વાઘ વગેરે વનચરો કોઇ સંગ્રહસ્થાનમાં હોય તો તે નજરે દેખાડવાં, તેમજ હરણ, વાંદરાં વગેરે પણ મળ્યાથી બાળકોને પ્રત્યક્ષ દેખાડવાં. જો તેવો યોગ કદાપિ ન મળે તો પછી તેવાં રમકડાં કે છેવટ તેનાં ચિત્રો દેખાડવાં.

ગામ બહાર તથા બાગબગીચામાં બાળકોને લેઇ જઇને જૂદી જૂદી જાતનાં ઝાડ, છોડ, વેલા, ફળ, ફૂલ, પાંદડાં અને શાકભાજી વગેરે ભિન્ન ભિન્ન પ્રકારની વનસ્પતિઓ વગેરેનું તેમને અવલોકન કરાવવું જોઇએ.

ખેતરમાં લઇ જઇ જૂદીજૂદી જાતનાં અનાજ અને કપાસ વગેરે બતાવવાં. અનાજની કાપણી શી રીતે કરેછે, કણસલામાંથી દાણા છૂટા શી રીતે પાડેછે, શેરડી શી રીતે પીલેછે, વગેરે ખેતીવાડીનું તેમને સામાન્ય જ્ઞાન આપવું. ખેતીવાડીનાં ઓજાર કેવાં કેવાં થાયછે તે નજરે બતાવીને તેમનાં નામ શીખવવાં, તથા તેનો ઉપયોગ કેવી રીતે થાયછે તે બને ત્યારે પ્રત્યક્ષ બતાવવું. શહેરનાં કેટલાંક છોકરાંને દાતરડાં કેવાં થાયછે તેની પણ ખબર હોતી નથી! મુંબઇ જેવા મોટા નગરમાં માળામાં વસતાં હોય તેવાં બિચારાં બાળકોને છૂટી જગોમાં રમવાની, અવલોકન કરવાની તથા ખુલ્લી હવાનો લાભ લેઇને પોતાની તનદુરસ્તી સુધારવાની તક ભાગ્યેજ મળી શકેછે. તેઓ એ માળારૂપી પીંજરામાં એ

પગનાં પણ પાંખ વગરનાં પક્ષી જેવાં સદા પુરાએલાં રહેછે. એવા નગરની મોટા ઘરની એક ગર્ભશ્રીમંત શેઠાણીએ કોઇને પૂછ્યું હતું કે ઘઉંનાં વૃક્ષો તે કેવડાંક મોટાં થતાં હશે ! !

જૂદીજૂદી જાતનાં કારખાનાં, સંગ્રહસ્થાન, દેવાલયો અને પાળીયા વગેરે બાળકને નજરે દેખાડવાં. કુંભારવાડે લેઇ જઇને કુંભારહામ, ઇંટો તથા નળીયાં વગેરે કેમ બનાવેછે તથા પકવેછે, ઘાંચીવાડે લેઇ જઇને તલ કેમ પીલાયછે વગેરે જૂદીજૂદી ચીજોના કારીગરોને ત્યાં જઇ તેમની કારીગરી બતાવવી ને તે વિષે જોઇતું જ્ઞાન આપવું.

ઉદય તથા અસ્ત પામતાં સૂર્યની ખૂબી બાળકોને પ્રત્યક્ષ બતાવવી. રાત્રે આકાશમાં પ્રકાશ પામતાં ચંદ્ર, તારા અને ગ્રહો બતાવવા.

ઘરમાં ઘરની જૂદીજૂદી જાતની ચીજો બતાવવી; અને રૂપિયા, અરધા, પાવલી, બેઆની, એકઆની, ઢબુ, પૈસો, અરધો પૈસો અને પાઇ વગેરે નાણું નજરે બતાવવું, તથા તેપરથી તે બાબતના હિસાબ વગેરેનું જોઇતું જ્ઞાન આપવું.

# સ્મરણશક્તિ.

બાળકની કેળવણીને અંગે જિજ્ઞાસાવૃત્તિ અને અવલોકન વગેરે શકિતઓની અગત્ય છે તથા તેની સાથે સારી સ્મરણશકિતની પણ ઘણી જરૂર છે. સ્મરણશકિત આદિ ઘણી શકિતઓનો મુખ્ય આધાર ધ્યાન શકિત ઉપર રહેલો હોવાથી તે શકિત સર્વોપરી ગણાયછે. એ ધ્યાનશકિત કોઇ વાર બીજા કામ પાછળ બહુ રોકાઇ ગયેલી હોય તો તે સમયે બીજી માનસિક શકિતઓ નિરૂપયોગી થઇ પડેછે. દાખલા તરીકે જોઇએ તો કોઇ વખત કોઇ માણસનું ધ્યાન જ્યારે બીજી બાબતમાં ઘણું પરોવાઇ ગયેલું હોયછે, તે વખત તેની નજીકમાં ઘડીમાળના ટકોરા વાગે કે થોડેથણે છેટે તોપનો અવાજ થાય અથવા તેમની સમીપમાં કોઇ માણસો મોટેથી વાત કરતાં હોય તેમાંનું કાંઇ પણ તે છતે કાને સાંભળતું નથી, તેમજ એવી સ્થિતિમાં બીજાની સામે તેની આંખો ભલે ઉઘાડી હોય તોપણ તે છતી આંખે તેમને જોઇ શકતું નથી ! સુપ્રસિધ્ધ વિદ્વાન સર આઇઝેક ન્યુટનના સંબંધમાં એક વાત એવી કહેવામાં આવેછે કે એક વાર તેને તવીમાં એક ઇંડું પાંચ મિનિટ સુધી ઉકાળવું હતું, પરંતુ તેનું ચિત્ત તે પ્રસંગે બીજી કોઇ અવશ્યની બાબતમાં બહુજ રોકાઇ ગયેલું હોવાથી તેણે એ ઇંડાને બદલે પોતાની ઘડીયાળ ચુલે ચડાવેલી તવીમાં નાખી તથા એ ઇંડાને ઘડયાળ સમજીને પાંચ મિનિટ ક્યારે પૂરી થાયછે તે જોવા માટે તેને હાથમાં પકડીને તે રાહ જોતો બેઠો હતો, તેવામાં તેની ચાકરડી ત્યાં આવી પહોંચી, તેની સાથે એ વિષે વાતચીત થતાં તેને પોતાની ભૂલ સમજાઇ ! એ બધાંને બેધ્યાનપણાનાં પરિણામ સમજવાં. આ ઉપરથી સ્પષ્ટ સમજવામાં આવશે કે બાળકોને પોતાના દરેક કામમાં બરાબર ધ્યાન રાખવાની ટેવ પાડવી જોઇએ, કેમકે જો તેઓ પૂરતા ધ્યાન વગર કાંઇ સાંભળે તો તે તેમને લાંબા

વખત સુધી સાંભરે નહીં. ઘણાંખરાં નાનાં બાળકો ઘણી બાબતો સારી રીતે યાદ રાખી શકેછે, તેનું કારણ તેઓ બીજાનું કહેલું બરાબર ધ્યાન પૂર્વક સાંભળેછે તેજ છે, અને એજ કારણથી યુવાન કરતાં બાળક યાદદાસ્તમાં ચડેછે. ઘરમાં અમુક ચીજ કયાં પડેલીછે તે ઘણી વાર માબાપ કરતાં તેમનાં બાળકો વધારે જાણતાં હોયછે !

સાંભળેલું સ્મરણમાં રહેછે તેના કરતાં નજરે જોએલું વધારે યાદ રહેછે. અમુક વાત વાંચેલી હોય તેના કરતાં તે પોતાના હાથથી લખેલી હોય તે વધારે વખત પર્યંત સાંભરેછે. જે વાતની પુનરાવૃત્તિ થાય, જે વિષે વિવેચન થાય, જે ગોખવામાં આવે, જે વાત વાંચી કે સાંભળી હોય તે બીજે દિવસે પાછી યાદ કરી જોવામાં આવે, હરકોઇ વાત જ્યારે અવકાશ મળે ત્યારે તેને ફરીથી યાદ કરવામાં આવે તેથી તે વિશેષ વખત સુધી સ્મરણમાં રહેછે. કોઇ કોઇ માણસની યાદશકિત એટલી તો પ્રબળ હોયછે કે તેઓ કોઇ બીના એકાદ બે વાર ધ્યાનથી વાંચે કે સાંભળે તો તે પછી કવચિતજ વિસરી જાયછે. દાક્તર રાશબિહારી ઘોશની સ્મરણ શકિતના સંબંધમાં એવું કહેવાએલુંછે કે કોઇ પણ અજાણ્યું સ્થળ એક વાર જોયું, કે એક રસ્તો એક વાર નજરે પડયો તે બીલકુલ ભૂલે નહીં.

બાળકની શાબ્દિક સ્મરણશકિત નાનપણમાં વિશેષ તીવ્ર ને સબળ હોયછે તેથી પોતાની માતૃભાષા તે ઘણી સહેલાઇથી શીખી જાયછે.

સામાન્ય રીતે જોઇએ તો ભણેલાં કરતાં અભણ માણસોની યાદદાસ્ત અધિક હોયછે. શહેરીઓ કરતાં ગામડીઆ લોકોની સ્મરણશકિત સારી હોયછે. શરીરે મજબૂત હોય તેના કરતાં નાજુક પ્રકૃતિવાળા યાદશક્તિમાં ચડતા હોયછે. દેખતાં કરતાં આંધળાઓ વિશેષ સ્મરણ શકિતવાળાં જોવામાં આવેછે. બાળક આશરે તેર ચૌદ વરસનું થાય ત્યાંસુધી તેની યાદશક્તિનું જોર ખીલેછે અને

પછી તે તેની ઉમર વધતાં જરાજરા મંદ થતું જાયછે. બાળકનું મગજ સવારના આશરે આઠ બજ્યાથી અગિયાર બજ્યા સુધીમાં એટલે સુમારે ત્રણ કલાક સુધી વધારે ચંચળ તથા વધારે નિર્મળ હોયછે, તેવા વખતમાં તે જે શીખે તે તેને વધારે યાદ રહેછે.

જેમ સઘળી વાતની હદ હોયછે તેમ યાદદાસ્તના ઉપયોગની પણ હદ હોવી જોઇએ. હદ ઉપરાંત ગોખવાથી ને શક્તિ ઉપરાંત વિદ્યાભ્યાસ કરવાથી સ્મરણશકિત ઘણી ઘટી જાયછે, તેથી એવાં બાળકો જેમ નવું શીખતાં જાયછે તેમ જૂનું ભૂલતાં જાયછે ! વળી માણસ જેમ મોટું થતું જાય, ઘરડું થતું જાય તેમ તેની સ્મરણશક્તિ સ્વાભાવિક રીતે શિથિળ પડતી જાયછે. ઘણું ખાધા કરવાથી યાદશક્તિ ઓછી થાયછે. વર્તમાન પત્રો વારંવાર વાંચ્યા કરવાથી પણ સ્મરણશક્તિ ઘટી જાયછે, કેમકે તેમાં ઘણે મોટે ભાગે ઝાઝો વખત યાદ ન રાખવા જેવી, તેમજ ઝાઝો વખત યાદ ન રહે તેવી બાબતો આવેછે, જેથી તે વાંચવામાં આવ્યા પછી થોડાજ વખતમાં વિસરી જવાયછે; અર્થાત્ યાદદાસ્ત ક્ષણિક સરખી થઇ જાયછે. અમુક માણસે ત્રણચાર દિવસ અગાઉ અમુક દિવસે શેનું શાક ખાધું હતું તે તેને જેમ કવચિતજ યાદ હોયછે તેમજ વર્તમાનપત્ર ( ન્યુસપેપર ) વાંચનારમાંના ઘણા જણને જો પૂછવામાં આવે કે આજે તેમાં કઇ કઇ બાબતો વિષે શું શું વાંચ્યું તે કહો તો તેઓ વિચારમાં પડી જશે, અને તેમાંની હકિકત તાત્કાળિક તેમને બહુ થોડી યાદ આવશે. “ અભી બાંચ્યા ઔર અભી ચૂક ગયા ” એના સરખું થશે.

જોઇતું ધ્યાન આપ્યા વગર જે બાળક પોતાનો પાઠ બહુ ઉતાવળથી વાંચી જાયછે તે તેને પછી થોડોજ યાદ રહેછે.

જે વાત ગમતી ન હોય તે બરાબર યાદ રહેતી નથી, તેમજ જે વિષય મનને રૂચતો કે સમજાતો ન હોય તે પણ ઝાઝો વખત યાદ રહેતો નથી. સમજ્યા વગરનું ગોખાવવું અને ઐતિહાસિક વંશાવળીઓ અને સાલો સંખ્યાબંધ ગોખાવવી, સમજ્યા વગરના સંસ્કૃતનાં સ્તોત્રો મોઢે કરાવવાં, એવા પોપટીયા જ્ઞાનથી સ્મરણશકિત મંદ પડી જાયછે. અર્થ સમજાવ્યા વગરની કવિતા મોઢે કરાવવી તેથી જો કે સ્મરણશકિતને કાંઇક કસરત મળેછે ખરી, પરંતુ એવી ગોખણપટીની કસરત કામની નથી, કેમકે તેથી મનને વધારે પડતો શ્રમ પડેછે તથા કંટાળો ઉપજેછે. એવા પોપટપંડિત 'ફોનોગ્રાફ' ( સ્વરધારણ યંત્ર ) જેવા ગણાયછે.

બાળકની સ્મરણશક્તિ ઉપર અણઘટતો તેમજ હદ વગરનો બોજો પડ્યાથી જેમ મનની ખીલવટ થતી નથી તેમજ એ શકિત ધીમેધીમે મંદ પડી જતાં પછી સાદી કવિતા કે સાદી વાત પણ બાળકોને વધારે વાર સુધી યાદ રહી શકતી નથી, ને આગળ ઉપર હોંશિયાર થશે એવી ભવિષ્યની આશા આપનાર કેટલાંક ચંચળ બાળકો બોથડ જેવાં બની જાયછે.

લખવાની અને છાપવાની કળા નીકળ્યાથી મગજ ઉપરનો બોજો ઘણે ભાગે ઓછો થયોછે ખરો, પણ પરિણામે તેથી યાદશકિત નબળી થઇછે. હવે માણસો પોતાને કરવાનાં કામો ઘણી વખત પોતાની 'નોટબુક' માં નોંધી રાખેછે, તો કોઇ અમુક વાત યાદ રહેવા માટે પોતાના અંગરખાની કસે કે રૂમાલે ગાંઠ વાળેછે! ખરી રીતે જોઇએ તો પોતાને કરવાની બાબતો મોઢે યાદ રાખવાની ટેવ પાડવી એજ ઉત્તમ માર્ગ છે. લેખનકળાની શોધ થઇ તે પહેલાં આ દેશના પંડિતો પવિત્ર વેદને વગર સમજ્યે પણ ગોખીને પેઢી દર પેઢી મોઢે રાખતા હતા, તેજ પ્રમાણે ગ્રીક લોકો

પણ પોતાનાં અતિશે માનીતાં ને પ્રજાપ્રિય કાવ્યોનો મુખપાઠ કરીને તેને નાબુદ થવા દેતા નહોતા

કેટલીક વાત સંભારીએ તે સમયે સાંભરતી નથી ત્યારે લોકો કહેછે કે તે અત્યારે હૈયે છે પણ હોઠે નથી ! પણ એ વાત પછી કોઇ ટાણે અનાયાસે આપોઆપ યાદ આવી જાયછે ! કેટલીક વાત સ્વપ્નાવસ્થામાં સાંભરેછે પણ તે પાછી જાગ્રત સ્થિતિમાં ભૂલી જવાય છે. કોઇ કોઇ વાત ઘણી લાંબી મુદતની માંદગી ભોગવી ઉઠયા પછી તનમનની નિર્બળ સ્થિતિમાં એની મેળે સાંભરી આવેછે, તો કોઇ વંર્ષોનાં વર્ષો વિત્યાં પહેલાંની અમુક વિસરી ગયેલી વાત અવસાન કાળે, જાણે તે તાજીજ બની હોય તેવી રીતે યાદ આવેછે !

યાદદાસ્તના અવધાન કરનાર પોતાની અદ્ભૂત યાદશકિતથી લોકોને સાનંદાશ્ચર્ય પમાડીને તેમની પાસેથી ઘણો પૈસો પ્રાપ્ત કરી શકેછે. શાંત ચિત્ત રાખીને સતત મહાવરો કરવાથી સ્મરણ શકિતને ખીલવી શકાયછે.

# નકલી બાળક.

નાનાં બાળકોમાં બીજાની બોલીચાલી, અવાજ, ટેવ, રીતભાત અને લક્ષણ વગેરેનું અનુકરણ કરવાની જેટલી શકિત છે, તેટલી મોટી ઉમરના માણસોમાં કે બીજાં પ્રાણીઓમાં કદી જોવામાં આવતી નથી, બીજાનું જોઇને તેજ પ્રમાણે જાતે નકલ કરવાની તેમનામાં સ્વાભાવિક વૃત્તિ છે. નકલ કરવાની બચ્ચાંમાં બહુજ શકિત છે, તેથીજ તે ખાતાં પીતાં, બોલતાં ચાલતાં ને પહેરતાં ઓઢતાં વગેરે જલદી શીખી જાયછે.

બોલતાં પૂરૂં ન શીખ્યાં હોય તેવાં નાનકડાં બાળકો કૂતરાં ને બિલાડાં જેવાના અવાજ સાંભળીને તેવા આબેહુબ અવાજ કરેછે, એ જોઇને ઘણા માણસોને નવાઇ ઉપજેછે.

બચ્ચાંની વર્ત્તણુકનો પાયો અનુકરણથીજ નખાતો હોવાથી ઉત્તમ રીતભાત ને ઉત્તમ આચરણ તેમના જોવામાં આવ્યાં કરે તો તેઓ પોતાની અનુકરણ શકિતથી તેવું શીખેછે, તથા તે તેમની ભવિષ્યની ઉન્નતિ કરવામાં ઘણીજ ઉપયોગી થઇ પડેછે. માબાપનાં અથવા આજુબાજુનાં માણસોનાં કુલક્ષણ, કુટેવ કે ખોડખાંપણ તેમની દ્રષ્ટિએ બીલકુલ ન પડે તેવી માબાપે બરાબર સાવચેતી રાખવી જોઇએ, કેમકે સારા કરતાં નઠારા દાખલાની નકલ કરવામાં તેઓ કુદરતી રીતેજ વધારે લલચાયછે.

તેઓ બોલવા શીખે ને જેમ જેમ મોટાં થતાં જાય તેમ તેમ માબાપ, ભાઇભાંડુ, આડોશીપાડોશી, સગાંવહાલાં તથા મહેતાજી વગેરેનાં અવાજ, આદત, આચરણ તથા હાવભાવ ને શબ્દો વગેરેની આબાદ નકલ કરીને ખૂબ ગમત ને આનંદ મેળવેછે. આબેહુબ અનુકરણ કરવાની શક્તિથી એક નાટકી કે ખેલાડી તરીકે આગળ પડી નાનાં બાળકો મોટાં માણસોને પણ ઘણો આનંદ ઉપજાવેછે.

ઘડીકમાં લાકડીનો ઘોડો કરી ઘોડેસ્વાર થાય, ઘડીકમાં ઘોડાની પેઠે ખોંખારવા મંડી જાય, ઘડીકમાં નિશાળીઓ થાય, ઘડીકમાં મહેતાજી બની જાય, ઘડીકમાં રાજા બની જાય, તો ઘડીકમાં વેપારી કે ફેરીઓ થઇ માલ વેચવા આવ્યો હોય તેમ લલકારીને સાદ પાડે, કે લ્યોરે બોર કે લ્યોરે કોઇ જાંબુ! વળી ઘડીકમાં લીલામવાળો થઇ જૂદીજૂદી જાતની ચીજો લીલામ કરતો હોય એમ બોલે. એક ઘડીએ બાવો થાય તો બીજી ઘડીએ ટોપીવાળો-જાંગલો બની જાય! ઘડીમાં રેતી કે માટીનાં ઘર બનાવે, ઘડીમાં તેને પાછાં પાડી નાંખે! તો ઘડીમાં ઢીંગલા ઢીંગલીનાં લગ્ન કરી આપે! એમ ઘડીઘડીના ને સમય સમયના તેના જૂદાજૂદા રંગ જોવામાં આવેછે. રમૂજ ને ટીખળ કરવાનું તેને કુદરતી રીતેજ ઘણું ગમેછે. પોતાના સહવાસમાં રહેનાર અમુક માણસ જેવી રીતે કપડાં પહેરતાં હોય, ચાલતાં હોય, હસતાં હોય, બોલતાં હોય, ખાતાં હોય, પીત્તાં હોય, ઉધરસ કે છીંક ખાતાં હોય, કામકાજ કે વિવેક કરતાં હોય તેની તે આબેહુબ નકલ કરેછે. આ દુનિયાંનું ઘણા ઘણા પ્રકારનું વ્યાવહારિક જ્ઞાન તે તેની નકલ કરીને સંપાદન કરેછે.



# સૃષ્ટિસૌંદર્ય.

સૃષ્ટિસૌંદર્ય મનુષ્યના મનને જેટલું આનંદમય ને પ્રફુલ્લ કરેછે, તેટલું ગમે તેવી મનુષ્યકળા ને કારીગરી કદી પણ કરી શકતી નથી. સૃષ્ટિસૌંદર્ય એ ઇશ્વરની અગાધ શક્તિનું, અનંત લીલાનું, તરેહતરેહની અસંખ્ય ખૂબીઓનું તથા વિચિત્ર રચનાનું સાનંદ ભાન કરાવેછે. સૃષ્ટિસૌંદર્ય નિરખવાથી—નીહાળવાથી—અવલોકવાથી બહુ મઝા પડેછે, કુદરતી શાંતિ અને આનંદ અનુભવાયછે અને એની મફતની ને નિર્દોષ મોજ લૂટવા માટે મનુષ્યનું અંતઃકરણ અનિવાર્ય રીતે આકર્ષાય એમાં જરાએ આશ્ચર્ય પામવા સરખું નથી.

જંગલમાં જઇને જોઇએ તો આસપાસનો દેખાવ ઘણોજ રમણીય ને મનોહર થઇ પડેછે. રંગબેરંગી અને તરેહ તરેહનાં સુંદર પુષ્પો એવી વનવાટિકામાં ઠેકાણે ઠેકાણે આવી રહેલાં હોય, તેની મીઠી અને મધુરી સુગંધ આસપાસના પ્રદેશને સુવાસિત કરતાં મનુષ્યના મગજને તર થવાનું અને ઘ્રાણેંદ્રિયને ઉત્તમ ખોરાક પૂરો પાડવાનું સાધનરૂપ થઇ પડી હોય, કદળી આદિનાં પત્રો કુદરતના વિજય વાવટાની પેઠે આમતેમ ફરકી રહ્યાં હોય, વાયુના વાવાથી થતો પાંદડાંઓનો ખડખડાટ તેમજ વિધવિધ જાતનાં, વિધવિધ રંગનાં, વિધવિધ ગુણના, વિધવિધ આકૃતિનાં અને વિધવિધ સ્વાદનાં ફળો ને ફૂલો, વિધવિધ પ્રકારના મેવાઓ, અસંખ્ય પ્રકારની વનસ્પતિઓ ને પ્રથકપ્રથક જાતનાં તરૂઓ, વેલાઓ, છોડો, વિશાળ વૃક્ષોની ઘટા, શિતળ છાંયા, શિતળ પવન, વાયુની મંદમંદ શિતળ લ્હેરી, જ્યાં પ્રશ્વેદનુ નામ નહીં, એવો પ્રદેશ જોવાથી—નિહાળવાથી કોનું ચિત્ત પ્રસન્ન ને પ્રફુલ્લ ન થાય ! તથા કોના શ્રમનું નિવારણ ન થાય ! બુલબુલ, કોયલ, કાકાકૌવા, પોપટ અને મોર ઇત્યાદિ નાનાં પ્રકારનાં ને ચિત્રવિચિત્ર રંગના

પક્ષીઓ બુલંદ અવાજે ગાઇને—ટાહુકા કરીને અને નાચીને મોજ કરી રહ્યાં હોય, મનોહર કલરવ કરી રહ્યાં હોય, પાંખો ફડફડાવતાં આમતેમ ઉડી રહ્યાં હોય, કોઇ નીચેથી ઉંચે આકાશ ભણી ગમન કરતાં હોય તો કોઇ ઉપરથી નીચે ઉતરી આવતાં હોય, કોઇ પંખીડાં આ ઝાડપરથી પેલા ઝાડપર અને પેલા ઝાડપરથી આ ઝાડપર આવી બેસતાં હોય, પોતીકા નાના બચ્ચાંઓને સંભાળતાં ને ખવરાવતાં હોય, કોઇ પોતાના માળાઓ ગુંથતાં હોય, પ્રથકપ્રથક પ્રકારની વનસ્પતિપર ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હોય, મૃગો ને સસલા આદિ ઘણી ઘણી જાતના વનચરો જ્યાં ત્યા કૂદાકૂદ ને ઠેકાઠેક કરીને મઝા માણુતાં હોય એવા અવર્ણ્ય દેખાવ હૃદયને સ્વાભાવિક રીતેજ બહુ આનંદજનક થઇ પડેછે.

કોઇ પર્વતના શિખરપર જઇ આજુબાજુના સપાટ પ્રદેશ તરફ ચોમેર દ્રષ્ટીપાત કરવાથી તરેહવાર મનોરંજક દેખાવો જોવામાં આવેછે. ખુલ્લા તેમજ સુકા લીલા પ્રદેશ, માણસો વેંતીઆં વામન સ્વરૂપે અને તળાવ અને નદીનાળાં વગેરે છેક નાનકડાં હોય એવું દેખાયછે! વળી પર્વતવાળા પ્રદેશમાં નિર્મળ પાણીના ઝરણો ખળખળ અવાજ કરતા વહેતા હોય તેમજ વિવિધ પ્રકારની વનસ્પતિ ઉત્પન્ન થયેલી હોય તેવી જાતજાતની કુદરતની લીલા નીરખવાને એવાં સ્થળ પણ વિશેષ મનોરંજક થાયછે.

સૃષ્ટિના એવા કુદરતી દેખાવ ને ચમત્કાર જોવાનું બાળકોને બહુ ગમેછે અને તેના પ્રદર્શનથી તેમની કલ્પના તેમજ અવલોકન શકિત અચ્છી રીતે કેળવાયછે, વળી એવા કુદરતી ને રળિયામણા દેખાવ આંખને ઠંડક આપેછે, ને અંતઃકરણનો તે ઉત્તમ ખોરાક થઇ પડેછે, તેથી વડીલોએ અવકાશ મેળવીને બાળકોને બાગબગીચામાં, જંગલમાં, ખુલ્લા મેદાનમાં, દરિયા કિનારે, નદી કિનારે વગેરે સ્થળે વખતોવખત ફરવા માટે લઇ જવાં જોઇએ, અને પ્રસંગ મળ્યાથી પર્વતવાળા પ્રદેશનું પ્રદર્શન કરાવવું જોઇએ.

નદીમાં પાણીનું પૂર આવે તેના સુસવાટા ને ઘુઘવતા સમુદ્રનાં ઉછળતાં મોજાં, આવ જા કરતાં વહાણો, ચાતુર માસમાં થતાં દીવ્ય રંગના મેઘધનુષ્ય, મેઘગર્જના, વિજળીના ચમકારા ને વરસાદનો ગડગડાટ, વરસાદની વાદળીઓ તથા વિધવિધ રંગનાં વાદળાં વિષે તેમની સાથે છૂટથી વાતચીત કરીને તેમને જ્ઞાન આપતાં રહેવું જોઇએ. ઉગતા તથા આથમતા સૂર્યની વિલક્ષણ શોભા અને નભોમંડળ તેમને બતાવી તે વિષે ઘટતું જ્ઞાન આપીને તેમના આનંદ અને ઉલ્હાસમાં વધારો કરવો યોગ્ય છે.

## વિવેક-વિનય.

વિવેક એ વશીકરણનો પર્યાય છે. "**विवेको दशमो निधि:**" કહેવાયછે. વિવેક અને નમ્રતા એ મોટાઇની ખરી નિશાની છે. વિવેક એ સામાજિક સદ્ગુણનું બાહ્ય સ્વરૂપ છે; એ સદ્ગુણને લીધેજ મનુષ્ય પ્રાણી બીજાં પ્રાણીઓથી શ્રેષ્ઠ ગણાયછે. ખરૂં શું તથા ખોટું શું એ વિવેકબુદ્ધિ વડેજ સમજી શકાયછે. વિવેક વડેજ સામાનું મન રંજીત કરી શકાયછે. અમુક માણસના વિવેક ઉપરથીજ તેની વૃત્તિ, વર્ત્તન ને સમાગમ કેવાં પ્રકારનાં છે તે ઘણે દરજ્જે સ્પષ્ટ થાયછે. જ્યાં સારાસારની પરીક્ષા નથી ત્યાં વિવેકનો વાસ હોતો નથી, અને જ્યાં વિવેકની અસ્તિ નથી ત્યાં બીજું કાંઇ સાર જેવું જણાતું નથી. વિવેકની કિંમત વિદ્યાથી પણ વિશેષ આંકવામાં આવેછે. વિવેક ને વિનય વડે ગમે તેવો કટ્ટો વેરી પણ કેટલીક વાર વશ થાયછે અને તે શત્રુ મટી જઇ મિત્ર બની જાયછે. વિવેક એ મનુષ્ય માત્રની ખાસ દોલત છે, શણગાર છે, ભૂષણ છે. જે વિવેકી છે તેજ કુલીન છે તથા તેજ સદ્-ગૃહસ્થ છે.

બાળકો લક્ષણની પેઠે વિવેક પણ પોતાને ઘેરથી, માબાપ પાસેથીજ શીખેછે, તેથી તેઓ બોલવા ચાલવામાં, બેસવા ઉઠવા વગેરેમાં વિવેકી જણાય તો સમજવું કે તેમનાં માબાપ વિવેકી છે, કેમકે તેઓ માબાપનું તે સંબંધીનું વર્ત્તન જોઇને તેનું અનુકરણ કરનારાં હોયછે.

માબાપમાં જો વિવેકના વાંધા હોય તો તેમનાં છોકરાં અવિનીત નીવડે એમાં કશું આશ્ચર્ય પામવા સરખું નથી.

માણસનો ચહેરો એ ઘણુંકરીને જેમ તેના મનનું સ્વરૂપ સૂચવે છે, તેમ અમુક વ્યકિતના વિવેક ને વચનથી તે ઉંચ છે કે નીચ, હલકો છે કે ખાનદાન તે સમજાયછે. મોટી વયનાં માણસો પણ ઉત્તમ મનુષ્યના સહવાસમાં વિશેષ કાળ રહે તો ત્યાંથી તેમને બોલવા ચાલવાની હાવકાઇ, વિવેક અને સારી રીતભાતના નૌત્તમ નમુના સહજ સંપાદન થઇ શકેછે.

“**નમે તે સૌને ગમે**” એ આપણી કહેવત પ્રમાણે વિનયવંત બાળકો સૌને ઘણાંજ વ્હાલાં લાગેછે, સૌ તેમને અંતઃકરણથી ચાહે છે, તેથી તેમને નાનપણથીજ વિવેકી થવાની ટેવ પાડવી જોઇએ. નાનપણમાં જેવી સારી ટેવ પડશે તેવી મોટપણે કદીએ પડશે નહીં, જેથી બાળકો બોલવા શીખે, કાંઇ સમજવા લાગે, એટલે તેમને વિનય શીખવવાનું વિવેકી માબાપે શીરૂ કરવું જોઇએ. બાળકો મોટાં થયે પોતાનાં માબાપ, બીજાં મોટેરાં તથા ગુરુને પગે લાગે, તથા બીજાંને જેને જે પ્રમાણે માન ઘટે તેને તે મુજબ માન આપે એવી સૂચના તેમને પ્રસંગે પ્રસંગે આપવી જોઇએ; વળી તેમને કોઇ બોલાવે તો **જી સાહેબ,** એમ કહીને **આવુંછુંજી,** અથવા **આવ્યોજી,** કરીને ઉત્તર આપે, વાતચીતમાં હા કહેવી હોય તો **હાજી સાહેબ,** અને ના કહેવાની હોય તો **નાજી સાહેબ,** આપની મહેરબાની વગેરે જ્યાં જેમ કહેવું ઘટતું હોય ત્યાં તે પ્રમાણે કહેતાં, નરમાશ રાખતાં અને ઉંચે સ્વરે ન બોલતાં ધીમેથી પણ સમ-

જાય તેવી રીતે સ્પષ્ટ વાતચીત કરતાં તેમજ ઘરમાં કોઇ મળવા માટે આવે તેમને તેઓ ઓળખતાં ન હોય તોપણ **આવોજી, પધારોજી,** એમ કહીને તેને માન આપે એવું એવું તેમને માબાપે મૂળથીજ શીખવતાં રહેવું જોઇએ.

વિવેકી તરીકે ઓળખાવા માટે બાળકોએ પ્રસંગ મળ્યાથી શું કરવું જોઇએ અને શું ન કરવું જોઇએ તે વિષેની આ નીચે સહજ ઇસારા તરીકેની કેટલીએક સૂચના આપવામાં આવેલીછે, તેમાં માબાપને દોકડાભાર પણ નવીન જણાવાનું નથી એવી ખાતરી છે, પરંતુ તે નવા તરીકે બીલકુલ આપવામાં આવેલ નથી પણ સહજ યાદ તરીકેજ આપવાની જરૂર ધારવામાં આવેલીછે, એટલો ખુલાસો અત્ર સ્થાનેજ ગણાશે.

**વિવેકી થવા માટે પ્રસંગ મળ્યાથી બાળકોએ શું કરવું જોઇએ?** વડીલ અથવા ગુરૂની પાસે વિનયથી બેસવું. જેમ મોટા સાથે તેમજ પોતાથી ઉતરતી પંક્તિવાળાં માણસ સાથે પણ ઘટતા વિવેકથી ને આદરસત્કારથી વર્ત્તવું. સૌને ઘટતા માનથી બોલાવવું. કોઇ કાંઇ મહેરબાથી બતાવે કે અમુક કામ કરી આપે તો તે માટે તેમનો આભાર માનવો. બીજાના ઉપકારમાં બનતાં સુધી ઓછું આવવું, બીજાએ કરેલા ઉપકાર સદા યાદ રાખવા અને પોતે બીજાની ઉપર ઉપકાર કરેલ હોય તો તે ભૂલી જવા. પોતાનાં ખાસ સગાંસંબંધી મળે ત્યારે તેમની તથા તેમનાં ઘરનાં બીજાં માણસોની તબીયતની ખબરઅંતર પૂછવી. વયોવૃદ્ધને તથા વિદ્વાનને સદા માન આપતાં રહેવું. માબાપની આજ્ઞા પાળવી. કોઇની સાથે એક નામથી એટલે તું કહીને વાત ન કરતાં તમે અથવા આપ કે આપ સાહેબ એવા શબ્દ વાપરીને તેની સાથે વાત કરવી. પારકી વસ્તુ વાપરવા માટે પોતાને કોઇ વખત જોઇતી હોય તો તે જે ધણીના કબજામાં હોય તેની પાસેથી તે બાબત વિનયથી માગણી કરવી ને તે ખુશીથી આપે તોજ તે લેવી. કોઇ કાંઇ ચીજ બક્ષીસ

આપે તો પોતાનું ડોકું નમાવી તેને સલામ કરી, તેનો આભાર માનીને હસતે ચહેરે તે ચીજ લેવી. બહાર જતાં ગુરુ, શિક્ષક કે બીજા કોઇ મુરબ્બી મળે તો કાંઇપણ બોલ્યા સિવાય તેમને સવિનય વંદન કે સલામ કરવાની ટેવ રાખવી. કોઇ અજાણ્યું માણસ અમુક સ્થળ તરફ જવાનો માર્ગ પૂછે કે અમુક માણસનું મકાન કઇ તરફ છે તે બતાવવાનું કહે તો તે વિષેની પોતાને માહિતી હોય તે કહેવી. રસ્તામાં ઉભા હોય તેજ જગોપર થઇને કોઇને જવાનું હોય તો પોતે કોરે ખસી જઇને સામા માણસને માર્ગ કરી આપવો. કોઇના હવાલામાંથી કાંઇ ચીજ અકસ્માતથી પડી કે ઉડી જાય તો તે જ્યાં પડી હોય ત્યાંથી ઉપાડીને તેમને પાછી સ્વાધિન કરવી. ગરીબ અને અશક્ત માણસોને પ્રસંગોપાત બનતી સહાય આપતા રહેવું ને સૌ સાથે મીઠાં વચનથી બોલવું.

**અવિવેકીમાં ન ખપવા માટે શું ન કરવું?** વડીલ અથવા ગુરુની પાસે પગપર પગ ચડાવીને કે પીઠ કરીને કદી બેસવું નહીં, તથા તેમની સાનિધ્ય પાનસોપારી વગેરે ખાવાં નહીં. કોઇ બોલતાં હોય તેની વચમાં બોલવું નહીં. ઘરના માણસ સિવાય પરાયા પાસે પાઇ, પૈસો વગેરે કાંઇ માગવું નહીં. બીજાનાં દેખતાં કોઇના કાનમાં વાત કરવી નહીં. રસ્તામાં બૂમબરાડા પાડી બીજાને અણગમો પેદા કરવો નહીં. મોટા ઘાંટા કાઢીને કે રાગડા તાણીને કોઇની સાથે બોલવું નહીં. બહુ બોલબોલ કરવું નહીં, કારણ કે બહુ બોલ્યા કરતા હોય તેનાથી વગર વિચાર્યું પણ કેટલીક વાર બોલાઇ જવાય છે. આંધળાં, લુલાં લંગડાં, તોતડાં કે એવી બીજી ખોડખાંપણવાળા તરફ હસવું નહીં કે તેમની તે માટે કદી મશ્કરી કરવી નહીં. કોઇના ચાંદુડીયા ચાવવાં નહીં. ચાવી ચાવીને બોલવું નહીં, જે બોલવું તે વિચારીને બોલવું. વિખવાદ થાય એવું બોલવું નહીં. કોઇના ચાળા, ખરાબ નામ પાડવાં નહીં. ચાલતાં ચાલતાં કોઇ પડે આખડે કે લપસી જાય તો તે માટે તેમની હાંસી કરવી નહીં. કોઇના ગામડીઆ સરખા

કે એડોળ જણાતા પોશાકને માટે હાસ્ય કરવું નહીં. બહુ બોલબોલ કરવું નહીં. વગર બોલાવ્યે બોલવું નહીં. વગર અર્થનું બોલવું નહીં. કોઇની સાથે તંત બાંધવો નહીં. કોઇના અવગુણ તેને પોતાને મોઢે કહેવા નહીં. જૂઠાને જૂઠો કહેવો નહીં. આંધળાને આંધળો કહેવો નહીં, કેમકે તેમ કહેવું એ અવિવેકમાં ગણાયછે. રૂબરૂમાં કે પાછળથી કોઇની ચેષ્ટા કે મશ્કરી કરવી નહીં. કોઇને કંટાળો આવે તેવું બોલવું નહીં. કોઇનાં છિદ્ર પ્રકટ કરવાં નહીં. કોઇની સાથે તોછડાઇથી બોલવું નહીં કે ઉછાંછળાપણું કરવું નહીં. ગરીબ, લાચાર કે ભીખારીને પણ કદી ધિક્કારવાં નહીં. કોઇને કડવાં વચન કહેવાં નહીં. કોઇને મ્હેણાં ટુણાં મારવાં નહીં. કોઇની લાગણી બનતાં સુધી દુખવવી નહીં. વાતચીત કરવી તો તે એવા પ્રકારે કરવી કે તે સામાને મનગમતી થઇ પડે. રસ્તે ચાલતાં કાંઇ ખાવું નહીં. બહાર ઉઘાડા શરીરે તેમજ ઉઘાડે પગે ફરવું નહીં. મોઢું નીચું ઘાલીને ચાલવું નહીં. રસ્તામાં સીસોટી વગેરે વગાડવું નહીં. હસતાં હસતાં વાત કરવી નહીં. બે જણ છાની વાતચીત કરતાં હોય ત્યાં વગર બોલાવ્યે જવું નહીં. બે જણ વાત કરતાં હોય તેની વચમાં સૂચના થયા વિના બોલવું નહીં. પૂછ્યા વિના જવાબ આપવો નહીં. પોતાને મોઢે પોતાનાં વખાણ કરવાં નહીં. કોઇના ખાનગી પત્ર તેની રજા વિના વાંચવાં નહીં. વગર રજાએ કોઇના ઘરમાં પેસવું નહીં. વગર પરવાનગીએ કોઇની કશી ચીજ લેવી નહીં. મંડળીમાં ખડખડ કે ખુલ્લે મોઢે હસવું નહીં, અથવા દાંત ખોતરવા નહીં. આંગળીના ટચાકા ફોડવા નહીં. બગાસું કે છીંક આવે તો મોઢા આડો રૂમાલ કે હાથ ધર્યા વિના રહેવું નહીં. મોટો અવાજ કરીને છીંકવું નહીં. લીંટ કાઢવું પડે તો મોટો અવાજ કરીને તેમજ બનતાં સુધી બીજાના દેખતાં કાઢવું નહીં. રસ્તામાં કોઇને અડચણકારક થાય તેવી રીતે ચાલવું કે ઉભા રહેવું નહીં, આપવડાઇ કરવી નહીં.

એવી જરૂર જણાતી સૂચના વખતોવખત તેવો પ્રસંગ મળ્યાથી માબાપે બાળકોને આપતા રહેવું એ બહુ જરૂરનું છે.

પોતાને ઘેર કોઇ મળવા આવે તેમની સાથે સલુકાઇથી વર્ત્તવું તથા તેમને આવો કે પધારો, આજે તો આપે ઘણી મહેરબાની કરીને તસ્દી લીધી, વગેરે વગેરે જેમને જે રીતનો ઘટતો હોય તેવો માબાપે આવકાર આપવો, આસન વગેરે આપવું, બારણાં સુધી સામા લેવા જવા સરખું હોય તો તેમ કરવું, ઉભા થવાનું ઘટતું હોય તો ઉભા થઇને માન આપવું ને તે ઘરમાં આવ્યા પછી બેસે તે પછી પોતે બેસવું તથા તેમની યોગ્ય આગતાસ્વાગતા કરવી. આવનારનાં ઘરનાં માણસોની ખબરઅંતર પૂછવી, પોતાને લાયક કાંઇ કામસેવા હોય તો તે ફરમાવવાની વિનંતિ કરવી, પાછા વિદાય થાય ત્યારે ઘરના બારણા કે આંગણા સુધી તેમને વળાવવા જવું તથા આવજો, પધારજો, તસ્દી માફ કરજો, વગેરે મીઠાં વચન વદીને વિવેક બતાવવો. પોતાને ત્યાં નોકર ચાકર હોય તો તેને કામકાજ કરવા માટે હુકમના રૂપમાં ન કહેતાં જે કામ કરાવવાનું હોય તે કામનું નામ પાડીને તે કરશો ? કે જરા કરોની એમ માયાળુપણે કહેવું. એ પ્રમાણેનું વર્ત્તન માબાપ હમેશાં રાખે તો તેમનાં સંતાનો પણ તે પ્રમાણે બીજાને આદરમાન વગેરે આપતાં શીખે, અને માબાપ જેવાં વિવેકી હોય તેવાં તેમનાં છોકરાં પણ વિવેકી થાય.

# સભ્યતા.

સભ્યતા એ જેમ ગૃહસ્થપણાનું તેમજ માયાળુ અંતઃકરણનું ચિન્હ છે. બીજા ગુણોની પેઠે આ ગુણ પણ માબાપના દાખલાથી બાળકો વધારે શીખેછે. માત્ર સૂચના આપવાથી ભાગ્યેજ શીખેછે. મા તથા બાપ ઘરમાં એક બીજાને ઘટતું માન આપતાં નહીં હોય, અને તકરાર ટંટો કરતાં હશે તો તેમનાં બાળકો સભ્ય થાય એવી આશા રાખવી એ ફોકટ છે.

જ્યાં સ્વાર્થ હોય ત્યાંજ સભ્યતા વાપરવી, અને જ્યાં સ્વાર્થ ન હોય ત્યાં સભ્યપણે વર્ત્તવાની જરૂર ધારવી નહીં એ એક જાતની ઠગાઇ સરખું છે.

ઉપરીને માન આપવું, સરખા દરજ્જાવાળાને માન આપવું, પ્રત્યેક મનુષ્યનો તેના દરજ્જા પ્રમાણે આદરસત્કાર કરવો, પોતાનાં સંતાન સાથે તેમજ ઘરનાં બીજાં માણસો સાથે પણ સભ્યતાપૂર્વક વાતચીત કરવી, તેમજ હલકામાં હલકા ચાકર સાથે તથા ગમે તેવી ઉતરતી પંક્તિના માણસો સાથે પણ સભ્યતાથી વર્ત્તવું તથા તેમના તરફ માનની નજરથી જોવું જોઇએ. કુળવાન ને જાતવાન માણસ તોછડાઇથી બોલતાં નથી. જાત વિના ભાત પડતી નથી.

કોઇના ગામડીઆ પોશાક માટે, કોઇની અશુધ્ધ બોલી માટે, કોઇની કાંઇ ખોડ કે કદરૂપાપણા માટે, વૃધ્ધો જોઇએ તેવી ઢબછબથી બોલી કે ચાલી શકતાં ન હોય તે માટે તેમની મશ્કરી કરવી કે હસવું નહીં જોઇએ. વળી કોઇ ખોડખાંપણવાળાં તરફ ટીકીને જોવું નહીં કે આંખના મીચકારા કરવા નહીં. એક માણસ પોતાનું કહેવું પૂરું કરી રહ્યો ન હોય તે પહેલાં બીજાએ બોલવાનું શરૂ કરવું નહીં જોઇએ, કોઇ કાંઇ પૂછે તેનો કાંઇ પણ જવાબ આપવો જોઇએ. પ્રશ્ન કરવામાં તેમજ જવાબ આપવામાં

સભ્યતા રાખવી અને કોઇ કાંઇ ગુણ કરે તેનો ઉપકાર માન્યા વિના રહેવું નહીં.

વગર ઇરાદે પણ કેટલાંક માણસ અસભ્ય દેખાયછે, તેનું કારણ એટલુંજ હોઇ શકે કે તેમને કેટલીક સારી રીતભાતની ખબર હોતી નથી, અથવા તેને જોઇએ તેવા સંસ્કાર થયેલા હોતા નથી. સભ્યતા એ પોતાને માટે સારો મત મેળવવાનું સાધન છે. સભ્ય ને વિવેકી થવામાં ખાસ કાંઇ પૈસા ખરચવા પડતા નથી, છતાં તેથી ઘણો લાભ થાયછે. જેમનામાં સ્વાભાવિક રીતે સભ્યતા હોયછે તેઓ વગર પરાક્રમે ખ્યાતિ મેળવી શકેછે.

વાતચીત કરવામાં સોગન ખાવા એ ઘણું અસભ્ય છે, "**સોગન ખાય તે સદાય જૂઠું**" એવી કહેવત ચાલેછે તે બરાબર છે. વાતચીત કરવામાં ટાહુકા પુરવા કે હાથના ચાળા કરવા નહીં જોઇએ.

પોશાક મેલો, ફાટેલો કે બેડોળ પહેરવો, જાહેર રસ્તાપર પગરખાં વગર ફરવું, બીજાનાં દેખતાં માથું ખંજવાળ્યા કરવું, કોઇના મકાનપર જઇને પોતાના દરજ્જાને લાયક નહીં એવા આસનપર ચડી બેસવું, બગાસાં ખાવાં, જાહેરમાં થુંકવું અથવા ગળું ખેંચીને અવાજ કરવો, મંડળીમાં સીસોટી વગાડવી, પરાયાના દેખતાં કપડાં બદલવાં, ડગલાનાં બટન તથા માથાના વાળનાં લટીઆં ખુલ્લાં રાખી ફરવું, બાળકોને નગ્ન સ્થિતિમાં રાખવાં, ઉધરસ ખાતાં, છીંક ખાતાં અથવા બગાસું ખાતાં મુખ આડું કપડું નહીં રાખવું એ સઘળું અસભ્યતામાં ગણાયછે, જેથી તે પ્રમાણે ન થવા માટે માબાપે પ્રસંગોપાત તે વિષેની ઘટતી સૂચના આપીને તથા પોતાના દાખલાથી બાળકને સભ્ય થવાનું શીખવવું જોઇએ.

# ગૃહરાજ્ય.

ઘર એ નાનું જગત્ અને નાનું રાજ્ય છે. પિતા તેમાં મુકુટ વગરનો રાજા છે; માતા તેની રાણી, મંત્રી સુકાની કે સૂત્રધાર છે, તથા ઘરમાં નિર્વાહ પામતાં બાળબચ્ચાં એ તેમની પ્રજા છે. ઘર એ માબાપની અધિકારભૂમિ છે, સ્થાનિક સ્વરાજ્ય 'Home Government' છે, તથા તેમાં એમની અપરિમિત સત્તા છે.

ગૃહરાજ્યમાં ગૃહ કાયદાના ખરડા બ્રિટિશ રાજ્યસભાની પેઠે ત્રણ વાર વંચાતા નથી તથા તેના સંબંધમાં ચર્ચા કે વાદવિવાદ ભાગ્યેજ થાયછે. માબાપને જ્યારે ગમે ત્યારે ઘડીના છઠ્ઠે ભાગે કાયદો ઘડીને પસાર કરવામાં આવેછે, અથવા તેમાં ફેરફાર કરવામાં કે રદ કરવામાં આવેછે.

દેશના રાજાની પોતાની વસ્તીપર હુકુમત હોયછે, તે કરતાં માબાપનો કેટલીએક બાબતોમાં તેમના બચ્ચાંપરનો અધિકાર વિશેષ તેમજ ઉચ્ચ પ્રકારનો હોયછે; વળી દેશના રાજાનું રાજ્ય સામાન્ય રીતે જોતાં તેની પ્રજાના શરીરપર ચાલેછે, ત્યારે માબાપનું રાજ્ય કેટલેક પ્રકારે તેની પ્રજાનાં—સંતાનનાં અંતઃકરણ ઉપર પણ ચાલેછે, અને જે રાજ્યસત્તા અંતઃકરણપર ચાલે તે સત્તા જેવી તેવી ન ગણાય ! પરંતુ એ સત્તાનો ઉપયોગ અસાધારણ પ્રસંગે તથા તે પણ ન છૂટકે કરવો જોઇએ. ત્રાસથી સત્તા ચલાવવી એ કાંઇ કામની નથી.

રાજ્યનો જેમ રાજ્યવહીવટ તેમ ઘરનો ઘરવહીવટ હોયછે. રાજ્યની જેમ રાજ્યનીતિ તેમ ઘરની ઘરનીતિ હોયછે; રાજ્યમાં જેમ રાજ્યના કાયદાકાનુન ને ધારાધોરણ હોયછે, તેમ ઘરના પણ અમુક કાયદાકાનુન ને ધારાધોરણ હોયછે, એ કાયદા ને ધારા પ્રજાની મનોવૃત્તિથી વિરૂદ્ધ ને સખ્તાઇવાળા થઇ પડેછે તો તેનો અમલ જોઇએ

તેવો તથા સહેલાઇથી થઇ શકતો નથી, અને તે બળાત્કારથી પળાવતાં કોઇવાર તેથી અંધાધુંધી થઇને પરિણામે બખેડા થવા પામેછે, ને પ્રજા ઘણી અસંતુષ્ટ રહેછે. ગૃહરાજ્ય એ રામરાજ્ય જેવું હોવું જોઇએ. તેના ધારા ને નિયમો બહુ થોડા, ટુંકા અને સરળ રાખવા જોઇએ કે જેથી બાળકો તેને સુલભતાથી અનુસરી શકે.

ઘર, એ દુનિયાંની શરૂઆત તેમજ છેડો છે. ઘર એ વળી બાળકને કેળવવાની સર્વોત્તમ સંસ્થા છે. સંસાર વ્યાવહારમાં ઘણું ઉપયોગી થઇ પડે તેવું ડાહ્યપણુ, કળવકળ તથા કામકાજની કાબેલીયત ઘરમાંથીજ મૂળ મેળવી શકાયછે. હૃદય તથા બુદ્ધિની ખીલવટ પણ ત્યાંથીજ થવા માંડેછે.

જાહેર શાળાઓ અમુક વારે કે તેહેવારે અને ગરમીની મોસમમાં અમુક અમુક વખત બંધ રહેછે, પરંતુ ગૃહશાળા તો બાળકોને માટે દરરોજ ચોવીશે કલાક ખુલ્લી રહેછે. જે બાળકો બહારની નિશાળે ભણવા જતાં હોય તેઓ પણ તે નિશાળ કરતાં ગૃહશાળામાં પ્રમાણમાં વધારે વખત નિશ્ચિંતપણે નિર્ગમન કરેછે. ઘરની કેળવણી તેની પ્રજાના સ્વભાવ, નીતિ રીતિ, વર્ત્તન, વિવેક ને રીતભાત વગેરે ઉપર જેટલી અસર કરેછે તેટલી બીજી કોઇ પણ બહારની શાળાની કેળવણી અસર કરી શકતી નથી. **“ઘર નરને બનાવેછે”** એમ જે કહેવાયછે તે યથાર્થ છે. બાળક ભવિષ્યમાં વિશ્વના ભૂષણરૂપ અથવા દુષણરૂપ થાય તેનો વાસ્તવિક આધાર ગૃહરૂપી શિક્ષણમંદિર ઉપર અવલંબી રહેલોછે.

ગૃહરાજ્યમાં માબાપની છત્ર છાયા નીચે બાળક ઉછરેછે, તે રાજ્યમાં ન્યાય, દયા, ક્ષમા, પ્રીતિ ને મમતા આદિ ઉત્તમ ગુણોનો અવિચ્છિન વાસ જોઇએ, તથા તે પ્રમાણે જ્યાં હોય તેજ ખરેખરૂં ગૃહરાજ્ય છે, અને પ્રજાપ્રિય પણ તેવુંજ રાજ્ય થઇ શકેછે.

પરંતુ ગૃહરાજ્યમાં ઘણે ઠેકાણે ન્યાયનું નિયમિત ધોરણ કવચિતજ જોવામાં આવેછે. ઘર ઘરનું ઇનસાફનું ધોરણ પણ સામાન્ય દ્રષ્ટિએ જોતાં

એક રીતનું જણાતું નથી. વળી એકજ ઘરમાં મા તથા બાપનું પણ એક સરખું ધોરણ હોય એમ પણ ભાગ્યેજ જોવામાં આવેછે. એવા ઘરમાં સ્થાયી કાયદા પણ કદાચજ હોયછે. મા તથા બાપની સમય સમયની વૃત્તિ પ્રમાણે તાત્કાળિક કાયદા ઘડાયછે, અને તે પ્રમાણે બાળકને ન્યાય કે અન્યાય મળેછે. તાત્પર્ય એ કે તેમનું તે બાબતનું કાયમી ધોરણ તો કોઇ ઠેકાણેજ જણાયછે, બાકી તો કાંકીડો જેમ વખતોવખત પોતાનો રંગ બદલેછે તેમ મા અને બાપનાં ધારાધોરણનું સ્વરૂપ ઘણી વખત બદલાઇ જાય છે, એટલે જે સમયે મા અગર બાપનો જેવો મિજાજ અને જેવી માનસિક વૃત્તિ, તેને અનુસરીને તે વખતે તેવો ઇનસાફ અપાયછે. એ પ્રમાણે જ્યાં વારંવાર ફેરફારવાળું વર્ત્તન થતું હોય ત્યાં માબાપનો વકકર કે ભારબોજ તેમની પ્રજાપર જોઇએ તેવો ન રહે એ દેખીતું છે.

બાળકને કોઇ પણ જાતના હુકમ કરી જવા કે આમ કરશો નહીં અને તેમ કરશો નહીં, એટલામાં માબાપની ફરજ પૂરી થતી નથી. પોતે કરેલી આજ્ઞાનો અમલ થાયછે કે નહીં, અને જો તે પ્રમાણે અમલ કદાપિ ન થતો હોય તો કરેલા હુકમમાં કાંઇ ખામી છે કે બાળક જાણીજોઇને અથવા બેદરકારથી તેને કરેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરેછે, તે માબાપે લક્ષપૂર્વક જોવું ને વિચારવું જોઇએ, કેમકે પોતાનો કાયદો ભૂલભરેલો હશે એમ ઘણાખરાં માબાપને લાગતું નથી.

કાયદા જો વાજબી અને પળી શકે તેવા હોય તો તે બાળક પાસે બેશક પળાવવાજ જોઇએ; તેમાં ઢીલી દોરી મૂકવી ન જોઇએ, મન દ્રઢ રાખવું જોઇએ. માબાપનાં મનની નબળાઇ બાળક જાણી જાય તેમ કદી થવું ન જોઇએ, દ્રઢતા વગર જોઇએ તેવી વ્યવસ્થા કદી પણ જાળવી શકાતી નથી. કોઇ ખાસ પ્રકારમાં જહાંગીરી હુકમ કર્યા વિના છૂટકો ન હોય તો તેવો હુકમ કરવો તથા તે પળાવવો જોઇએ.

કેટલેક ઠેકાણે મા કે બાપ પોતાના બાળકને એકવાર એમ કહેછે કે હવે બારણા બહાર પગ મૂકીશ નહીં, અને જો વગર પરવાનગીએ તું બહાર ચાલ્યો જઇશ તો તને ફટકાવી કાઢીશ અથવા ફલાણાને ઘેર જઇશ તો પછી તને ઘરમાં પેસવાજ નહીં દઉં ! બાળક તેમના એવા હુકમને પત કરતું નથી, અને તેમની એ પ્રમાણેની આજ્ઞા વિરૂધ્ધ વર્તેછે તોપણ મા કે બાપ તેને ફરમાવેલી શિક્ષા કરતાં નથી. " **અબી બોલ્યા ને અબી ફોક** " એ કહેવત સરખું કરેછે.

કેટલાંક માબાપ એક પ્રકારના ગુન્હા માટે પોતાના બાળકને એક વાર સખ્ત શિક્ષા કરેછે, અને બીજી વખત તેજ પ્રકારના ગુન્હા માટે થોડી શિક્ષા કરેછે. અથવા ન જોઇતી દયા કરીને તેમને મુદલ સજા વિના જવા દેછે ! કેટલીક વાર નજીવા ગુન્હા માટે સખ્ત શિક્ષા કરેછે, અને ગંભીર ગુન્હા માટે થોડી શિક્ષા કરેછે, અથવા બીલકુલ શિક્ષા કરતાં જ નથી. પવનચકકીની પેઠે તેમનાં મનની સ્થિતિ વખતોવખત ચળાયમાન થયા કરેછે એટલે તેનું પરિણામ એ આવેછે કે બાળકો પોતાના માબાપની આજ્ઞાને જોઇએ તેવા આધિન થતાં નથી.

સરકારી ' પેનલકોડ ' પ્રમાણે એક ગુન્હાને માટે બે વખત સજા થઇ શકતી નથી, પરંતુ માબાપના 'પેનલકોડ'ને એવો નિયમ લાગુ નહીં હોવાથી બાળકના અમુક વાંકને માટે મા પોતે શિક્ષા કરે અને પછી બાપને તે વાંકની જ્યારે ખબર પડે ત્યારે તે પણ શિક્ષા કરે !

કોઇ વાર અમુક કામ કરવાનું બાળકને તેની માતા તરફથી કહેવામાં આવેછે ત્યારે બાપ તેને કહેછે કે તારી મા ભલે કહે, પણ તારે એ કામ બીલકુલ કરવું નહીં. એવી વિરોધી આજ્ઞાથી બાળક બિચારું વિચારને ગુંચવણમાં પડેછે કે હવે એમાંથી કોનો હુકમ ઉઠાવવો ! કેમકે એકની આજ્ઞાને આધિન થવાથી બીજાની આજ્ઞાની આપોઆપ અવજ્ઞા થાયછે. આવી વર્ત્તણુંકનું પરિણામ કેવું અનિષ્ટ આવે તે કહેવા કરતાં વિચારી લેવું સહેલ છે.

ગૃહરાજ્યમાં સઘળી વ્યક્તિ તરફ સમદૃષ્ટિ અને સમવૃત્તિ માબાપ તરફથી સદા રહેવી જોઇએ, પરંતુ તેઓ સમદર્શી ન રહેતાં કોઇના તરફ વિસમપણું વારંવાર વાપરે તો તેના ભોક્તામાં અસંતોષથી કડવી લાગણી પેદા થયા વિના રહેતી નથી, તેમજ એવા સમવિસમના ભોક્તા વચ્ચે પરસ્પર વિરોધ ઉત્પન્ન થાયછે તથા પરિણામે જળ તથા તેલની પેઠે તેમનાં મન સદા જૂદાં રહેછે.

યુરોપની મોટી ઉમરની એક બાઇએ એકવાર પોતાના કોઇ ઓળખીતાને કહ્યું હતું કે "મારૂં બચપણુ ઘણું દુઃખદાયક હતું. મારે એક નાનો ભાઇ હતો તેના પ્રત્યે મારી માનું હેત અતિશય હતું, તેને મારી મા બહુ લાડ લડાવતી તથા ઘણા પ્યારથી રમાડતી હતી પરંતુ મને તેવો કશો લાભ ને લ્હાવ તેના તરફથી મળતો નહીં. અંતઃકરણના ખરા ઉમળકાથી તે મને કદી બોલાવતી નહીં, સ્નેહની લાગણીથી મારા તરફ કદી હસતી નહીં કે વ્હાલની નજરથી જોતી નહીં. હું કબૂલ કરૂંછું કે હવે તે મારા ઉપર ઘણો સ્નેહભાવ રાખેછે પરંતુ તેના ઉપર હવે મને હેત ઉપજતું નથી, પણ જો મને તથા મારા એ નાના ભાઇને બચપણમાં પક્ષપાત વિના એક સરખી નજરથી ઉછેરવામાં આવ્યાં હોત તો એક સહોદર બેન તરીકે તેના પ્રત્યે જેવી લાગણી કુદરતી રીતે મને થવી જોઇએ તેવી થયા વિના રહેત નહીં. મારા ભાઇએ પોતે જો કે મને કશો અન્યાય આપ્યો નથી, તોપણ તેનાપર જોઇએ તેવું વ્હાલ મને સ્વાભાવિક રીતે આવી શકતું નથી."

હિન્દી ગૃહરાજ્યમાં ઘણે ઠેકાણે પ્રજા વગેરે તરફ વખતોવખત પક્ષપાત થતા જોવામાં આવેછે, તેમાંના કેટલાક આ નીચે દર્શાવવામાં આવેલછે.

પુત્રનો જન્મ થાય તે આશીર્વાદ સમાન અને પુત્રીનો જન્મ થાય તેને શ્રાપ સમાન માબાપ ગણેછે, તેથી જો પુત્ર પ્રસવે તો હૃદયે હર્ષ

સમાય નહીં, પણ પુત્રી અવતરે તો નિરાશાનો પાર નહીં, એ પ્રથમારંભનો પક્ષપાત.

દીકરો અવતરે ત્યારે તે વિષેની વધામણી ખાનારને કાંઇ બક્ષીસ અપાય, અને એવી ખુશાલીમાં ઘણીવાર સાકર કે મીઠાઇ પણ વહેંચાય, પણ દીકરી આવે તો તે બિચારીને કોઇ જણે પણ જાણે નહીં, એ બીજો પક્ષપાત.

પુત્રને સુખનું મૂળ અને પુત્રીને દુઃખનું મૂળ ગણે અને "**બાળા તેટલી જ્વાળા**" "**જેને ઘેર કન્યા તેને પરમેશ્વરે દંડયા**" એમ માનીને પુત્રપર સદ્ભાવ અને પુત્રીપર અંતરથી અભાવ રખાય, એ ત્રીજો પક્ષપાત.

પુત્ર એ રત્ન ને પુત્રી એ પથરા. "**દુહિતા ભલી ન એક.**" "**છોકરી તો પાડોશીની સાથે પણ હોશો નહીં.**" એમ કહ્યા કરે. પુત્રરત્નનું જીવની પેઠે બરાબર જતન થાય ને બાપડા એ **પથરા** જ્યાં ત્યાં અથડાય તેનો કોઇ ભાવે પૂછે નહીં, એ ચોથો પક્ષપાત.

પુત્રને બરાબર વખતસર સ્તનપાન અને જરૂર હોય ત્યારે બીજું પયપાન કરાવવાનો તેમજ તેને લાલનપાલન ને લાડકોડથી ઉછેરી મોટો કરવાની જેટલી કાળજી ને હોંસ રાખવામાં આવેછે તેટલી પુત્રી પ્રતિ કદી પણ રાખવામાં આવતી નથી, એ પાંચમો પક્ષપાત.

દીકરા પડે આખડે તો તેને "**ખમા ખમા**" થાય ને દીકરી પડે આખડે તો તેને હાયમૂઇ વગેરે ગાળીપ્રદાનથી વધાવી લેવામાં આવે ! એ છઠ્ઠો પક્ષપાત.

પુત્રીના પોષણ માટે પુત્રના જેવો પૌષ્ટિક અને તાજો ખોરાક પ્યારથી પૂરો પાડવામાં આવતો નથી, એ સાતમો પક્ષપાત.

પુત્રી માંદી પડે તો તેની, પુત્ર સમાન દવાદારૂ તેમજ માવજત થતી નથી ને "**આંધળાની ગાય ને અલ્લાના રખવાળા**" જેવું કરવામાં આવેછે, એ આઠમો પક્ષપાત.

પુત્રને કાળજીપૂર્વક કેળવવાની દરકાર રાખી તેની પાછળ માબાપ છૂટથી પૈસા ખરચેછે અને પુત્રીની કેળવણીના ખર્ચની વાત આવે તો ત્યાં હાથ આપોઆપ તંગ થઇ પડેછે તેમજ ઘણાં માણસો પોતાની દીકરીઓને બીલકુલ ભણાવતાજ નથી, એ નવમો પક્ષપાત.

પુત્ર મરણશરણ થાય તો શોકની સિમા નહીં, ને પુત્રી મરે તો ઉપર ચોટીઓ, નહીં સરખો શોક થાય, એ દશમો પક્ષપાત.

એક કરતાં વધારે દીકરા કે દીકરી હોય તેમાંથી એકને અમુક કારણથી વ્હાલું ગણી તેની બરદાસ સારી રીતે કરે અને બીજાને અમુક કારણથી દવલું ગણી તેના તરફ સમભાવ ન રાખતાં વખતોવખત તેની હાડછોડ કર્યા કરે, એ અગિયારમો પક્ષપાત.

એક દીકરાને તેને મનગમતાં મોંઘી કિંમતનાં રમકડાં ને ઋતુ અનુસાર વસ્ત્ર વગેરે અપાવીને રાજી કરે, તથા બીજા દીકરા કે દીકરીને જેવાં તેવાં કપડાં અપાવીને તેને નારાજ કરે, એ બારમો પક્ષપાત.

ઘરમાં બાળકોને મેવો મીઠાઇ વગેરે કાંઇ ખાવાનું આપવાનું હોય ત્યારે ખાધાં જેવડાં બધાં સંતાનને સમભાગે ન આપતાં એક સંતાનને તુષ્યમાન કરવા વધારે પડતું આપે ને બીજાને તેનાપર સ્નેહ ભાવ ઓછો હોવાથી ઓછું આપીને તેને અસંતુષ્ટ કરે, એ તેરમો પક્ષપાત.

પોતાને ઘણું વ્હાલું લાગતું હોય તેવું સંતાન ઘરમાં કાંઇ ભાંગફોડ કરી નુકસાન કરે ત્યારે તેને તે બદલ કાંઇ પણ શિક્ષા ન કરતાં કિંવા કાંઇ ઠપકો પણ ન આપતાં આંખ આડા કાન કરે, પણ જો અણગમતા સંતાને એવું કાંઇ નુકસાન કીધું હોય તો તેના પર વાગ્પ્રહાર અને વખતે હસ્તપ્રહાર પણ કરવાનું ચૂકે નહીં, એ ચાદમો પક્ષપાત.

માતા પોતાના પેટનાં દીકરા દીકરીપર મીઠી નજરથી જુએ અને ઘરમાં સાવકાં છોકરાં હોય તો તેનાપર ઇરાદાપૂર્વક કડવી નજર રાખ્યા કરે, એ પંદરમો પક્ષપાત.

એક પુરુષ કંઇ કારણથી પોતાની પત્નીને ચાહતો ન હોય તો તેની કુખે જન્મનાર બાળકને પણ તે ચાહતો નથી, તેમજ તેની જોઇએ તેવી સંભાળ તે રાખતો નથી, એ સોળમો પક્ષપાત.

કોઇ ઘરમાં મા દીકરીઓને વધારે ચાહેછે, અને દીકરાને ઓછી ચાહે છે, ત્યારે બાપ પોતાના પુત્રોને વધારે ચાહેછે, અને પુત્રીઓને ઓછી ચાહેછે, એ સત્તરમો પક્ષપાત.

દીકરાને કિંમતી બૂટ ને મોજાં વગેરે અપાવીને રાજી રાખે ને દીકરીને ફાટયાં તુટયાં પગરખાં પણ પૂરાં પાડે નહીં તો મોજાંની તો વાતજ શું કરવા કરવી ! એ અઢારમો પક્ષપાત.

એ પ્રમાણે જોવા જઇએ તો બીજા પણ ઘણી જાતના પક્ષપાત પગલે ને ડગલે દૃષ્ટિગોચર થયા વિના રહે નહીં.

કેટલેક સ્થળે મા તથા બાપનો એક તરફ રાગ ને બીજા તરફ દ્વેષ, એક તરફ સદ્‌ભાવ અને બીજા તરફ અભાવ હોયછે. વળી એક તરફ નરમ તો બીજા તરફ તેઓ ગરમ જોવામાં આવેછે તેના પરિણામે એ બાળક બાળકમાં એક બીજા તરફ તેમજ માબાપ તરફ પણ તેમનાં અંતઃકરણમાં અભાવ ઉત્પન્ન થાયછે.

એ પ્રમાણે દીકરા દીકરી તરફજ ભાવાભાવ રહેછે એટલુંજ બસ નથી, પરંતુ દીકરા કે દીકરી જણનાર માતાઓ તરફ પણ કેટલાંક કુટુંબરાજ્યમાં સમ ને વિસમ ભાવ જોવામાં આવેછે. દીકરા જણનાર માતા માનીતી થઇ બેસેછે, અને દીકરીઓ જણનાર માતા અણમાનીતી થઇ પડેછે તથા તેનીપર મહેરબાનીની નજરથી ભાગ્યેજ જોવામાં આવેછે.

બધાંને ઘેર એકલા દીકરાજ અવતરવા માંડે તો પરિણામે આ

સૃષ્ટિની અસ્તિ કેમ રહી શકે તેનો વિચાર થોડાનેજ આવતો હશે. સૃષ્ટીનું મંડાણુ એકલા પુત્રો ઉપર નથી તેમ એકલી પુત્રીઓ ઉપર પણુ નથી, તેમ દુનિયાંમાં બધે દીકરાજ અવતરે એમ કોઇ કાળે બનતું પણુ નથી, દરેક દેશની વસ્તીની વિગત જુઓ તો તેમાં દીકરા દીકરીની લગભગ સરખી સંખ્યા જન્મ પામતી કે અમુક મુદત પછી જીવતી રહેતી જાણુવામાં આવશે. કુદરત એ રીતે સમતોલપણું જાળવી રાખેછે. સૃષ્ટિ માટે પુત્ર અને પુત્રીઓની લગભગ સરખી સંખ્યાની આવશ્યકતા હોવાથી પ્રજાપતિ એ બન્ને જાતિની આશરે સરખી સંખ્યા ઘડેછે, એથી પણુ કુદરતની ઇચ્છા સ્પષ્ટ સમજાયછે.

ગૃહરાજ્યમાં તમામ બાળકોપર સમાન વાત્સલ્યથી વર્ત્તવું જોઇએ. સમભાવ ને સદ્ભાવ એ વિરોધને કદી ઉત્પન્ન થવા દેતા નથી. સ્નેહભાવ— સમાન ભાવથી બાળકો જેટલાં આજ્ઞાધિન થાયછે, તેટલાં બીજા એકેથી થતાં નથી. માબાપ પોતાની પ્રજા ઉપર સરખો ભાવ રાખ્યા કરે તો તેમની પ્રજા પણુ તે પ્રમાણે જોઇતો સમાન ભાવ રાખતાં શીખે એ સ્વાભાવિક છે.

ગૃહરાજ્યનું તંત્ર બરાબર ચાલવા માટે જેમ માતા તેમજ પિતા એ બન્ને જણુ બરાબર કેળવણી પામેલાં હોવાં જોઇએ. જો પિતા સારી રીતે કેળવાએલ હોય અને ગૃહરાજ્યની સુકાની માતા કકો, ખખો પણુ ભણેલી તથા વ્યાવહારકુશળ કે કળવકળવાળી ન હોય, અગર કોઇ સ્થળે માતા કેળવાએલી હોય અને પિતા કેળવણીથી બેનસીબ હોય તો એવાં કુટુંબને અર્ધજંગલી સરખું ગણુવું જોઇએ, અને એવા રાજ્યની પ્રજાને માવજત અને કેળવણીનો જોઇએ તેવો ને તેટલો લાભ મળી શકે નહીં એ દેખીતું છે, માટે ગૃહરાજ્યમાં જેમ માતા તેમજ પિતા એ બન્ને જણે જમાનાને અનુસરતી કેળવણી લીધેલી હોય તોજ સંતાનો પ્રત્યેની ફરજો તેમનાથી બરાબર બજાવી શકાય એમ અત્રે કહી બતાવવાની કાંઇ જરૂર નથી.

## કહેવા કરતાં કરી બતાવવું એ વધારે સારૂં છે.

દાખલો એ શબ્દ વિનાનું શિક્ષણ છે. બાળકો દાખલાથી દોરાયછે તેવાં બીજા એકેથી દોરાતાં નથી. તેમનું લક્ષ માબાપની કૃતિ ઉપરજ રહેછે તેથી કહેણી કરતાં રહેણીની અસર બાળકપર સ્વાભાવિક રીતેજ વિશેષ થાયછે. વાણીગત ઉપદેશ જો કોઇ દાખલામાં ઉપયોગી નીવડતો હોય તો તે માણસની પાકી વય થયા પછી, પરંતુ બાળવયમાં બીલકુલ નહીં. "**સો બોધ વચનિક, એક બોધ દર્શનિક**" એ કહેવત પ્રમાણે કથન કરતાં દ્રષ્ટાંતથી વધારે શીખવી શકાયછે. ઉપદેશ કરતાં દાખલો બળવાન છે મતલબ સારી રહેણીકરણી એ ઉત્તમ ઉપદેશ છે.

બાળકપર માબાપના ચારિત્રની જે અસર થાયછે તે ભુંસાઇ જતી નથી. માત્ર કથનની જોઇએ તેવી અસર ક્વચિતજ થાયછે, અને કદાપિ થાયછે તો તે વધારે વખત ટકી શકતી નથી. જોડી કાઢેલી એક વાતમાં જણાવ્યા પ્રમાણે "સીધો રસ્તો મૂકીને અવળે રસ્તે ચાલ્યું તે માટે એક કરચલીએ તેના બચ્ચાને ઠપકો આપ્યો ત્યારે તે બચ્ચાએ જવાબ આપ્યો કે મા તું પોતેજ અવળે રસ્તે ચાલેછે." તું આ રીતે ચાલેછે એમ બાળકને કહેવા કરતાં હું ચાલુંછું તેમ ચાલ એમ કહેવામાં આવે તો તે એ પ્રમાણે ઘણુંકરીને વર્ત્તેછે. રહેણી વિરૂદ્ધ કહેણી કશા કામની નથી. આચાર વિરૂદ્ધ ઉપદેશ નકામો છે, માટે માબાપે કહેણી પ્રમાણેજ રહેણી રાખવી જોઇએ. બાળકને સાચું બોલતાં શીખવવું હોય તો માબાપે પોતે ખરેખરા સત્યવાદી થવું, તેમને ઉદ્યોગી કરવાં હોય તો પોતે ઉદ્યોગી થવું, તેમને વહેલા ઉઠનાર કરવાં હોય તો પોતે હમેશાં વહેલાં ઉઠવું. તેમને નીતિવાળાં કરવાં હોય તો પોતે નીતિવાળાં થવું, તેમને ધર્મ-

પરાયણ કરવાં હોય તો પોતે ધર્મપરાયણ થવું અને તેમને ન્યાયી ને વિવેકી કરવાં હોય તો માબાપે પ્રથમ પોતે તેવાં થવું.

બાળકને સુધારવાની ખરી કુંચી એજ છે. વારતા વિદ્વાન જેવી ને આચરણ રાક્ષસ જેવાં હોય તો તેની અસર તેવીજ થશે. ઉપદેશને અનુસરતો આચાર જોઇએ, કેમકે ઉપદેશ કરતાં દાખલો ઘણોજ વધારે અસરકારક નીવડેછે. વાણી અને વર્ત્તનમાં વિરોધ નહીં જોઇએ, કેમકે નહીં તો તે **"પોથીમાંનાં રીંગણાં"** જેવું થશે.

કપડાં કેમ શીવવાં તે વિષે ભાષણ આપ્યા કરતાં તેમની રૂબરૂ શીવી બતાવ્યાથી તે તેમના જાણવામાં સહેલાઇથી આવશે.

માબાપે બાળકોનાં દેખતાં અતિથિની સેવા કરીને, ગરીબને દાન દઇને અને નિરાધારને મદદ કરીને તેમને બીજાઓની તેવી સેવા કરવાનો તથા પરોપકારનાં કામ કરવાનો મુંગો બોધ આપવો જોઇએ. જેવાં ચારિત્રવાન તેમને કરવાં હોય તેવાં ચારીત્ર તેમની નજર સામે ખડાં કરવા જોઇએ; અર્થાત્ તેમને જેવાં કરવાં હોય તેવાં પોતે પ્રથમ થવું જોઇએ.

સારા દાખલાથી બચ્ચાં સારાં થાયછે, એમ ઘરનાજ દાખલાથી જણાઇ આવેછે, એટલે તેવું દ્રષ્ટાંત શોધવા બીજે કોઇ ઠેકાણે જવા સરખું રહેતું નથી.



# આજ્ઞાને તાબે થતાં શીખવવું.

બાળકોને આજ્ઞાધીન કરવાં એ તેમને સન્માર્ગે ચડાવવાની શરૂઆત કરવા સરખું છે, તેથી પ્રથમારંભે આજ્ઞાનું પાલન કરવાનું માબાપે તેમને શીખવવું જોઇએ. કહ્યાગરાં છોકરાં સાને ઘણાં વહાલાં લાગેછે, પણ તેમને તેવાં કહ્યાગરાં કરવા માટે ઘણી જાતની કળવકળ તથા સમયસૂચકતા વાપરવી પડેછે. જેમ એકલી જોહુકમી કારગત નીવડી શકતી નથી, તેમ તે માટે માત્ર ખાલી ઇચ્છા રાખી બેસવાથી તાબેદારપણે વર્ત્તવાનું તેઓ શીખતાં નથી. બાળકો વડીલોના હુકમને માન આપીને વર્ત્તે તેવી નાનપણથી તેમને ટેવ પાડવા માટે યોગ્ય તજવીજ રાખવાની ઘણી આવશ્યકતા છે.

બાળકને નાનપણથી સુધારવાની સારી તક છે તેનો યથાર્થ ઉપયોગ ન કરતાં "એ હજી નાનું છે" "એ સમજતું નથી," "એ માનતું નથી," "એ ગાંઠતું નથી," એવા બ્હાનાથી નાખતી કરીને ચલાવી લેવામાં આવે, તેની નાફરમાનીને ન જોઇતું નમણું આપે તો પછી તે મોટાં થયે માબાપનો હુકમ શિરોચશ્મ કરે તેવું તે થાય એવી આશા રાખવી એ નિરર્થક છે. તે નાનું છે એટલે નહીં સુધરે એમ કદી ધારવું નહીં જોઇએ. નાનપણમાં તે જો કદાપિ સુધરે નહીં તો પછી મોટપણે તે સુધરશે એવી આશા બીલકુલ રાખવી નહીં. મોટપણે તે જોરદાર ને પોતાનાં દુરાચરણમાં રીઢાં થશે ત્યારે તે માબાપનું કહ્યું કાને ધરશે નહીં; આ પ્રમાણે હોવાથી વાજબી હુકમોને તાબે થવાનું જેઓ પોતાના બચ્ચાંને નાનપણથી શીખવતાં નથી તથા તેને કાબુમાં રાખતાં નથી, તેઓ જેમ પોતાના હકમાં તેમજ એ બાળકના હકમાં ઘણા પ્રકારની ખરાબીનાં મૂળ રોપેછે એમ સમજવું.

આજ્ઞાને આધિન થવાની નાનપણથી ટેવ પાડવા માટે જે કામ તેનાથી થઇ શકે તેવું હોય, વળી તે તેને પ્રિય હોય તેવું કામ

કરવાનું તેને મીઠા વચનથી કહેવું જોઇએ. જે હુકમ તે ઉઠાવી શકે તેવું ન હોય તેવો હુકમ કદી પણ કરવો નહીં જોઇએ.

બાળકોને બોલાવવામાં આવે કે તુરત તેમણે હાજર થવું જોઇએ. કેટલાંક બચ્ચાં "આવુંછું, આવુંછું," એમ કહેછે, પણ પોતાની રમત, વાતચીત, કે હાથમાંનું કામ મૂકી દઇને જલદી હાજર થતાં નથી. તેઓ જ્યારે કોઇ નિર્દોષ રમતની મોજમાં નિમગ્ન થયાં હોય, તેવા વખતમાં કાંઇ ખાસ જરૂરના કારણ સિવાય બીજું કાંઇ કામ કરવાની તેમને આજ્ઞા કરવી એ સલાહકારક નથી, કેમકે તેવી મોજ મૂકી દઇને બીજા કામમાં પ્રવૃત્ત થવાનું તેમને સ્વાભાવિક રીતે મુદ્દલ ગમશે નહીં, તેથી તેઓથી કદાચ માબાપના હુકમનો અનાદર થશે, જેથી તેમ ન થવા માટે માબાપ સમયસૂચકતા વાપરી સાવધાનપણે જો આજ્ઞા કરશે તો તેઓ તુરત તેને તાબે થયા વિના નહીં રહે.

બાળકોને જેમ બને તેમ થોડા હુકમ કરવા તથા તે પણ તેઓ પાળી શકે તેવા કરવા જોઇએ; તેમજ તે હુકમો ઘડીઘડી બદલવા ન જોઇએ. એક વખત કહેલું વચન ખાસ કારણ વિના પાછું ખેંચી લેવું નહીં જોઇએ. કરેલા હુકમનો અમલ તુરતમાં થવો જોઇએ. એક કરતાં વધારે વાર હુકમ કર્યા પછી, શિક્ષાની બીક આપ્યા પછી અથવા તેનો ઉપયોગ કર્યા પછી છોકરાં હુકમ માને તે ખરી તાબેદારી નથી. છોકરાંઓએ મા તેમજ બાપનો હુકમ એક સરખો માનવો જોઇએ. બાપના જેટલુંજ માની આજ્ઞાનું માન રહેવું જોઇએ. બાપનો હુકમ માને અને માનો હુકમ ન માને તેમ થવું ન જોઇએ. કેટલાંક બાળકો બાપની બીક રાખેછે અને તેનો હુકમ ઉઠાવેછે, પણ માનું કહ્યું માનતાં નથી. બાળકને તાબે રાખતાં જે માતાને આવડતું નથી તે તેને કહેછે કે તું મારૂં કહ્યું માનતો નથી ને તોફાન કરેછે તે વાત તારો બાપ ઘેર આવશે ત્યારે તેમને કહી દઇશ, પછી તે તને શિક્ષા કરશે! કોઇ કોઇ માતા એવે પ્રસંગે એમ પણ કહેછે કે તું આડાઇ કર્યા કરેછે તેથી નિશાળે આવીને તારા મહેતાજી પાસે તને માર ખવરાવીશ.

ધમકાવ્યા કે શિક્ષા કર્યા સિવાય જે બાળકો પોતાનાં માબાપનું કહ્યું

કરતાં ન હોય ત્યારે એમ પણ અનુમાન કેમ ન થઇ શકે કે હુકમ કરવામાં માબાપની કાંઇ પણ ખામી હશે. ગેરવાજબી સત્તા એ કોઇ કોઇ વાર જુલમ સરખી થઇ પડેછે.

જો બાપે કાંઇ કામ કરવાનું બાળકને કહ્યું હોય અને બાળક તે કામ આડાઇથી ન કરે તો માએ તેની જરાએ હિમાયત કરવી નહીં. બાપ અથવા માની આજ્ઞાનો ભંગ થાય તો તે બન્ને જણની આજ્ઞાનો ભંગ થયો એમ સમજીને મા તથા બાપે તેનું ખોટું ઉપરાણું લેવું નહીં કે તેની ખોટી તરફદારી કદી કરવી નહીં જોઇએ.

મા કિંવા બાપનો હુકમ ઉઠાવવામાં ધમકી કે કાંઇ લાલચ આપવાની પણ જરૂર નથી. માતા તેને કોઇ વાર કાંઇ મીઠાઇ વગેરે આપવાનું કહીને હુકમ ઉઠાવવાની સૂચના કરેછે તેથી તેવી તેને ટેવ પડી જાયછે. બીજી વખત તેને જ્યારે કાંઇ કામ કરવાનું કહેવામાં આવેછે, ત્યારે તે કેટલીક વાર પૂછેછે કે તમારૂં એ કહેલું કામ હું કરી દઉં તો તમે મને શું આપશો ? અથવા અમુક ચીજ મને આપો તો હું તમારૂં અમુક કામ તુરત કરી આપું. આવી ટેવ પડવા દેવી એ ઘણી નુકસાનકારક છે.

છોકરાનો કોઇ પણ કારણથી મિજાજ ગયેલો હોય તેવા વખતમાં અમુક ચોપડી વાંચવા વગેરેનું કાંઇ કામ કરવાની મા અથવા બાપ તેને આજ્ઞા કરેછે ત્યારે તે તેને તાબે થવાની ચોખ્ખી ના પાડેછે, એમ કોઇ કોઇવાર જોવા જાણવામાં આવેછે. બાપ કહેછે કે આ ચોપડી તું વાંચ, ત્યારે છોકરો કહેછે કે હું તે અત્યારે નહીં વાંચું. બાપ એ સાંભળીને તેને ધમકાવીને કહેછે કે તું વાંચ; છોકરો કહેછે કે હું તે બીલકુલ વાંચવાનો નથી, ત્યારે બાપ તેને થોડો મારેછે, અને કહેછે કે તારે તે અત્યારે વાંચવીજ પડશે, તોપણ છોકરો તેને પત કરતો નથી એટલે પછી બાપ તેને વધારે મારેછે; એમ છતાં તે કહેછે કે બસ તમે મને ગમે તેટલો મારશો તોપણ એમાંનો એક પણ અક્ષર અત્યારે હું વાંચવાનો નથી. આ પ્રમાણે મામલો ઘણી રસાકસી ઉપર આવી જાયછે.

બાપ પોતાનો બોલ મૂકતો નથી અને છોકરો પોતાની હઠીલાઇ છોડતો નથી. હવે આમાં બાપ અને દીકરો એ બેમાં કોણ ફાવેછે તેના પરિણામ ઉપર તે છોકરાની ભવિષ્યની વર્ત્તણુકનો આધાર રહેછે. આવે પ્રસંગે જો બાપ કાયર ન થતાં પોતાની છાતી કઠણ કરીને તથા સખ્તમાં સખ્ત ઉપાય અજમાવીને પણ જો પોતાનો હુકમ ઉઠાવવાની તેને ફરજ પાડતો નથી તો પછી ભવિષ્યમાં તેની સત્તા તે છોકરા ઉપર ચાલવાની નહીં, તથા તે સદાને માટે નાફરમાન ને ઉદ્ધત બની જવાનો સંભવ છે, તેથી દ્રઢતા તેમજ મક્કમ ઠરાવ રાખી ગમે તેવી યુક્તિથી પણ જો બાપ તે હુકમનો તે ટાણે તેની પાસે અમલ કરાવે તો પછી ભવિષ્યમાં તે છોકરો થોડો ઘણો પણ તેનો તાબેદાર થઇને રહેવાનો એમાં શક રાખવા સરખું નથી.

આવા પ્રસંગ બનતાં સુધી ન આવે એ ઉત્તમ છે, પરંતુ અનાયાસે આવી પડે તો પછી બાપે પોચા થઇ જઇ છોકરાને ફાવવા દેવો એ કોઇ રીતે સલાહકારક નથી, કેમકે નહીં તો પછી તેમને પોતાના વડીલની આજ્ઞાનો વખતોવખત ભંગ કરવાની કુટેવ પડી જશે. ગુન્હાના ઇન્સાણમાં તેમજ ભવિષ્યના જથ્થાના લાભને અર્થે છોકરાઓને કોઇ વખત શરીરશિક્ષા કરવા સરખી સ્થિતિ આવી પડેછે [illegible] દયા ને વધુ પડતા પ્રેમ, તેમજ માનસિક નબળાઇ એ પરિણામે નુકસાનકારક થઇ પડયા વિના રહેતી નથી.



# વ્યવસ્થા અને નિયમિતપણું.

છોકરાંઓનાં રમકડાં વગેરે ચીજો મૂકવા માટે અમુક જગો ઠરાવવી તથા તે ઠરાવેલી જગોએજ તે ચીજ મૂકવી જોઇએ, પરંતુ મોટે ભાગે તેમ થતું હોય એમ થોડેજ ઠેકાણે જોવામાં આવેછે; એમ બનવાનાં મુખ્યત્વે ત્રણ કારણો છે.:—૧. ઘરમાં માબાપ પોતેજ પોતાની બધી ચીજો તે માટેની અમુક અમુક જગોએ મૂકવાની કાળજી રાખતાં નથી, તેથી તેમનાં કામનું અવ્યવસ્થિતપણું અહરનીશ તેમનાં છોકરાંઓના જોવામાં આવેછે. ૨. છોકરાંઓને પોતાની ચીજો મૂકવાનું અમુક સ્થાન મુકરર કરી આપવું જોઇએ, તથા ત્યાં તે વસ્તુ તેમણે રાખવી જોઇએ, પરંતુ તે પ્રમાણે તે ઠેકાણે ન મૂકતાં તેઓ જ્યાં ત્યાં ફેંકી દેછે, તોપણ બરાબર વગે કરવાનું માબાપ તેને વખતોવખત સૂચવતાં નથી તેમજ પાસે રહીને તેમની પાસે મૂકાવતાં પણ નથી પરંતુ ઘણી વખત તેમની એ ફરજ માબાપ પોતે બજાવેછે. ૩. બાળકો તે પ્રમાણે દરેક ચીજ તેને યોગ્ય સ્થળે સંભાળીને મૂકવાનો લાભ સમજતાં નથી, તેમ તે પ્રમાણે મૂકવાને તેઓ ટેવાએલાં હોતાં નથી અને સામાન્ય રીતેજ બેફિકરાં જેવાં અને અનિયમિત હોયછે.

ઉપર પ્રમાણે હોવાથી છોકરાંઓ વ્યવસ્થાવાળાં નીવડતાં નથી. બાળકો પોતાનાં રમકડાંથી રમીને તેને પાછાં ઠેકાણાસર ન મૂકતાં જ્યાં ત્યાં પડયાં રહેવા દેછે કે ફેંકી દેછે અથવા એક ખંડમાંથી બીજા ખંડમાં, અગર પાડોશીને ત્યાં જો રમકડાં લેઇને જાયછે તો તે રમકડાં કેટલીક વાર બેદરકાર કે ગફલતથી ત્યાં પડયાં મૂકી દેછે. માબાપને તે વિષે માલમ પડતાં ત્યાંથી તે લાવીને પાછાં કોઇ જગોએ મૂકેછે, પણ તે વિષે બાળકને યાદ આપીને તેના હાથેજ તે યોગ્ય સ્થળે મંગાવી મૂકાવતાં નથી.

બાળક મોટાં થયે નિશાળે જાય અથવા બહાર જાય, અને ત્યાંથી પાછાં ઘેર આવે ત્યારે પોતાની ટોપી એક જગોએ ફેંકે, અંગરખો વગેરે વસ્ત્ર બીજી જગોએ નાખી દે, પહેરણને ત્રીજી જગોએ પટકે, તો સ્લેટ ને

ચોપડીઓ વળી ચોથી જગોએ મૂકી દે, એમ તેની મરજીમાં આવે તેમ આડી અવળી તેની ફેંકાફેંકી કરે, પણ તે માટે તેને કોઇ ન વારે કે ન કોઇ ચેતવે, એટલે અવ્યવસ્થાની આડકતરી કેળવણી બાળકને પોતાના ઘરમાં એવી રીતે મળેછે; પછી બીજે દિવસે નિશાળે જવા ટાણે તે શોધવા બેસે તો તુરતમાં કાં તો ટોપી જડે નહીં, કાં તો અંગરખો મળે નહીં કે કોઇ વાર પેનસીલ વગેરે અમુક ચીજનો પત્તો લાગે નહીં, એટલે પછી બહાવરાની પેઠે આમતેમ તે માટે ફાંફાં મારે, અને બૂમ પાડવા બેસે કે મારી ફલાણી ચીજ ક્યાં ગઇ ? આ પ્રમાણે તે ચીજ પાછી હસ્તગત કરવામાં તેને નાહક ખોટી થવું પડેછે, તથા વખત અને મહેનતનો નિરર્થક વ્યય થાયછે. પોતાની ચીજો આડીઅવળી જ્યાં ત્યાં મૂકી દેવાથી તેમજ તે જ્યાં ત્યાં અથડાવાથી મેલી થઇ જાયછે, ફાટી તૂટી જાયછે અથવા વખતે ખોવાઇ પણ જાયછે. પાઠ કર્યા પછી પોતાનાં ભણવાનાં પુસ્તકો વગેરે સાહિત્ય તેને માટે ઠરાવેલે ઠેકાણેજ તે હમેશાં મૂકે તેમ થવું જોઇએ.

છોકરાંઓને બોર, સીતાફળ, જાંબુ, રાયણ, કેરી કે શેરડી વગેરે ખાવા માટે આપવામાં આવે ત્યારે તેના ઠળીયા, ગોટલા, છોતરાં કે કુચા ઘરમાં જ્યાં ત્યાં ન નાખતાં તેને કચરાનાં ઠામમાંજ નાખે એમ તેમને સૂચના આપતા રહેવું જોઇએ.

કેટલીકવાર રમતની લેહમાં બાળકો પોતાની ચીજો યોગ્ય સ્થળે મૂકવાનું ભૂલી જાયછે, એવે વખતે તેને સંભારી આપીને તે ચીજો ઠરાવેલે ઠેકાણે તેનેજ હાથે મૂકાવવાથી તેને સારી ટેવ પડેછે, પણ ખોટી દયા ખાઇને તેણે રખડતી મૂકેલી ચીજને માબાપે પોતે ઠેકાણે મૂક્યાથી ભવિષ્યમાં તેનું ભલું થતું નથી. બાળક યોગ્ય ઉમરનું થતાં પોતાનાં રમકડાં, લૂગડાં તથા ભણવાનાં સાહિત્યની ઘટતી સંભાળ તેણે પોતેજ રાખવી જોઇએ.

કુદરતનું બધું કામ જેમ નિયમિત છે તેમ બાળકને પણ નિયમિત કરવાની વખતોવખત તજવીજ કરવી જોઇએ. પ્રત્યેક કામ તેને માટે

ઠરાવેલે વખતે કરવાથી ફતેહમંદ થવાયછે ને નકામી દોડાદોડ કરવી પડતી નથી. કામ બહુ છે માટે નિયમિત રહેવાતું નથી એવું બ્હાનું ચાલી શકે તેમ નથી, કેમકે આપણે જોઇએ છીએ કે બહુ કામવાળા તો બહુજ નિયમિત હોયછે, અને એમ હોવાથીજ તેમને પોતાના કામમાં ફતેહ મળેછે.

અમેરિકાનો પ્રખ્યાત જ્યૉર્જ વોશિંગ્ટન પોતાના દરેક કામમાં એટલો બધો તો નિયમિત હતો કે તેના રસ્તાપરના મકાનવાળા લોકો તેના તે તરફથી જવા આવવાના વખત ઉપરથી પોતાનાં ઘડીયાળનો વખત બરાબર મૂકતાં હતાં !

અનિયમિતપણું એ આપણા લોકોનો સામાન્ય દોષ છે. કેમ જાણે તે સ્વભાવજન્ય હોય ! જ્યારે કોઇને ત્યાં માણસોને જમાડવાનાં હોયછે ત્યારે ખરા વખત પહેલાં એક કલાક વહેલા આવવાનું તેમને આમંત્રણ કરવામાં આવેછે ! દાખલા તરીકે સાંજના ચાર બજ્યે જમાડવાનાં હોય છે, તો ત્રણ બજ્યે જમવા આવજો એમ કહેવરાવવામાં આવેછે. લોકો પણ અનુભવથી સમજી ગયા હોયછે કે એક કલાક તો મોડું જમવાનું હરોજ, તેથી કેટલાક ચારને બદલે કોઇ કોઇવાર સાડાચાર બજ્યે કે કોઇ તો પાંચ બજ્યે ત્યાં જાયછે ! કોઇ સભામાં કે હરિકથામાં જવું હોય ત્યાં બરાબર વખતસર થોડાંજ હાજર થાયછે. ટપાલનો કાગળ પણ કેટલાએક લોકો તેની પેટીમાં વખત વીત્યા પછી નાખી આવેછે, એટલે ટપાલ ઑફિસેથી તે મોડો રવાના થાયછે. રેલ્વે ટ્રેનપર કોઇ કોઇ મોડાં જાયછે એટલે તેમના ગયા પહેલાં ટ્રેન ચાલી ગયેલી હોયછે ! એટલું સારૂં છે કે આગગાડી કોઇની રાહ જોતી સ્ટેશનપર થોભતી નથી, એટલે ઘણાખરાં માણસો ટ્રેન ઉપડવાના વખત પહેલાં વહેલા વહેલા ત્યાં હાજર થઇ જવાનું શીખી ગયેલાં જણાયછે ! નાતમાં પણ જો બહુ મોડા આવનારને જમાડવાની બંધી કરવામાં આવે તો પછી લગભગ તમામ માણસો ત્યાં વખતસર હાજર થઇ જવાની કાળજીવાળાં થાય !

# ફરજની ફેંકાફેંક.

બાળકની કેળવણી અને વર્ત્તનનો મુખ્ય આધાર મા, બાપ અને મહેતાજી એ ત્રિપુટી ઉપર અવલંબી રહેલછે, છતાં એમાંના એક પણ જણ પોતાની પૂરતી જવાબદારી ગણી તેનો અમલ યથામતિ તથા યથાશક્તિ કરવાને જોઇએ તેવાં ઉત્સુક ભાગ્યેજ જોવામાં આવેછે. તેઓ પોતાની જવાબદારી બીજાને માથે મૂકીને પોતે તેમાંથી મુક્ત થવાની પેરવી કરે તે નાપસંદ કરવા યોગ્ય છે.

કહેવત છે કે "**બે ઘર વચ્ચેનો પરોણો ભૂખે મરે**" પરંતુ આ કિસ્સામાં તો મા, બાપ તથા મહેતાજી એ પ્રમાણેની ત્રણ વ્યકિત વચ્ચેનો બાળક પરોણો ઘણી વાર કફોડી સ્થિતિમાં આવી પડેછે, અને બે ઘર વચ્ચેના પરોણા કરતાં આ ત્રણ જણ વચ્ચેનો મીજબાન કેળવણી રૂપી માનસિક ખોરાક સંબંધે થોડો ઘણો ભૂખ્યો રહેછે. પોતાના બાળકને કેળવવાનું કામ માબાપ પોતે બોજા સમાન ગણે તો પછી મહેતાજી તેમ સમજે તો તેમાં નવાઇ જેવું ગણાય નહીં.

બાપડા બાળકની કેળવણી સંબંધમાં તેમની માતાઓને પૂછીએ તો તેમાંની ઘણીખરી એ મતલબનું કહેશે કે હું તો બાળકને ઉછેરીને મોટું કરી આપું, તેને માટે વિશેષ કાંઇ કરવાનું હોય તો તેમાં અમે બૈરાં માણસ શું સમજીએ? વળી ઘરધંધામાંથી અમને નવરાશ પણ કયાંથી મળે? ભણાવવા ગણાવવાનું કામ તો તેના બાપનું છે. અમને એમાં કાંઇ ગમ પડે નહીં.

બાળકના બાપને એ વિષે કાંઇ કહેવામાં આવે તો તે સામાન્ય રીતે એવો જવાબ આપી છૂટી જવાનું કરશે કે છોકરાંનાં ખાનપાન તથા તેમની બીજી હાજતો સંબંધી કેમ ચાલેછે તે તેમની મા જાણે! હું તો તેમને માટે કપડાંલત્તાં વગેરે જોઇતી જણસ તેમની મા મંગાવે તે લાવી આપું! કેળવણી આપવાની પંચાતમાં પડવાને મારી નોકરીચાકરી કે ધંધારોજગારને

લેઇને મને જરાએ ફુરસદ મળે તેમ નથી! ભણાવવા ગણાવવાનું કામ કાંઇ મારૂં નથી પણ તે તો નિશાળના માસ્તરનું છે, જેથી તે વિષે મારે કાંઇ ફિકર રાખવાપણું નથી. હું તો તેમને ચોપડીઓ વગેરે જે જોઇએ તે અપાવી દઉં!

બાળકને જગતના વિધવિધ પ્રકારના વ્યાવહાર, કર્ત્તવ્ય, નીતિ અને ધર્મ વગેરેની કેળવણીના વિષયમાં પ્રવીણ ન કરતાં અને નાનપણથી તેમને સદ્વર્ત્તનના સંબંધમાં સારા સંસ્કારી ન બનાવતાં માત્ર તેમને ખાનપાન ને વસ્ત્ર વગેરે પૂરાં પાડી મોટાં કરવાં એટલુંજ જો માબાપનું કર્ત્તવ્ય હોય તો પશુપક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંનું પોતાથી બનતી રીતે પોષણ કરેછે એટલે એવી હકિકતમાં એવાં માબાપને પશુપક્ષી કરતાં વધારે ચડતી સ્થિતિમાં મૂકી શકાય નહીં.

બાળકોને નિશાળે મોકલ્યાં, સ્લેટ ચોપડી આદિ ભણવાનાં સાધન પૂરાં પાડયાં અને નિશાળની ફી ભરી દીધી, એટલું કર્યાથી માબાપની તેને કેળવણી આપવા બાબતની ફરજ પૂરી થતી નથી.

કેળવણી આપવાનું કામ મા તથા બાપનું મજમું છે. બચ્ચાંને મૂળથી સારી રીતે કેળવવાં એ તેમની અવિભક્ત ફરજ છે. અમુક એક વ્યક્તિને માથે તેનો મોડ નથી. મા તથા બાપ એ બન્ને જણ બાળકનાં મનક્ષેત્રનાં માળી છે, જેથી બન્ને જણે મળીને તેમને ગૃહકેળવણી આપવાનું કામ પોતાની શક્તિ અને સગવડ પ્રમાણે વહેંચી લેવું જોઇએ. સામાન્ય નજરે જોતાં હૃદયની અને રીતભાતની કેળવણી માતા અને બુદ્ધિની અને બહારના વ્યાવહારની કેળવણી પિતા વધારે સારી રીતે આપી શકે, જેથી મા તથા બાપે પોતાની ફરજ દીર્ઘદ્રષ્ટિ અને અમુક નિશ્ચયથી ઉત્સાહપૂર્વક બજાવવી જોઇએ. ફુરસદ મળે કે ન મળે તોપણ તે બાબતની ફરજથી તેઓ કદી પણ મુક્ત થઇ શકતાં નથી.

બાળક નિયમિત રીતે નિશાળે જાયછે કે નહીં! અને જાયછે તો

ત્યાં બરાબર ભણેછે કે નહીં ! તેની ત્યાં ચાલચલગત કેવી રહેછે ! અને નિશાળે જતાં આવતાં રસ્તામાં તે સારી રીતે ચાલેછે કે કેમ ! તે વિષે માબાપે ખબર રાખતાં રહેવું જોઇએ, તેમજ મહેતાજીએ પણ પ્રસંગે પ્રસંગે પોતાના શિષ્યના બાપ કે વાલીને તેમના બાળકનાં વિદ્યાભ્યાસ, વર્ત્તન તથા હાજરી બાબત અમુક અમુક મુદતે વાકેફ કરતા રહેવું જોઇએ. એમ કરવાથી એ બાળકના વાલી તથા મહેતાજીને અરસ્પરસ મદદ મળતાં કામમાં સહેલાઇ થશે.

બાળક નિશાળે જેટલો વખત રહેછે તેના કરતાં ઘણો વધારે વખત માબાપની દેખરેખ નીચે રહેછે, જેથી બાળકને કેળવવા અને સુધારવાના પ્રસંગ મહેતાજી કરતાં માબાપને ઘણા વધારે મળેછે, તેથી તેઓ ધારે તો વખતોવખત તેમને અમુક અમુક બાબતનું જ્ઞાન તથા સમજણ આપી શકે, અને મહેતાજી તેમાં અમુક પ્રકારે પૂરવણી તથા સુધારણા કરી શકે.

માબાપે પોતાના બાળકોની કેળવણીનો સઘળો બોજો મહેતાજી ઉપર નાખી દેવો જોઇતો નથી, તેમજ તેમનાજ ભરોસે તથા તેમનીજ આશાપર તેઓએ રહેવું જોઇતું નથી, કેમકે પોતાના કામની પોતાને જેટલી કાળજી ને ફિકર હોય તેટલી બીજાને કવચિતજ હોય એ દેખીતી વાત છે.

નિશાળનો મેળો એ એક પ્રકારે જોઇએ તો શંભુમેળા સરખો છે. બધા શિષ્યની જાણે એકજ જાતની વૃત્તિ, વલણ ને બુદ્ધિની શક્તિ હોય તે પ્રમાણે ત્યાં એક સરખી રીતે અને એક સરખા સંચાથી સર્વેને કેળવણી આપવાનું કામ ચાલેછે; વળી એ તો સહજ સમજાય તેવું છે કે ત્યાં દરેક શિષ્યને માટે જૂદાજૂદા શિક્ષણક્રમ રાખી શકાય નહીં. નટની નજર જેમ દોર ઉપર હોયછે તેમજ મહેતાજીની મુખ્ય નજર ને શૈલી પોતાના નિશાળીઆને વાર્ષિક પરીક્ષામાં કેવી રીતે પાસ કરાવવા

તે ઉપરજ મુખ્યત્વે કરીને રહેછે. તેઓ સમજેછે કે વિદ્યાર્થીઓ પોતપોતાના ધોરણની પરીક્ષામાં પાસ થશે તોજ તેનો આર્થિક લાભ પોતાને મળશે; ગમે તે છોકરો ભણીગણી હોશિયાર થઇને પૈસા કમાવા લાગશે ત્યારે મહેતાજીને તેમાંથી તે કાંઇ હિસ્સો મોકલાવવાનો નથી !! વળી તે જો પ્રતિષ્ઠામાં ઘણો આગળ વધશે તો એ કોનો દીકરો ? એમ લોકો પૂછશે પણ તે કયા ગુરુનો ચેલો છે એવું પૂછાવાનો સંભવ નથી !

એ પ્રમાણે બાળકને કેળવવાની ફરજ એક બીજાને માથે ઓળવવાનો યત્ન વખતોવખત થયા કરેછે તે અનિષ્ટ છે.

---

# બાળકને કેટલી ઉમરે નિશાળે બેસાડવું ?

એનો જવાબ સૌને માટે એક સરખો આપી શકાશે નહીં. જે સંસ્થામાં તેને દાખલ કરવાનું હોય તેની પરિસ્થિતિ, ત્યાંની કેળવણી આપવાની પદ્ધતિ, બાળકની શારીરિક સ્થિતિ, બુદ્ધિ અને તેને થયેલા સંસ્કાર વગેરે ઉપર તેનો મુખ્ય આધાર છે. કિન્ડરગારટનની શૈલીથી જ્યાં કેળવણી આપવામાં આવતી હોય તેવી સંસ્થામાં બાળકને ચાર વરસની ઉમરે પણ દાખલ કરવાની અડચણ જણાતી નથી. બાળકની વય જેમ છોટી તેમ તેનો ભણવાનો વખત પણ ઘણો ઓછો હોવો જોઇએ. કેદખાનામાં ગોંધ્યા સરખું તેને કંટાળા ભરેલું લાગવું નહીં જોઇએ.

સામાન્ય રીતે જોતાં આશરે સાત વર્ષની વયે બાળકને નિશાળમાં દાખલ કરવું એ સલાહકારક જણાયછે; એથી બહુ મોટી ઉમર થઇ ગયા પછી દાખલ કરવાનું ઇચ્છવા જોગ નથી. પહેલાં તેને રમકડાં, રંગીત ચિત્રો તથા બીજી ભિન્ન ભિન્ન પ્રકારની નવાઇ ઉપજે તેવી ચીજો પ્રત્યક્ષ બતાવીને તેમજ પ્રસંગોપાત બોધક વાતો સંભળાવીને માબાપ તેને વિધવિધ પ્રકારનું ઘણું જ્ઞાન, રમૂજ ને ગમત સાથે ઘરમાં આપી

શકે, સમજણુની સાથે થોડા આંક શીખવી શકે. ઘરમાં અપાએલી કે અપાતી કેળવણીપર નિશાળની કેળવણીનો ઘણો આધાર છે. પુસ્તક વાંચીને શીખે તે કરતાં સ્વાનુભવથી શીખે એ વધારે સારૂં છે.

એકડો બગડો માંડતા શીખે, કક્કો ખખ્ખો વાંચતાં શીખે ત્યારેજ બાળકની કેળવણી શરૂ થયેલી ગણાય અને નિશાળે બેસાડયો એટલેજ કેળવાવા બેસાડયો કહેવાય એવી આપણા લોકોની સામાન્ય માન્યતા છે તે ભૂલભરેલી છે. નાના બાળકનું કેળવણીનું કારખાનું ઘરજ છે, પણ આજકાલ નિશાળનેજ તેવુ કારખાનું સમજવામાં આવતું હોવાથી તમારો દીકરો પાંચ છ વરસનો થયોછે, છતાં તમે તેને હજી નિશાળે કેમ બેસાડતા નથી, એમ કેટલાક માણુસો તેવા બાળકનાં માબાપને મમતાળુ ઠપકો આપેછે! કેમ જાણે નિશાળની ચાર દિવાલો વચ્ચે તેમને પોથાં ને થોથાં દ્વારાજ બધું જાણવાનું રહેલું હોય, અને ઘરમાં કે બહારની વિશાળ દુનિયાંમાંથી બાળકને ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત કરવાનો કશો અવકાશજ રહેલો ન હોય!

બચ્ચું જ્યારથી આંખથી જોતાં ને કાનથી સાંભળતાં શીખે ત્યારથીજ તેની કેળવણીનો પ્રારંભ થઇ ચૂકેલો હોયછે, અને બે પાંચ વરસની વય થતાં સુધીમાં તો માબાપ વગેરેની સાનિધ્ય કે પરોક્ષ તેણે પ્રથકપ્રથક અનેક બાબતો વિષે એટલુંબધું તો જોઇ અને જાણી લીધેલું હોયછે કે તેનો યથાર્થ ખ્યાલ માબાપને ભાગ્યેજ આવી શકેછે!

કુમળાં બાળકપર વાંચવા, લખવા વગેરે બાબતનું વધારે પડતું દબાણુ કરવું એ સારૂં નથી; તેમજ પોતાને તે પજવે નહીં, રંજાડ કરે નહીં અને શેરીના છોકરાંઓ સાથે લડી ઝગડો ઘેર લાવે નહીં એવા હેતુથી પણ તેમને છેક કુમળી વયમાં નિશાળમાં ઝાઝો વખત સુધી ગોંધી રખાવવા માટ માબાપે ત્યાં મોકલી આપવાં એ હાનિ-કારક છે.

નાની વયમાં તેમને હરવા ફરવાનું, નાચવાનું, કુદવાનું, સારાં દ્રષ્ટાંત તથા નવી નવી ચીજો જોવાનું જેમ વધારે મળે તેમ વધારે સારૂં. કેળવણી તેમને બીલકુલ કંટાળારૂપ કે બોજારૂપ થઇ પડવી નહીં જોઇએ. છેક નાની ઉમરમાં નિશાળમાં તેમને ઘણા કલાકો સુધી રોકી રાખવામાં આવ્યાથી તેમની તનદુરસ્તી ઉપર તેમજ મનદુરસ્તી ઉપર ખરાબ અસર થાયછે. તેમનું કાવત ઘટી જાયછે, શરીરે જોઇએ તેવાં તેઓ વધી શકતાં નથી, અને મનથી બેચેન રહેછે. નાનપણમાં બહુ ચંચળ ને ચાલાક જણાતાં હોય તેવાં બાળક વધારે પડતા બોજાને લીધે પાછળથી બોથડ સરખા–જડભરત જેવા ઘણીવાર બની ગયેલાં જોવામાં આવેછે. પાંચ વરસની ઉમર પહેલાં તેમને વાંચતાં શીખવવું નહીં જોઇએ. સાત વર્ષની ઉમર સુધીમાં તેમના મનની કેળવણી કરતાં તનની કેળવણીપર વિશેષ લક્ષ આપવું એ ઇષ્ટ છે. દેખાદેખીથી બાળકોને બહુ વહેલાં વહેલાં એવી નિશાળમાં દાખલ કરતાં, તથા તેમનાપર હદ ઉપરાંત બોજ નાખતાં પહેલાં તેના જોખમનો માબાપે બરાબર ખ્યાલ કરવો જોઇએ. બાળકનું ગજું જોવું જોઇએ. યોગ્ય સમય થયા પહેલાં તેમને નિશાળે મોકલી દેવાની દોડાદોડી કરવી તેમજ ત્યાં દરરોજ ઘણો વખત સુધી તેઓ ગોંધાઇ રહે તેવી તજવીજ કરવી એ કોઇપણ રીતે પસંદ કરવા લાયક નથી.

નિશાળમાં બુદ્ધિ કરતાં સ્મરણશક્તિને વિશેષ કેળવવામાં આવેછે. ગોખણપટી વધારે ચાલેછે, કેમકે પરીક્ષામાં પાસ કરાવવાનો તે એક રસ્તો ગણાયછે; એથી જોઇએ તેવું સંગીન જ્ઞાન મળતું નથી. પોપટીયું ભણતર બાળક જેમ વહેલું શીખેછે તેમ તે પાછું વહેલું વિસરી જાયછે, તેથી એવી શાળાઓના શિક્ષણ ઉપર માબાપે બહુ આધાર રાખવો જોઇતો નથી.

# બોરડીંગ સ્કૂલ.

એટલે એવી નિશાળો કે જ્યાં છોકરાઓને રાત દિવસ રહેવાનું, વિદ્યાભ્યાસ કરવાનું, તથા તેની સાથે ઠરાવેલા વખતે ખાવા પીવા ને ખેલવાનું, સૂવા અને બેસવાનું, ખુલ્લી હવાનો લાભ લેવાનું, તેમજ માનસિક તથા શારીરિક શક્તિઓનો વિકાસ કરવાનાં સાધનો મળે છે; વળી જ્યાં સોટીઓનો ઉપયોગ થતો નથી, પણ જરૂરને વખતે શીખામણ, સલાહ કે ઠપકાનો ઉપયોગ થાયછે. એવી નિશાળો આ દેશમાં કોઇ સ્થળેજ હોયછે પણ યુરોપ ને અમેરિકા આદિ સુધરેલા મુલકમાં ઘણે ઠેકાણે હોયછે. છોકરાઓ ઘરમાં રહીને વિદ્યાભ્યાસમાં સામાન્ય રીતે આગળ વધે તે કરતાં પ્રમાણમાં એવી નિશાળમાં દાખલ થઇને ભણે તો તે વધારે તેમજ સારી રીતે આગળ વધેછે, તેમની ચાલચલણમાં સુધારો થાયછે, અને ભવિષ્યમાં જનમંડળને વધારે ઉપયોગી થાય તેવા નીવડવાનો સંભવ રહેછે; વળી એવી બોરડીંગ સ્કૂલમાં રહ્યાથી વિદ્યાર્થીઓની કેટલીક ખાશીયતની ખીલવટ થાયછે, તેમજ કેટલાક પ્રકારનાં કામો જાતે કરવાની, પોતાની ચીજો સંભાળવાની, તેને જાતે સાફસુફ ને ઠીકઠાક રાખવાની, ભણવા ગણવા, ખાનપાન તથા બેસવા ઉઠવા વગેરેમાં નિયમિત થવાની, કાગળપત્રો વગેરે લખવાની, પોતાનો હિસાબકિતાબ રાખવાની, વિવેક, અદબ ને મર્યાદામાં રહેવાની, એક બીજા સાથે ભ્રાતૃભાવથી વર્ત્તવાની તેમજ જરૂરને વખતે એક બીજાને મદદ કરવાની તેમને ટેવ પડેછે. એ રીતે પોતાની સંભાળ પોતાની જાતે લેવાનું તથા સ્વાશ્રયી થવાનું માથે પડયાથી શીખેછે તેથી એવી કેળવણી ભવિષ્યના સંસારમાં તેમને અનેક પ્રકારે ઉપયોગી થઇ પડયા વગર રહેતી નથી.

અભણ, અજ્ઞાન ને ગાંડા પ્રેમવાળી ઘણી માતાઓ કે જેમને પોતાનાં બાળકોને પોતાની છાતી આગળથી વેગળા રાખવાનું મુદ્દલ ગમતું

નથી તેવી માતાઓની નજરથી તેમનાં બાળકોને દૂર રાખ્યાથી તેમનાં અણુઘટતા લાડનો ભોગતાર લેવાની, તેમના ખરાબ દાખલાથી અયોગ્ય વર્ત્તને ચાલવાની તથા તેને પરિણામે પોતાનું ભવિષ્ય બગાડવાના બાળકોને પ્રસંગ મળતા નથી, પણ ઉપર જણાવ્યા પ્રમાણેની બોરડીંગ સ્કૂલોમાં સારા સોબતીઓના સહવાસમાં રહ્યાથી તથા વિદ્યાભ્યાસમાં વિશેષ ચિત્ત રાખી શકાય તેવી સગવડ મળ્યાથી પોતાનું ભવિષ્ય સુધારવાની સારી રીતે તેમને તક મળેછે તેમજ ઘરના કરતાં ઘણી બાબતોમાં તેઓ સારી રીતે ગમત મેળવેછે ને ખુશીમાં રહેછે.

જે માબાપ પોતાની નજર તળે પોતાના બાળકને બરાબર કેળવી શકે તેમ હોય, તેમણે તેને બોરડીંગ સ્કૂલમાં મોકલવાની જરૂર નથી, પરંતુ જેઓને બહોળા કામધંધાને લીધે, શારીરિક ને માનસિક નિર્બળતાને લીધે, કમ આવડતને લીધે, તેમજ ઉદરપૂર્ણાને માટે પોતાને પરદેશ રખડવું પડતું હોય તેને લીધે પોતીકા બાળકને યોગ્ય કેળવણી આપવાની ફુરસદ ન હોય, અને તેના કુદરતી વલણને–પ્રકૃતિને અનુસરીને માતા ઘર આગળ અવકાશના વખતમાં તેને યોગ્ય કેળવણી આપી શકે તેવી સ્થિતિમાં ન હોય, વધારે પડતા પ્રેમથી ચોકસ ગુણોની ઘરમાં ખીલવટ થતી ન હોય, અને ઘેર રાખ્યાથી છોકરાં કુસોબતથી બગડતાં જતાં હોય તો તેમને એવી કોઇ બોરડીંગ સ્કૂલમાં મોકલવા એ ઇચ્છવા જોગ છે. એવી યોજનામાં માબાપને દ્રવ્યનો વિશેષ વ્યય કરવો પડે એ દેખીતું છે, અને તેવો ખરચ કરવાની ઘણાં માબાપને શક્તિ હોતી નથી; વળી મધ્યમ અને ગરીબ એવાં ઘણાં કુટુંબોમાં ઘરનાં કામકાજમાં એવા બાળકોની મદદની વખતોવખત જરૂર પડેછે, એવા અનિવાર્ય સંજોગમાં તેઓને પોતાના બાળકની એ પ્રમાણેની ગેરહાજરી પરવડી શકે નહીં, પણ જેઓને એ પ્રમાણેની અડચણ નથી, અને જેઓ બાળકોને બોરડીંગ સ્કૂલમાં રાખીને કેળવણી આપવા પાછળનો ખરચ કરવાને શક્તિવાન હોય, પણ એ સંતાનોને ઘેર રાખી ઘટતી રીતે તાલીમ આપવાની જોગવાઇ તેમનાથી બની શકે તેમ

ન હોય તો તેમણે એવી બોરડીંગ સ્કૂલનો લાભ લેવાને વેળાસર તજવીજ કરવી એ બહેતર છે, અથવા ઇંગ્લાંડ જેવા દેશમાં લાયક કુટુંબો ચોક્કસ લવાજમ લેઇ એકાદ બે બાળકોને પોતાને ત્યાં રાખી તેમને કેળવણી આપવાનું માથે લેછે, તેવી જો આપણા દેશમાં સગવડ થઇ શકે તેમ હોય તો તે પ્રમાણે કેળવણી આપવા માટે પોતાના સંતાનને ત્યાં સોંપવામાં આવ્યાથી તેનુ પરિણામ સારૂં આવવાનો ઘણો સંભવ છે.

ઉપર પ્રમાણે બાળકોનાં વિદ્યાભ્યાસ અને વર્ત્તનમાં સુધારોવધારો થવાનો મુખ્ય આધાર તે સ્કૂલના અધ્યક્ષ અને ઉપાધ્યક્ષ ઉપર અવલંબી રહેલછે. એવા કાર્યવાહકોએ શિષ્યો તરફ સદા સ્નેહભાવથી વર્ત્તવું જોઇએ તથા તેમની બરાબર સંભાળ અને દેખરેખ સારૂ, તેમજ તેઓ માંદા પડે તો તેમનો સારવાર માટે નિશાળના મકાનમાંજ હમેશ રહેવું જોઇએ. વળી તેઓ ઉત્તમ આચરણ, ઉત્તમ નીતિરીતિ ને સ્નેહની સારી લાગણીવાળા કાર્યકુશળ ને કામેલ હોવા જોઇએ. તેઓ જો પોતાની ફરજ યોગ્ય પ્રકારે બજાવે નહીં, પોતાને હવાલે સોંપાએલા બાળકોની ઉન્નતિના ઉપાય અંતઃકરણની લાગણીથી યોજે નહીં, તેમની તનદુરસ્તીને માટે જોઇતું લક્ષ આપે નહીં તેમજ તેમની રહેણીકરણી ઉપર સીધી અને આડકતરી રીતે બરાબર દેખરેખ રાખે નહીં તો એવી સ્કૂલમાં મૂકયા કરતાં બાળકોને ઘેર રાખીને યથાશક્તિ કેળવવાં એ સલાહકારક છે.

અગાઉના વખતમાં બાળકોને ઉપવિત આપ્યા પછી વિદ્યાભ્યાસને માટે કાશી વગેરે પવિત્ર સ્થળે ગુરૂકુળમાં મોકલવાનો પ્રચાર હતો, કે જેનું ફારસ હાલ બાળકોને ઉપવિત ધારણ કરાવ્યા પછી બડવો દોડાવીને ભજવી બતાવવામાં આવેછે! અગાઉની અને હાલની શિક્ષણ પદ્ધતિમાં ઘણો ફેર છે. અગાઉ અધ્યાપકોને ત્યાં વર્ષોનાં વર્ષો સુધી રાત દિવસ રહેવું પડતું, ત્યાં તેઓ બધી રીતે ઘડાતા. હાલના બોરડીંગોની પેઠે ત્યાં તૈયાર રસોઇ મળતી નહીં, તેમ ધોતીમાં પોતીયાં પણ કોઇ ધોઇ

આપતું નહીં, પરંતુ એવું કામ વિદ્યાર્થીઓને જાતે કરવું પડતું, લાકડાં વાઢવા જંગલમાં જવું પડતું, રસોઇ પણ હાથે કરવી પડતી, તથા સીધું સામાન પણ જાતે પેદા કરવો પડતો. અધ્યયન કુટી ને બીછાના વગેરે જાતે સાફ રાખવાં પડતાં, ગુરૂની તથા ગુરૂપત્નીની સેવા ચાકરી કરવી પડતી. બ્રહ્મચર્ય, પથ્ય, ને મિતાહાર વગેરે નિયમોનું બરાબર પાલન કરવું પડતું; એ રીતે યોગ્ય પ્રકારના વિદ્યાભ્યાસ સાથે તેવા વિદ્યાર્થીઓને ઉપર દર્શાવ્યા પ્રમાણે શારીરિક કસરત પણ મળતી જેથી તેઓ શરીરે નીરોગી રહેતા અને ઉત્સાહપૂર્વક પોતાનો વિદ્યાભ્યાસ ચલાવતા.

હાલના જમાનાને અનુસરતી પદ્ધતિ પ્રમાણે દીકરા અને દીકરીઓની કેળવણી માટે જૂદીજૂદી સંસ્થાઓ ઠેકાણે ઠેકાણે સ્થાપવાની ઘણી આવશ્યકતા છે.

## "પુત્રનાં લક્ષણ પારણામાંથી વરતાય."

એવી કહેવત આપણે ઘણીવાર સાંભળીએ છીએ પણ તે સર્વાંશે સત્ય હોય એમ સાબિત થઇ શકતું નથી, કેમકે જેમ તેની તરફેણમાં તેમજ વિરૂધ્ધમાં પણ ઘણાં દૃષ્ટાંત નજરે પડેછે.

વરાળયંત્રનો શોધક જેમ્સ વૉટ જ્યારે માત્ર ૭ વરસનીજ વયનો હતો ત્યારે ભૂમિતિના સિધ્ધાંતોનું પ્રતિપાદન કરતો અને ચુલાપર પાણીના કીટલી ઉકળતી તેની વરાળ એકઠી કરીને કંઇ કંઇ પ્રયોગ કરતો. કવિ વૉટસન જ્યારે બાળક હતો ત્યારે બીજાઓ સાથે થતી સાધારણ વાતો પણ ગમે તેવા રાગડામાં ઉતારીને વાતો કરવાની તેને ટેવ પડી હતી. પ્રખ્યાત કવિ તુળસીદાસ નાનપણમાં રામની ધૂન લગાવતા હતા; એવા બાળચરિત્ર પ્રમાણે એમાંનો પહેલો ભવિષ્યમાં વરાળયંત્રનો શોધક થયો અને પાછ-

ળના બન્ને પ્રખ્યાત કવિ થયા, તથા એ ત્રણે જણે ભૂતળપર પોતાનાં નામ રાખ્યાંછે. એવા દાખલાનો તોટો નથી.

સર આઇઝેક ન્યુટન બાલ્યાવસ્થામાં બીલકુલ સામાન્ય બુદ્ધિનો દેખાતો હતો. નિશાળમાં પોતાના વર્ગમાં તે છેલ્લો નંબર ભાગ્યેજ છોડતો! ઇંગ્રેજી વારતાઓ લખનાર સર વૉલ્ટર સ્કૉટ બાળપણમાં બુદ્ધિબળમાં પથરના ભમરડા જેવો ગણાતો હતો. તેના એક વિદ્યાગુરૂએ તેને માટે એવો અભિપ્રાય આપ્યો હતો કે "આ છોકરો બહુજ મૂઢ છે અને તે ભવિષ્યમાં પણ તેવોજ મૂઢ રહેવાનો." આપણા પ્રખ્યાત ન્યાયમૂર્તિ મરહુમ શ્રીયુત મહાદેવ ગોવિંદ રાનાડે બહુજ બુદ્ધિશાળી નીવડશે એમ તેમની બાલ્યાવસ્થામાં કોઇએ ભાગ્યેજ ધાર્યું હશે; પણ આગળ જતાં તેમાંના પહેલા સર આઇઝેક ન્યુટન મહાન્ શોધક, બીજા સર વૉલ્ટર સ્કૉટ ઉમદા વારતા લખનાર થઇ ગયેલછે, તથા ત્રીજા મિસ્તર રાનાડે સ્વદેશોત્કર્ષના કામમાં તનમનથી બહુજ આગળ પડતો ભાગ લેનાર તરીકે પ્રસિદ્ધ થઇ પોતાનું નામ રાખી ગયાછે. ટુંકામાં કહીએ તો બાળપણમાં જેઓ વયના પ્રમાણમાં વિશેષ ચાલાક જણાતા, વખણાતા, હોંશિયારમાં ખપતા, અને આગળ ઉપર પરાક્રમી નીવડ્યા વગર નહીં રહે એવા લાગતા તેઓ ભવિષ્યમાં બોથડ સરખા નીવડેલા એવા પણ દાખલા ઘણા છે, અને નાનપણમાં જેઓ મંદમતિ હતા તે મોટપણમાં ઝળકી ઉઠ્યાછે એમ પણ કવચિત જોવામાં આવેછે; મતલબ એને માટે કાંઇ ચોકસ નિયમ હોય એવું જોવામાં આવતું નથી, તેમજ બાળપણમાં તેમનાં જે કાંઇ લક્ષણ દ્રષ્ટિગોચર થાય તેની વાસ્તવિક પરીક્ષા કરી તે સંબંધે કાંઇ ચોકસ નિર્ણય ઉપર આવી શકાય તેમ પણ લાગતું નથી.

નાનપણમાં જેમણે ધણાં ખોયાં ફાડયાં હોય અને જેઓ બહુજ

તોફાની હોય તેઓ ભવિષ્યમાં ઘણા આગળ પડતા ને પરાક્રમી નીકળી આવ્યાછે એમ પણ કેટલીએક વખત જોવામાં આવેછે.

સંતાનનાં લક્ષણ નાનપણમાં તેને જેવો સહવાસ અને સંયોગ રહે, અર્થાત્ જેવા વાતાવરણમાં તે ઉછરે અને કેળવાય તે ઉપરથી સામાન્યપણે તેમનાં લક્ષણ વરતાય એમ કહેવું એ વધારે બંધબેસતું લાગેછે.

## પરગજુપણું.

બદલો મેળવવાની આશા રાખ્યા વગર પારકાને કોઇપણ પ્રકારે ઉપયોગી થવું એ પરગજુપણું છે.

બાળકોએ જેમ નિશાળમાં તેમજ નિશાળની બહાર કોઇને માઠું લાગે તેવું બોલવું કે કરવું નહીં જોઇએ, એક બીજા સાથે હળીમળીને રહેવું જોઇએ, સૌનું ભલું ઇચ્છવું જોઇએ; આંધળાં, લુલાં, લંગડાં વગેરે અપંગ તથા છેક અશક્ત તેમજ વયોવૃધ્ધ હોય તેમને બનતી મદદ કરવી જોઇએ.

નિશાળમાં કોઇ છોકરો પેન્સીલ વગેરે લાવવાનું ભૂલી ગયો હોય તો બીજા જે નિશાળીઆ પાસે વધારાની પેન્સીલ વગેરે હોય તે અથવા તેવા સાહિત્યનો નિશાળમાં જ્યારે પોતાને ખપ ન હોય તો તે પેલા છોકરાને એ ટાણે વાપરવા આપીને તેણે પરગજુપણું બતાવવું જોઇએ. નબળા અભ્યાસવાળા છોકરાને સારા અભ્યાસવાળા છોકરાએ પાઠ તૈયાર કરવામાં અવકાશે બનતી મદદ કરવી જોઇએ. કોઇ ગરીબ છોકરા પાસે રમવાનું સાધન ન હોય તો બીજા તેવાં સાધનવાળા છોકરાએ ફુરસદને વખતે રમવા માટે તેને પોતાનું સાહિત્ય આપીને પોતાની

સારી લાગણી બતાવવી જોઇએ; કોઇ તોફાની છોકરો બીજા છોકરાને મારતો હોય તો તેને મૂકાવવો જોઇએ. કોઇ બાળક ભૂલું પડેલું હોય, તેના ઘરની ખબર હોય તો તે બાળકને તેને ઘેર પહોંચતું કરવું જોઇએ. રસ્તામાં કોઇ માણસ ભૂલું પડેલું હોય તો તેને ખરો રસ્તો બતાવવો જોઇએ.

પૈસો ખરચ્યા સિવાય જાત મહેનતથી તેમજ જીભથી પણ પરગજુ-પણાના કામ થઇ શકેછે. દુ:ખીઓની દાઝ જાણવી, તેમને દુ:ખથી મુક્ત થવામાં મદદ કરી શકાય તેમ હોય તો બનતી મદદ આપવી, માયાળુપણાથી ખબરઅંતર પૂછવી, તેમને દિલાસો દેવો. બીજાનું કોઇ પણ પ્રકારે ભલું કરવું એમાં પોતાનું પણ ભલું છે. એ મુજબ અ-ન્યને તેની આપત્તિના વખતમાં બનતી સહાય કરવાનું માબાપે પોતાના બાળકને શીખવવું જોઇએ.

યશ, માન, વખાણ કે બદલાની અપેક્ષા રાખી બતાવેલું પરગજુપણું તે ખરૂં પરગજુપણું નથી; પરગજુપણાના કામ એવી લાલચ વગર પ્રભુ પ્રીત્યે થવાં જોઇએ.

ખરા પરગજુપણાનો બદલો મોડો કે વહેલો, થોડો કે ઘણો, એક વાર કે અનેક વાર મળ્યા વગર રહેતો નથી. પછી તે બદલો મળેલો પ્રત્યક્ષ રીતે જાણવામાં આવે કે ન આવે એ જૂદી વાત છે; વળી પરગજુ માણસને તેમનાં તેવાં કામ જેમ હર્ષના તેમ શોકના સમયમાં પણ સુખનાં સાધનરૂપ થયા વિના રહેતાં નથી.



# શક્તિ ઉપરાંત બોજો.

બાળકની બુદ્ધિના વિકાસનો આધાર જેમ બીજી કેટલીક બાબત ઉપર છે, તેમ તેની ઉમર, તનદુરસ્તી તથા મનદુરસ્તી ઉપર પણ રહેલો છે, જેથી તેની ઉપર કોઇપણ પ્રકારનો બોજ મૂકતાં પહેલાં એની એવી શકિતઓનો પણ વિચાર કરવો જોઇએ; કેમકે ગજા ઉપરાંત બોજ મૂકયા કરવાથી પરિણામે લાભને બદલે ઘણી હાનિ પહોંચવાનો સંભવ છે.

બાળક અમુક કલાક સુધી નિશાળમાં ભણી આવ્યું એટલાને બસ ન ગણીને ઘેર પણ તેને વિદ્યાભ્યાસ કરાવવા માટે કેટલાંક માબાપ ખાનગી માસ્તરને રોકેછે. બાળક થાકી પાકીને, કંટાળીને નિશાળેથી ઘેર આવે, ત્યાં થોડીવારમાં ખાનગી માસ્તર હાજર થનાર હોય એટલે લુસલુસ ખાધું, ન ખાધું કરીને એ માસ્તર પાસે ભણવા બેસવાને તેને તૈયાર થઇ રહેવું પડેછે, તથા તે આવ્યાથી તેની પાસે પણ મગજમારી કરવી પડેછે, તેમજ તે પછી પણ તેનાં કર્મનો આરો આવતો નથી, કેમકે માબાપ તેને બહાર રમવા જવા દેવાને ખુશી ન હોવાથી તેને બહાર જવા દેવાની રજા આપતાં નથી. પોતાનું બાળક ઘરમાં રહે તેટલીવાર તે એક ઠેકાણે બેસી રહીને ચોપડીઓ લેઇને ભણ્યા કરે તે તેમને બહુજ ગમેછે, જેથી જ્યારે ત્યારે તું વાંચવા બેસની, તું લખવા બેસની, તું હજી ભણવા કેમ બેઠો નથી, રમવામાં તારો શું દહાડો વળશે ? તારે શું કાંઇ "લેસન" બેસન કરવાનું નથી ? એ પ્રમાણે ઘણાં ઘરમાં માબાપ બાળકને ગોદગોદ કરતાં કર્ણગોચર થાયછે.

શ્રમને અંતે વિશ્રામની જરૂર કુદરતી રીતે રહેલી હોવાથી મહેનત કરાવ્યા પછી માણસો પોતાના ઘોડાને, બળદને અને ગધેડા વગેરે જાનવરને વિસામો ખાવા દેછે. નિર્જીવ ગણાતી જમીનને પણ જમીનદારો

કોઇવાર વિસામો આપેછે. બાળકને પણ એ પ્રમાણે વિસામો આપવાનો વિવેક ને વિચાર રાખવો જોઇએ, અને તેની પાસે અમુક પ્રકારની મહેનત કરાવ્યા પછી જોઇતો આરામ તેને આપવો જોઇએ. એ મુજબ જોઇતો આરામ તેને ન મળે તો ઉંઘ બરાબર આવે નહીં, તેથી ખોરાક બરાબર પચે નહીં. ગજા ઉપરાંત ભણવાના બોજાથી જઠર ને ફેફસાં પોતાનું કામ બરાબર બજાવી શકતાં નથી તેથી શરીર કથળી જાયછે તથા તેને પરિણામે રોગનું જોર સ્વાભાવિકરીતે ફાવેછે.

બાળકોને યંત્ર સરખા સમજીને તેમને એકદમ પાવરધા બનાવી દેવાનો પ્રયત્ન કરવામાં આવેછે, તે પરિણામે ઇચ્છિત ફળને આપતો નથી. જેમ "**ઉતાવળે આંબા પાકતા નથી**" તેમ ઉતાવળથી કરાવેલો અભ્યાસ સફળ થતો નથી. જલદી શીખેલું જલદી વિસરી જાયછે, અને પરિણામે સસલા તથા કાચબાની કથા સરખું થઇ પડેછે.

હદ ઉપરાંત વાંચવાંચ ને લખલખ કરવાથી ઉગતાં બાળકનાં મગજ ઘણાં નબળાં પડી જાયછે. આખો દિવસ ખા ખા કરે તો શરીર બગડે એમ દરેક માબાપ સમજેછે, તેમ આખો દિવસ વાંચ વાંચ કરે તો બાળકોની પ્રકૃતિ બગડે, મગજ ખવાઇને ખરાબ થઇ જાય તથા તેઓ શરીરે નિર્બળ થઇ પડે એવું થોડાંજ માબાપ સમજતાં હશે. ખોરાક જેમ પચવો જોઇએ તેમ ભણતર પણ પચવું જોઇએ, પરંતુ નિશાળની પરીક્ષાઓમાં પાસ કરાવી દેવાના ઉછરંગમાં પોતાનાં બાળકના આરોગ્યનો તેમને ભાગ્યેજ વિચાર આવતો હશે. "**પહેલું સુખ તે જાતે નર્યા**" એ કહેવતને બદલે "પહેલું સુખ તે પાસજ પડ્યા" એમ તેવાં માબાપને મનથી લાગેછે. પરીક્ષા એ આજકાલ સ્વર્ગની સીડી સમાન ગણાયછે.

આશરે આઠ વરસનો છોકરો ગુજરાતી ભાષાના ત્રીજા ધોરણનો કે બાર વરસનો છોકરો ઇંગ્રેજી ત્રીજા કે ચોથા ધોરણનો અભ્યાસ કરતો હોય તે જાણીને માણસો રાજીના રેડ થઇ જાયછે! બીજાનો છોકરો વયના પ્રમાણમાં ઉંચા ધોરણનો અભ્યાસ કરતો હોય અને પોતાનો દીકરો તેની ઉમરના પ્રમાણમાં એ છોકરા કરતાં ઉતરતા ધોરણમાં હોય તો તેઓ નિરાશ ને નાઉમેદ રહેછે, અને પ્રસંગ મળ્યાથી તેઓ પોતાના છોકરાને કહેછે કે—જો તારા કરતાં આ નાનો છોકરો કેટલો બધો હોંશિયાર છે, અને તું તો ઠોઠ ને નમાલા સરખો રહ્યોછું; એમ કહીને તે ઉંચા ધોરણવાળા છોકરાને તેમજ તેના વાલીને સાબાશી આપેછે! પછી ભલે તે ઉંચા ધોરણવાળો છોકરો ભણતરના વધુ પડતા બોજાને લેઇને, તેમજ જોઇએ તેવો ખોરાક ન મળવાને લીધે, અને રમતગમતના અભાવે શરીરે નિર્માલ્ય પ્રકૃતિનો થઇ ગયો હોય પરંતુ તેનો કોઇ ભાવ પૂછતું નથી, તે બાપડાની કોઇ દયા ખાતું નથી કે તે દિશામાં લાગતા વળગતાનું લક્ષ ખેંચાતું નથી; વળી એવા છોકરાના વાલીને તેનો કોઇ ઓળખીતો એમ કહેતો હોય એવું કોઇએ સાંભળ્યુંછે કે—"તમારો છોકરો તેની વયના પ્રમાણમાં શરીરે કેમ વધ્યો નથી, કે કૌવતવાળો થયેલો દેખાતો નથી પણ તે એટલો દુર્બળ ને ફીકા ચહેરાવાળો કેમ જણાયછે? તથા તેનું શરીર ભોંયમાં કેમ પેસતું જાયછે?" હાલની ઉછરતી પ્રજા શરીરે નબળી ને હોશકોશ વગરની સામાન્ય રીતે થતી જાયછે તે વિષે જે કોઇ શંકાશીલ હોય તેમણે કોઇ પણ નિશાળે જઇને ત્યાં ભણતા બાળકોની મુખમુદ્રા જોઇ આવીને પોતાની ખાતરી કરવી જોઇએ.

પરીક્ષા એ આજકાલ જાણે સરતનું મેદાન થઇ પડેલ છે એટલે તેને હદ વિનાની અગત્ય લાગુ પાડીને માબાપો પોતાનાં કુમળાં બાળકની અમૂલ્ય તનદુરસ્તીનું બલિદાન આપેછે તથા લોહીનું પાણી કરેછે.

રાતી રાયણુ જેવા છોકરા પરીક્ષા માટે રાત દિવસ માથાકૂટ કરીને શ-રીરે પીળા ફેફરેલ સરખા થઇ જાયછે એટલે પરિણામે–ભવિષ્યમાં બાહોશ કરતાં બેહોશની સંખ્યા ઘણી જોવામાં આવેછે.

ચોપડીઓનો ઉપયોગ માત્ર સહાયરૂપ છે, તેને સાધનરૂપ કરી ના-ખવામાં આવ્યોછે. ચોપડીઓજ માત્ર કેળવણીનું મોટું ને અસરકારક સાધન છે એમ સમજવામાં ગંભીર ભૂલ થાયછે. કેમ જાણે પુસ્તક સિવાય જ્ઞાનપ્રાપ્તિનાં બીજાં કાંઇ સાધન ન હોય ! ચોપડીઓ બાળક માટે નહીં પરંતુ બાળકજ જાણે ચોપડીઓ માટે પેદા થયા હોય એમ સામાન્યરીતે વર્ત્તવામાં આવેછે.

પોતાનો દીકરો વિદ્યાભ્યાસમાં ઘણો નબળો હોય તેથી વાર્ષિક પરીક્ષામાં વધારે બાબતમાં નાપાસ થયાથી તેને ઉપરના ધોરણમાં ચડાવવામાં ન આવે તો ઘણાં માબાપ તેથી બહુ નાસીપાસ થઇ જાયછે. ઉપરના વર્ગમાં તેને જો ચડાવવામાં ન આવે તો તેનું એક વર્ષ બગડશે એવા ખોટા ખ્યાલથી તેને ઉપરના વર્ગમાં દાખલ કરાવવા માટે કેટલાક બાપ માસ્તર પાસે જઇને કરગરેછે, કાલાવાલા કરેછે, કોઇની લાગવગ લગાડેછે તેમજ એ પ્રમાણે પોતાની માગણી મંજુર કરાવવા માટે જેટલો થાય તેટલો યત્ન કરેછે અને એમાં ફળિભૂત ન થયાથી બીજી નિશાળે દાખલ કરવાની જોગવાઇ થાય તેમ હોય તો તેમ કરવાને ચૂકતા નથી! આવી બાબતમાં માત્ર એકલાં વગર કેળવાએલાં માબાપોજ દુરાગ્રહ કરતાં જણાતાં નથી, પરંતુ કહેવાતા ભણેલા ગણેલા બાપ પણ પોતાના નાપાસ થયેલ દીકરાને ઉપરના ધોરણમાં ચડાવવા માટે પોતાથી જેટલો બને તેટલો કદાગ્રહ કર્યા વિના રહેતા નથી.

કોઇ નહારા છોકરા પોતાના શિક્ષકપર પક્ષપાતપણાનો અથવા બીજી અયોગ્ય વર્ત્તણુંકનો આરોપ મૂકેછે. એમની એવી ફરિયાદ વિષે કેટલાંક માબાપ જોઇતી તપાસ ન કરતાં તે વાત સાચી માનેછે, અને પોતાના શહેરમાં

એવી બીજી નિશાળ હોય તો ત્યાં પોતાના એ છોકરાને દાખલ કરાવેછે તે પણુ તેટલુંજ અઘટિત છે; કેમકે એથી એવા છોકરાની ગેરવાજબી વર્ત્તણુંકને ઉત્તેજન મળેછે.

અમુક ધોરણુના અમુક વિષયમાં છોકરો ઘણો કાચો હોય તેનો પરિપકવ અભ્યાસ તેજ ધોરણુમાં તેને રાખીને ન કરાવતાં તેને ઉપરના ધોરણુમાં ચડાવવામાં આવેછે પણુ ત્યાં તે બેવડો અભ્યાસ કરવાને શકિતવાન બીલકુલ થઇ શકતો નથી, તેમજ બોજ ઉલટો વધી પડયાથી નાહકનો ઘસડાયછે અને પરિણુામે કેટલીક વાર થાકીને-કાયર થઇને તેને વિદ્યાભ્યાસ છોડવો પડેછે; અર્થાત્ પાછળનો અભ્યાસ બરાબર પાકો કરાવ્યા વિના ઉપરના ધોરણુમાં છોકરાને ચડાવવો એ સલાહકારક નથી. ઘણુા કાચા અભ્યાસવાળો છોકરો નીચલા ધોરણુમાં બે વર્ષ રહે તેના કરતાં ઉપરના ધોરણુમાં બે વર્ષ રહે તો તે બહેતર છે એવો વિચાર પસંદ કરવા લાયક નથી.

ઘણાં માણસોની આર્થિક સ્થિતિ જોઇએ તેવી સારી હોતી નથી,તેથી તેઓ પોતાનાં સંતાનને દૂધ, દહીં, ઘી, ગોળ, મેવો અને મધ વગેરે પુષ્ટીકારક ખોરાક જોઇએ તેટલો આપી શકતાં નથી, છતાં તેમને પરીક્ષામાં બીજાની હરીફાઇમાં ઉતારવાની હદ વગરની હોંસ રાખેછે, એટલે ભણાવવામાં શૂરાપૂરા ને ખવરાવવામાં ખેરસલ્લા જેવું થાયછે! વિદ્યાભ્યાસનો બોજ વધારે હોય પણુ પૂરતું પોષણુ મળે તેવો ને તેટલો ખોરાક બાળકો પામે નહીં, વળી તેમને જોઇતી આશાએસ મળે નહીં તો એવાં બાળકોનાં શરીર દુર્બળ રહે છે. કોઇ કોઇ તેવાં બાળકોનાં હાડકાં ને પાંસળાં ગણી શકાય તેવાં તેમનાં શરીર કૃશ થઇ ગયેલાં હોયછે, અને તેથી પરિણુામે ક્ષય વગેરેની બીમારી પેદા થવાનો સંભવ રહેછે.

અસહ્ય બોજાનું પરિણુામ અસાધારણુ માઠું આવે એ દેખીતું છે, પરંતુ દીલગીરીની વાત છે કે માબાપનું ધકધ્યાન તો પોતાના બાળકને પાસ કરાવવા ઉપરજ હમેશ રહ્યા કરેછે.

નિર્જીવ યંત્ર પણ જોઇતી આશાએસ અને તેલ વગેરેના ખોરાક વગર જલદી ઘસાઇને થોડા વખતમાં નકામાં સરખાં થઇ પડેછે, તો બાળકરૂપી સજીવ યંત્રની તનમનની શકિતઓનો પૂરતી ઉંઘ, આશાએસ, ને પૌષ્ટિક ખોરાકને અભાવે તેમજ વધારે પડતા ચાલુ પરિશ્રમથી ઓરફૂટો કેમ ન વળી જાય ? તે માટે પૂરતો વિચાર કરવો જોઇએ.

જુના જમાનામાં માણસો કદાવર ને નિરોગી હતાં પણ ચાલતા જમાનામાં આપણા દેશનાં માણસો તનથી તેમ મનથી નિર્બળ ને રોગીષ્ટ જોવામાં આવેછે તેનું મુખ્ય કારણ એ છે કે હાલમાં માણસોને માનસિક શ્રમ પોતાનાં ગજા કરતાં વધારે પડતો કરવો પડેછે અને તેના પ્રમાણમાં જેમ તેમને જોઇતો આરામ તેમ ઘણાંઓને પુષ્ટીકારક ખોરાક પણ મળતો નથી છતાં એવા લાખો લોકોને "ખાવું ખોટું ને રળવું સાચું" એવી લોકોકિત અન્વય હાલના જમાનામાં પોતાના અને પોતાના કુટુંબના ઉદરપોષણ વગેરે ઘરખરચને માટે રાતદિવસ જીવતોડ મહેનત કરવી પડેછે એટલે પરિણામે તેમની તબીયત બગડેછે, અને જીંદગી થોડીઘણી ટુંકી થાયછે. અગાઉના જમાનાના માણસોની પેઠે હાલના જમાનાના માણસોને તનમનનો પૂરતો આરામ લેવાનો અવકાશ ભાગ્યેજ મળેછે. રળવા ખપવા વગેરેની પ્રવૃત્તિ અને જંજાળ હાલના વખતમાં બહુજ વધેલીછે, અને વળી વધતી જાયછે. કેટલાએક માણસોને શાંત ચિત્ત રાખીને બરાબર ચાવીને જમવા જેટલી નિરાંત ઘણીખરી વેળા હોતી નથી એટલે બનતી ત્વરાથી પેટનો ખાડો પૂરો લેઇને છેલ્લે કોગળે તેમને પોતાના ધંધા રોજગારપર દોડી જવું પડેછે; એવી સ્થિતિમાં જમ્યા પછી થોડો વખત વિશ્રાંતિ લેવાની ફુરસદ એમને નજ મળે એ દેખીતુંછે.

બાળકોનાં મન તેમજ તન ઉપર વિદ્યાભ્યાસનો વધારે પડતો બોજ રહ્યા કરવાથી તેમાંના કેટલાંક એ રોટલી પણ સારીરીતે પચાવી શકતાં નથી, પૂરતી નિદ્રા મેળવી શકતાં નથી, માથું ને મગજ દુખવાની તથા

સ્મરણશક્તિ ઘટી ગયાની ફરિયાદ એ તો જાણે સાધારણ થઇ પડીછે. કેટલાંક હાડપીંજરના માળા જેવાં નૂર વગરનાં, કેટલાંક "**સોમ સાજા ને મંગળ માંદાં**" જેવાં, પાંચ દશ શેર બોજ થોડી વાર સુધી ઉપાડી શકે નહીં કે ગાઉ અધગાઉ પણ સહેલાઇથી ચાલી શકે નહીં તથા ટાઢ તડકો વેઠી શકે નહીં; તેવા મુડદાલ સરખા નિર્માલ્ય વિદ્યાર્થીઓ ભવિષ્યની જીંદગીની લડતમાં શાનું જોર મારી શકે ? જન સમાજનું અને સ્વદેશનું કલ્યાણ કરી શકે ? કે કાંઇ પરાક્રમ બતાવી અન્યને જાણવા જેવા ઉપકારક થઇ શકે ? એ કહેવા કરતાં વિચારી લેવું સહેલ છે.

આ મુલકની હાલની પ્રજા કદે ઠીંગણી, શરીરે દુબળી અને દાંતે નબળી થતી જાયછે. પહેલવાન સરખા કદાવર બાંધાના માણસો હવે જવલ્લેજ જોવામાં આવેછે.

ઉંચ કેળવણી પામેલાઓ ઉપર આપણા દેશના અભ્યુદયનો મોટો આધાર છે, પરંતુ 'યુનિવર્સિટી'ના ડીગ્રીઓ પામેલા આપણા 'ગ્રેજ્યુએટો' માંથી શરીરે કદાવર ને મજબૂત હોય એવાં માણસો પ્રમાણમાં બહુજ ઓછાં જોવામાં આવેછે; બાકીનાઓની શારીરિક સ્થિતિ હાલહવાલ થઇ પડેલી જોવામાં આવતાં તેમના પ્રત્યે દયાની લાગણી ઉત્પન્ન થાયછે. લોહી વગરના ફીકા ચહેરા, નબળી છાતી, ડાચાં બેઠેલાં, ગાલમાં ખાડા, બુઢા જેવી વળી ગયેલી શરીરની કાઠી તેમજ કેટલીક ઇંદ્રિયો ને અવયવોનું શિથિલપણું જોવામાં આવેછે. નાક ઉપર ચશ્મા ચડાવ્યા વગર ચાલતું હોય એવા કોઇ સમ ખાવા માટે જડે તો આપણાં અહોભાગ્ય ! તેઓ ગમે તેટલી વિદ્વતા પામ્યા હોય તોપણ તેથી શું ? નમુનારૂપ ચારિત્રવાન થવામાં, દેશની હરકોઇ પ્રકારે ઉન્નતિ કરવામાં અને કોઇ સ્વતંત્ર ધંધોધાપો કરી ઝળકી ઉઠાય તેવા પ્રયત્નમાં આગળ પડતો ભાગ લેવામાં, લોકોપકારક નવી હીલચાલો ઉપસ્થિત કરવામાં તેમજ ઘણા જોખમવાળા ઓહદ્દા ભોગવવાની કળવકળ ધરાવવામાં પ્રમાણમાં ઓછા-બહુજ ઓછા જણ શ-

કિતવાળા જણાએલાછે, ત્યારે કેટલાએક તો પોતે પોતાને તેમજ અમુક પ્રકારે બીજાઓને પણ એજારૂપ થઇ પડેલા દ્રષ્ટિગોચર થાયછે.

કેટલાક ‘ ગ્રેજ્યુએટો ’એ કુદરતનો એક પ્રકારનો ક્રમ ઓળંગી જઇને આગળ વધવામાં ફતેહમંદી મેળવેલી હોયછે, તે એવી રીતે કે-પ્રથમ બાલ્યાવસ્થા, પછી યુવાવસ્થા અને છેવટ વૃદ્ધાવસ્થા થાય એવો કુદરતનો નિયમ છે, પણ તેવા ગ્રેજ્યુએટોએ માનસિક કેળવણી લેતાં તનની કેળવણીની જોઇતી દરકાર રાખી તેને માટે જોઇતો શ્રમ વખતસર નહીં કર્યાથી તથા માનસિક શ્રમ પોતાની શક્તિ ઉપરાંત કર્યાં કરવાથી, તેમજ શારીરિક પ્રકૃતિને સારી રાખે તેવો પૌષ્ટિક ખોરાક જાથુ તેમને નહીં મળી શક્યાથી બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં પ્રવેશ ન કરતાં પાધરા વૃદ્ધાવસ્થા ધારણ કરી લેવામાં તેઓ સમર્થ નીવડયાછે ! એને માટે જેટલો અફસોસ કરીએ તેટલો ઓછો છે, કેમકે તેમનાપર સ્વદેશે બાંધેલી આશાઓ ને ઉમેદો સદાને માટે ધૂળધાણી થઇ પડીછે.

## તન તથા મનને નિકટનો સંબંધ.

શરીર તથા મનને નિકટનો સંબંધ છે તેથી જો શરીર આરોગ્ય હોય તોજ મન આરોગ્ય રહેછે. શરીર રોગગ્રસ્ત હોય તો મન સ્વસ્થ રહી શકતું નથી પણ બેચેન રહેછે, તથા પોતાનું કામ સંતોષકારક રીતે બજાવી શકતું નથી. તનબળના અભાવે મનબળ નિરૂપયોગી સરખું થઇ પડેછે, માટે જેઓને મનથી અને મગજથી કામ કરવાનું હોય તેઓએ જેમ મનને તેમ તનને જોઇતો શ્રમ આપીને તેને કસવું એ આવશ્યક છે, કેમકે તન તથા મન એમાંનું એક નાદુરસ્ત હોય તો તેની અસર બીજાને પહોંચ્યા વગર રહેતી નથી. એકલા માનસિક વિકાસથી કે એકલા શારીરિક વિકાસથી જોઇએતેવી ઉન્નતિ થઇ શકે નહીં. તન તથા મનરૂપી બન્ને પલ્લાં બરાબર રહેવાં જોઇએ કેમકે એ બન્નેને

એક બીજા ઉપર ઘણોજ આધાર હોવાથી તેની અસર એક બીજાને થયા વગર રહેતી નથી. તન કરતાં મન કેળવ્યાથી છોકરાઓને ભવિષ્યમાં વધારે પૈસાની પ્રાપ્તિ થશે એવા હેતુથી આપણા દેશમાં માબાપોનું મુખ્ય ધ્યાન પોતાના સંતાનનાં માત્ર મનનેજ કેળવવા તરફ વળેલું દૃષ્ટિગોચર થાયછે. તનને આધારે મનની અસ્તિ છે. તન ન હોય તો મનનું હોવાપણું બીલકુલ નથી, તન જો નબળું થાય તો મન પણ નબળું પડે એવી સામાન્ય વાત પણ તેમનાં હૃદયપર અસર કરતી જણાતી નથી એ ખિન્ન થવા સરખું છે. તન ખીલ્યા વગર મન ખીલતું નથી, તનની મલીનતા મનને મલીન કરેછે. શરીરબળને અભાવે એકલું મનબળ વધારવું એથી પરિણામે ઇષ્ટ ફળ મળતું નથી. જેમ મનને કસરત મળે તેમ તનને પણ જોઇતી કસરત મળવી જોઇએ. તનને જો કાંઇજ કસરત ન મળે તો તે લથડી ગયા વગર રહે નહી; વળી અંગબળ વગરનો માણસ નીતિબળમાં ઉતરતો હોયછે, બીકણ હોયછે, તેથી તે જનસમૂહને ઉપયોગી થઇ પડે તેવો સંભવ નથી, માટે માબાપોએ પોતાના સંતાનના જેમ મનને તેમજ તનને પણ યોગ્ય રીતે કેળવવામાં પછાત પડવું જોઇતું નથી.

---

## બાળલગ્ન.

અમુક કામ ન બન્યું તો તેથી શું થઇ ગયું ! "**ક્યાં એથી મારો ગગો કુંવારો રહી જવાનોછે ?**" એમ ઘણા દેશીઓ પ્રસંગોપાત બોલેછે. લોકોમાં મોટામાં મોટી ગાળ, લાંછન, નામોશી કે આબરૂની હીનતા પોતાનો ગગો કુંવારો રહેવામાં સમાઇ ગઇ હોય એમ અનેક પ્રસંગે તેમનાં મોઢામાંથી ઉપર પ્રમાણેના ઉદ્‌ગાર નીકળેછે તે પરથી સ્પષ્ટ જણાઇ આવેછે. પોતાનાં બાળકોની કેળવણી માટે માબાપોને જેટલી કાળજી ને ફિકર હોયછે તેના પ્રમાણમાં તેમને નાનપણથી પ-રણાવી, તેમને વહેલાં વહેલાં ગૃહસ્થાશ્રમમાં નાખી દેવાની કાળજી ને ફિકર અતિશય વધારે રહેતી હોય એમ પ્રત્યક્ષ જોવામાં આવેછે, તથા

તેને પરિણામે શારીરિક તથા માનસિક બળના પાયારૂપ બ્રહ્મચર્યનો બચપણમાંથી ભંગ થાયછે. લગ્નનો વિચાર ઘણો ગંભીર છે, લગ્નનું નામ ઉમદા છે પણ તેને જાણે છોકરાના ખેલ સરખું નજીવું કરી નાંખ્યુંછે. બોલતાં પણ પૂરૂં ન શીખ્યા હોય તેવા અથવા પારણામાં ઝુલતા હોય તેવા દીકરાઓને પણ કોઈવાર પરણાવી દઈને તેમને વેષધારી મોટીડા બનાવી દેવાનું નાટક ભજવી બતાવવામાં આવેછે.

લગ્નનો લ્હાવો સંસારમાં સર્વથી ઉંચામાં ઉંચો છે એમ માબાપ સમજે છે, પરંતુ તે પરણનાર દીકરા દીકરીને લગ્ન એ શું ચીજ છે તેનો ખરો ખ્યાલ નાનપણમાં ન હોવાથી તેઓ તેનો કશો લ્હાવ સમજતાં નથી, જેથી તેમને તેનો આનંદ ભોગવવાનો ઓછોજ હોયછે. તેઓ બાપડા ઢીંગલા ઢીંગલીની પેઠે વગર સમજ્યે પરણી જાયછે !

સંસારમાં માન, મોટાઇ ને મરતબો પોતાના બાળકો ઝોળીમાંથીજ અથવા નાની વયમાંથીજ ઝડપાઇ જાય તેમાંજ અંતરભૂત થઇ રહેલ હોય એમ માબાપ સમજેછે. નાનપણમાં મોટાં ઘરનાં માગાં આવે તોજ મનખો સફળ; તોજ નાતજાતમાં લાજ ને આબરૂ, તોજ સંસારમાં ફતેહમારી, તોજ ખાનદાની, તોજ મોટાઇ અને તોજ ચડીઆતો દિવસ, અને તેને અભાવે કૂળને ઘણું નીચું જોવાપણું એવી મિથ્યા ને પરિણામે મહા અનર્થકારક માન્યતા આ દેશમાં લાંબી મુદતથી અસંખ્ય મનુષ્યોનાં અંતરપટ ઉપર દુર્દૈવથી જમાવટ કરી રહેલીછે, તે અલ્પશ્રમે અથવા અલ્પકાળમાં ભાગીરથ પ્રયત્નને અભાવે નિર્મૂળ થવી એ અતી દુર્ઘટ જણાયછે. પોતાના દીકરાની સગાઇ જ્યાં સુધી થાય નહીં, ત્યાં સુધી માબાપના જીવને ઘણી ચટપટી રહ્યા કરેછે, અને સંતાનને પરણાવ્યા પહેલાં જો મરી જઇશું તો સંસારમાં મહાલ્યા વગર–એ બાબતની મોજમજા ભોગવ્યા વગર હમેશને માટે રહી

જશું, એવી સમજણુથી બાળકનાં ઉતાવળે લગ્ન કરી દેવામાં આવેછે, અને પોતાના લ્હાવા આગળ પોતાનાં દીકરા દીકરીના સુખનો માબાપ વિચાર કરતાં નથી, અને કેટલીકવાર તેમનો ભવ બાળવા સરખું કરેછે. કોઇ દંપતીને દીકરો કે દીકરી એમાંનું કાંઇ ન હોય તો બીજા કોઇના દીકરા કે દીકરીને પોતાને ઘેર રાખી પરણાવેછે, અને અભાગ્યે એવો પણ યોગ કદાપિ ન મળે તો પછી "**તુળશી વિવાહ**" ક્યાં નાસી ગયેલછે ! કોઇપણ પ્રકારે પોતાના એવા ઇચ્છાલોભની તૃપ્તી કરવી અને પોતાને ઓરીઓ વીતાડવો !

લગ્ન પ્રસંગે ગોર કે પુરોહિત સૌ સાંભળે તેવીરીતે મોટેથી પોકારીને "**સમય વર્ત્તે સાવધાન**" એવું સૌને પોતપોતાને લાગતી વળગતી હરકોઇ બાબતને અંગે વધાવી લેવાલાયક ટુંકું પણ મહા અર્થસૂચક પ્રમાણવચન વદીને દેશ કાળાનુસાર પ્રવર્ત્તન કરવાને પ્રતિબોધે છે, પણ માબાપો જ્યાં લગનના લાડકોડના લોઢમાં લેવાતાં હોય અને આ અસાર કહેવાતા સંસારમાં પોતાનાં સંતાનોને જેમ બને તેમ વહેલાં વહેલાં પરણાવી–પસ્તાવી દેવામાં પોતાને ભાગ્યશાળી ને કૃતકૃત્ય માની બેઠાં હોય ત્યાં ગોર દેવતાનું એ પ્રમાણવચન તેમના કર્ણમાં પ્રવેશ કરતું હશે કે કેમ તે તો કોણ જાણે, પરંતુ તે હૃદયમાં ઉંડું ઉતરી શકતું નથી, એમ તો નિઃશંક છે, કેમકે નહીં તો વર્તમાન સમયના સ્વરૂપને ઓળખી તેને બંધબેસતા થવાનો પ્રયત્ન કર્યા વગર તેઓ કદી રહે નહીં, અને પોતાના બાળકોને જાણીજોઇને અકાળે ઉંડા ખાડામાં ઉતારે નહીં, તેમજ તેમનાં શરીરના બાંધાની પૂરતી ખીલવટ થવા ન દેતાં કાચા બાંધાને મૂળથી ખણી નાખવા જેવી યોજના કરવાને તેઓ કદી બહાર પડે નહીં.

હિન્દી માબાપ પોતાના બાળકોને કેળવણી આપવાનો તથા તેમને માટે જોઇએ તેવી રીતના જોઇતા ખોરાક પોશાકનો ખર્ચ કરવામાં ગરીબ છે પણ પરણાવવામાં પૈસાદાર છે ! પ્રભુ જાણે કે તે વખતે તેમની પાસે તેમાં વાપરી નાંખવાને પુષ્કળ પૈસો ક્યાંથી આવી જાયછે, અને તેઓ નવલશાહ ધોડીની પેઠે તેમાં એટલા બધા ઉદાર, અરે ઉડાઉ શી રીતે થઇ જાયછે. !

બાળસંયોગથી એટલે કન્યાનું અકાળે અભિગમન થયાથી વામનજી જેવા વર રાજાનું–મૂછ વગરના માટીડાનું ઉછળતું લોહી ધીમી ગતિ ધારણ કરેછે, અને તેઓ બિચારા નાની વયમાં નીચોવાઇ જાયછે તથા તેમનાં શરીરની વધવાની ક્રિયાને ધક્કો પહોંચવાથી થવાં જોઇએ તેવાં લાંબાચોડા તેઓ થઇ શકતા નથી. અવયવો અપકવ રહેછે અને માનસિક તથા શારીરિક વ્યાપાર જોઇતી પ્રગતિમાં રહી શકતા નથી, એ પ્રમાણે શારીરિક અપકવ સ્થિતિમાં સંયોગ થયાથી તેઓમાંથી કેટલાકને ક્ષય આદિ જીવલેણ વ્યાધિ લાગુ પડેછે અથવા તેમનું આરોગ્ય બીજી રીતે કથળેછે તે ઘણી વખત પાછું બરાબર ઠેકાણે આવી શકતું નથી. વળી કેટલાકની પ્રકૃતિ એવી તો નાજુક થઇ જાયછે કે થોડીઘણી શારીરિક મહેનત કરવી પડે અને ટાઢ તડકો કે વરસાદ વેઠવો પડે તો પ્રકૃતિને ઠરડાઇ જતાં વાર લાગતી નથી. “**જાણે રઘા સોનીનો કાંટો !**” આવી દયામણી હાલતમાં ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ પ્રમાણેનાં ભવિષ્યના ચારે પુરુષાર્થનું ભેગું સત્યાનાશ વળી જાયછે !

બાળસંયોગથી તેવાં બાળકોની એકલાંનીજ પાયમાલી થતી નથી. એવી નબળી પ્રજાની સંતતિ એથી પણ નબળી થાયછે; તથા તેવી નિર્માલ્ય પ્રજાથી સ્વદેશનો ઉત્કર્ષ થવાને બદલે અપકર્ષ થયા વગર રહેતો નથી એમ કહેવાની જરૂર નથી; વળી એવા અકાળે થતા સંયોગથી જેમ વૃદ્ધપણ વહેલું આવેછે અને તેને પરિણામે મોટું ગામતરું કરવાનો વખત પણ વહેલો આવી પહોંચેછે.

જેમ છોકરા તેમજ છોકરીઓની પણ બાળસંયોગથી શારીરિક તથા માનસિક બૂરી દશા ઘણા પ્રકારે થયા વિના રહેતી નથી. નાની વયની કન્યાઓના શરીરનો વિકાસ જોઇએ તેવો થયેલો હોતો નથી. કોઇને ઋતુપ્રાપ્તિ પણ થયેલી હોતી નથી, એવી સ્થિતિમાં તેમને પત્ની વ્યાવહારમાં નાખવી એ તેમને મારીને મુસલમાન કરવા સરખું થાયછે ! સ્ત્રીનું, પત્નીનું સ્થાન અકાળે આપવામાં આવ્યાથી તેમને અર્થાત્ એવી છોકરીઓને કેટલાક જાતની બીમારો લાગુ પડેછે, અને તેમની અશક્તિની ફરિયાદ ગમે તેટલા ઉપાય કર્યા છતાં પણ આળસતી નથી. કેટલીકને હીસ્ટીરીઆનું દરદ અથવા માથાનું કે શરીરના કોઇ સાંધાઓનું દુખવું વગેરે જૂદી જૂદી તરેહની બીમારીથી હેરાનગતિ ભોગવવી પડેછે. કેટલીક સ્ત્રીઓ શરીરે દીંગણી રહેછે, અને તેમના શારીરિક નૂર ને તેજનું તો પૂછવુંજ શું કરવાં ! એવી કન્યા જો તેમના શરીરનો બરાબર વિકાસ થયા પહેલાં પ્રસુતા થાયછે તો પછી તેમના શરીરમાં નબળાઇ ચાલુ રહ્યા કરેછે, અને તેમાંની કેટલીકને એકાદ બે બચ્ચાં અવતર્યાં પછી ગર્ભધારણ કરવાનું બીલકુલ બંધ થઇ જાયછે, અને તબીયત પ્રતિકુળ રહ્યા કરવાથી પરિણામે એમાંની કેટલીક બિચારી નાની વયમાં મરણાધિન થાયછે.

બાળસંયોગ વળી છોકરા અને છોકરીઓની કેળવણીમાં અનેક તરેહથી આડખીલીરૂપ–વિઘ્નરૂપ થઇ પડેછે, એવી સ્થિતિમાં તેવાં બાળકો પૂરતો વિદ્યાભ્યાસ કરી શકતાં નથી, અને નિશાળને નાની વયમાં નમસ્કાર કરવા પડેછે ! પોતાનાં સંતાનને નાની ઉમરમાં પરણાવી દઇ તેમને સંસાર વ્યાવહારમાં નાખી દીધાથી માબાપ પોતાને ભાગ્યશાળી સમજેછે પણ તેથી કેળવણી વગેરે બાબતમાં એવાં બાળકો કેટલાં ભાગ્યહીન રહેછે તેનું તેમને ભાન રહેતું નથી.

હરકોઇ માબાપનું પહેલું લક્ષ પોતાના સંતાનને ભણાવી, ગણાવીને તેઓ તેમની અનેક જાતની ફરજ અને જવાબદારી બરાબર સમજતાં

થાય તેપર રહેવું જોઇએ, અને તેથી જ્યાંસુધી બાળક કે બાળકી ભણતાં હોય અને તેઓ પરણવાને લાયક ન થયાં હોય, ત્યાંસુધી લાજ આબરૂ ને લક્ષ્મી વગેરેના કોઇપણ પ્રકારના માની લીધેલા લાભની ખાતર તેમનાં લગ્ન કરી તેમની વૃત્તિને એવા સંસારવ્યાવહાર તરફ ખેંચવા સરખું કરવું એ અવશ્યનું નથી. પોતાની દીકરીના લગ્ન પ્રસંગમાં કન્યાકાળ વહી જવાની માબાપ જેટલી ફિકરચિંતા રાખેછે તેટલી તે પુત્રીનો, તેમજ પોતાના પ્યારા પુત્રનો કેળવણી કાળ નહીં વહી જવાના સંબંધમાં રાખતાં નથી એ ખરેખર ખેદ પામવા સરખું છે.

ઈંગ્લાંડ આદિ સુધરેલા દેશમાં પંદર સોળ વરસની છોકરીઓ રજોદર્શન ને લગ્ન સરખી સંસારી વાતો બરાબર સમજતી હોતી નથી, ત્યારે તેટલી ઉમરમાં તો આ દેશમાં કેટલીક છોકરીઓ એકાદ બચ્ચાંની મા પણ થઇ પડી હોયછે! એવી માતાઓજ જ્યાં બાળક જેવી હોય તે પોતીકાં બચ્ચાંને યોગ્ય માવજત ને સંભાળથી શી રીતે ઉછેરી શકે? એવી માત્ર કહેવાની કેટલીક માતાનાં બાળકને ઉછેરવાનો બોજો તેની સાસુને કે તેની માને નછૂટકે ઉહાવવો પડેછે!

ઘણી માતાઓ વગેરે નાનકડા કીકાને પ્રસંગે પ્રસંગે પૂછેછે કે—અલ્યા, તારે માટે તારા જેવડી નાનકડી ને રૂપાળી વહુ લાવીશું કે? એ મુજબ નાની કીકીને પણ કોઇ કોઇ વાર પૂછેછે કે તારી સગાઇ કરીશું કે? તારા જેવડોજ વર લાવીશું કે? તું તારા વરને રોટલા ઘડી આપીશ કે? આ પ્રમાણે જ્યારેત્યારે સગાઇ કરવાનું અને પરણાવવાનું કહ્યા કરવાથી એવાં દીકરા, દીકરી પણ વગર સમજ્યે કોઇવાર પોતાની માતા વગેરેને સવાલ કરેછે કે મારે માટે વહુ કે વર ક્યારે લાવશો? અને હવે ક્યારે પરણાવશો? વગેરે.

આ દેશમાં કોઇકોઇ છોકરાંઓ નાનપણમાં વરવહુની રમતો રમેછે. છોકરો વર થાયછે અને છોકરી વહુ થાયછે, તે વરની લાજ કરેછે

અને બીજી ઘણી રીતે ગમત મેળવેછે! અને નાનપણમાં બીલકુલ ન જાણવી જોઇએ તેવી ઘણી વાતોથી વાકેફ થાયછે. શરમ! શરમ!

પોતાના છોકરા વહેલાં પરણે અને છોકરાંમાંથી પાછાં બચ્ચાં કચ્ચાં વહેલાં થાય તેવી તેમનાં માબાપને ભારે હોંશ હોયછે! માનવજન્મનું સાફલ્ય ને સાર્થક ગમે તેવી પણ પ્રજા ઉત્પન્ન કરવામાં સમજેછે. વંશનો વેલો— વસ્તીવાડી જેમ વધારે વધે તેમ વધારે નસીબદારી તેઓ સમજતાં હોવાથી દીકરાની નાનકડી વહુ ક્યારે ન્હાતીધોતી થાય, ક્યારે ગર્ભવંતિ થાય, ક્યારે બચ્ચું જણે તેની ઘણીજ આતુરતાથી તેઓ રાહ જુએછે! "ઉતાવળે આંબા પાકે નહીં" એવી આપણી કહેવત આ વિષયમાં કેટલીક વાર ખોટી પડી જાયછે, અને એવી કેટલીક વહુઓને નાની વયમાં સંતાન સાંપડેછે. એવાં બચ્ચાં કોઇ વાર અધુરીયાં અવતરેછે, અને કોઇ પૂરે માસે અવતરે તે પણ ઘણુંકરીને નિર્બળ ને રોગી હોયછે. એવાં નુરીઆં જમાલીયાંની રેલમછેલ થાય ત્યારે ઝાંઝી વાડ ઝાંખરાંની પણ સારી એમ સમજી સંતોષાનંદ માની લેવામાં આવેછે!

નાનપણમાં કેટલીક વાર અધુરે ગર્ભ નષ્ટ થઇ જાયછે, તો કોઇવાર જન્મીને તુરત કે થોડા માસમાં તેવાં બચ્ચાં અકાળે કાળનો કોળીઓ થઇ જાયછે, અને કેટલાંક જીવતાં રહેછે તેઓ ઘણુંકરીને જીવન વગરનાં નીવડેછે, તથા તેઓ પોતાને પણ બોજારૂપ થઇ પડેછે તો જનસમાજને તે ઉપયોગી થઇ પડે એવી આશા તો રાખવીજ શા માટે?

કેટલાક વિદ્વાનો નાની ઉમરમાં મૃત્યુવશ થાયછે તે પણ કોઇ વાર બાળસંયોગને આભારી હોયછે. એવા અકાળે કરેલ સંયોગથી પોતે શક્તિહીન અને વીર્યહીન થયા હોય તેમાં વળી વિદ્યાભ્યાસનો વધારે પડતો બોજો આવી પડ્યા વગેરેનાં કારણથી તેઓ બાપડા ક્ષય વગેરે રોગના ભોગ થઇ રસ્તે પડેછે. કુદરતના નિયમોનું ઉલ્લંઘન થતાં આ મુલકમાં ઘણાં માણસોની અનેક જાતની શારીરિક શક્તિઓનું નિકંદન નીકળી ગયેલું હોવાથી

એવી ગુમ થયેલી શક્તિઓ પુનઃ પ્રાપ્ત કરવા અને તે વધારવા માટેની દવાઓની અસંખ્ય જાહેરખબરો વર્તમાન પત્રો વગેરેમાં ઉભરાઇ જતી જોવામાં આવેછે, એ ઉપરથી પણ હાલની પ્રજા શારીરિક સ્થિતિમાં કેટલીબધી હાલહવાલ ને હેરાન થઇ પડેલીછે તથા નબળાઇ અને કમતાકાતે તેમનાં શરીરમાં ઘર કર્યુંછે તે સહજ જણાઇ આવેછે.

બાળસંયોગના બૂરા રીવાજનો બીલકુલ બહિષ્કાર થવો જોઇએ. આ દેશમાં વિધવાઓની સંખ્યાઓનું મોટું પ્રમાણ છે તે પણ ઘણે ભાગે બાળલગ્નને આભારી છે, તેથી જ્યાંસુધી હિન્દુ સંસારમંડળ તેવા દુષ્ટ રીવાજનો પરિત્યાગ નહીં કરે ત્યાંસુધી તેમની સાંસારિક સ્થિતિમાં જાણવા જેવો સુધારો થવાની આશા રાખવી એ નિરર્થક છે.

બાળલગ્નની બાબતમાં રાજ્યસત્તાની દરમિયાનગીરી થાય તે કરતાં આપણા દેશીઓએ પોતાથીજ તે હાનિકારક રીવાજમાં સમયને અનુસરતો સત્વર અને ઘટતો ફેરફાર કરવો એ ઘણું ડાહપણભરેલું છે, તેથી આ દેશના ધર્મગુરૂઓ, વિદ્વાનો તેમજ નાતજાતના અગ્રેસરોએ તેવા ચાલનો અટકાવ કરવા માટે પોતપોતાથી બનતો પ્રયત્ન પૂર્ણ ઉત્સાહ અને આગ્રહ રાખી કરવો જોઇએ.

---

## સુંદર અક્ષર.

સ્ત્રીનું સ્વરૂપ એ જેમ તેનું ભૂષણ ગણાયછે, તેમ સુંદર ને મરોડદાર અક્ષર લખવા એ લેખકનો એક શણગાર છે—શોભા છે; વળી વાસ્તવિક જોઇએ તો તે એક જાતનો હુન્નર પણ છે. ઘણાજ સારા અક્ષરોને સાચા મોતીના દાણાની ઉપમા આપવામાં આવેછે તે યથાર્થ છે. સારા અક્ષર લખવા એને જાપાનીસો એક પ્રકારની ચિત્રકળા કહેછે.

સામાન્ય રીતે જોતાં હાલમાં આ દેશમાં અસંખ્ય વિદ્યાર્થીઓને બહુ ઝડપથી લખવાની આદત પડી ગયેલી જણાયછે. તેઓમાંના ઘણાં

ખરા બરૂ કે કાંઠાની કલમે ન લખતાં ધાતુની બનાવેલી ઝીણી ટાંકોથી તેમજ અક્ષરો સારા કરવાની હોંસ વગર લખેછે અને તે માટે તેમને વખતોવખત કોઇ ટોકતું નથી, તેથી તેઓ સારા અક્ષરો લખવાની કાળજી રાખતાં નથી. બાળકને જો નાનપણથી કલમનો મરોડ બરાબર ન બેસે તો પછી મોટી ઉમરે તેમના અક્ષરો સુધરશે એવી આશા રાખવી એ ફોકટ છે.

બુંઠી કલમથી, ટુંકી કલમથી કે ઘસાઇ ગયેલી ટાંકથી લખવું નહીં જોઇએ. સારી રીતે ઘડેલી કલમથી લખવું જોઇએ તથા તે કલમને બરાબર પકડવી જોઇએ. પોતે વાપરતા હોય તે કલમ બીજાને વાપરવા દેવી ન જોઇએ. લખવામાં સારા કાગળ ને સારી શાહી વાપરવી જોઇએ અને બનતાસુધી બહુજ ઉતાવળથી અને છેલાઇથી લખવું નહીં જોઇએ. લખાણમાં ડાઘાડુઘી પાડવી ન જોઇએ. સુઘડતા રાખવી જોઇએ.

પોતાના બાળકોને પરીક્ષામાં પાસ કરાવવાની માબાપ જેટલી ફિકરચિંતા ને કાળજી રાખેછે, તેનાથી દશમે ભાગે પણ તેમના હસ્તાક્ષર સુંદર થવા માટે ભાગ્યેજ રાખતા હશે, એથી દિનપરદિન એવા બાળકોના અક્ષરો બગડતા જતા જોવામાં આવેછે. નિશાળના મહેતાજીઓ પણ આ સંબંધમાં સાધારણ રીતે જોતાં જોઇએ તેટલું લક્ષ ને પૂરતી સંભાળ રાખતા હોય એ વિષે ઘણો શક છે. વિદ્યાર્થીઓ અક્ષર ઠીક લખેછે કે અઠીક તે બાબત તેમનું ધ્યાન ખેંચાતું હોય તો તે માત્ર તેમની કૉપીબૂક જોતી વખતે, બાકી છોકરાઓના બીજા લખાણ વખતે તો તેમને ખરાબ અક્ષર માટે વખતોવખત ટોકવા કે ચેતવણી આપવા સંબંધે તો હરિનું નામ! આ પ્રમાણે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે પોતાના બાળકના સારા અક્ષરો માટે મહેતાજીઓપર બહુ આધાર ન રાખતાં માબાપે પોતેજ પોતાથી

બનતી તજવીજ કરવી જોઇએ. કલમ બરાબર ઠેરવીને લખવાનો રીવાજ રખાવ્યાથી અક્ષરોનો વળાંક ( મરોડ ) સારો થશે, અને પછી મહાવરાથી અક્ષરો બહુ સુંદર્યા વગર રહેશે નહીં.

લેખન શીખ્યા હોય તેવા દરેક જણને લખવાની થોડીઘણી પણ જરૂર આખી જીંદગી સુધી પડેછે. દરેક ધંધામાં અને રોજગારમાં લખવાનો ખપ થોડોઘણો પણ પડ્યા વગર કદી રહેતો નથી.

કારકૂન, મહેતા અને ગુમાસ્તા વગેરેનું ગાડું તો તેના આશ્રય વગર સંતોષકારક રીતે કદીપણ ચાલી શકે નહીં. ચોપડા વગેરે લખવામાં સફાઇદાર ને સારા હરફની અગત્ય ઓછી નથી ગણાતી, તેથી એવા કામ માટે નોકર રાખતી વખત સારા અક્ષરવાળાનો પહેલો ભાવ પૂછાયછે. ખરાબ અક્ષર લખનારને શેઠ શાહુકારોની દુકાને નામું લખવાની, અગર ઑફીસોમાં લખાણ કરવાની નોકરી મળવામાં બહુ વાંધો આવેછે અથવા કેટલીકવાર ત્યાં નોકરી નથી પણ મળતી. અમુક માણસ જો થોડું ભણેલો હોય પણ તે જો સુંદર, સફાઇદાર ને મરોડવાળા અક્ષર લખનારો હોય તો તેને ઘણીવાર સહેલાઇથી નોકરી મળી જતી જોવામાં આવેછે; અર્થાત્ સારા અક્ષરો લખતાં આવડતા હોય તે પણ કમાઇ ખાવાનું એક સાધન થઇ પડેછે.

આજકાલ ઘણાં માણસોના અક્ષરો સુંદર જોવામાં આવતા નથી. 'યુનિવર્સિટી'ની ઉંચી ડીગ્રીઓ મેળવેલી હોય તેમાંના કેટલાએકના અક્ષરો કંટાળો ઉપજાવે તેવા જોવામાં આવેછે. એવા અક્ષરો સડસડાટ ને સહેલાઇથી વાંચી જવાય તેમ બનતું નથી; કેટલાકના દસ્કત તો પાણી છાંટીએ તોપણ ઝટ ઉકલે નહીં એવા હોયછે! કોઇ કામની જ્યારે ઘણી ઉતાવળ હોય તેવે પ્રસંગે એવા અક્ષરો વાંચવાની ફરજ પડે ત્યારે કંટાળો ઉપજેછે. કેટલાક અમલદારો વગેરે બહુ ખરાબ અક્ષરે તથા અશિષ્ટ રીતે પોતાની સહીઓ કરેછે કે જેની ઉપર ગમે તેટલું પાણી

છાંટીએ અથવા વિજળીના સરખી રોશનીમાં રાખીને તે વાંચીએ તો પણ તેમનાં નામ ઘણી વખત બરાબર ઉકલતાં નથી! એવા માણસો પોતાનાં નામ સ્પષ્ટ રીતે વંચાય તેવી રીતે ખુલ્લાં લખવાને શરમાતા હશે કે બીજાં કાંઇ ગુપ્ત કારણો હશે અગર મનનો એવો ફાંટો હશે તે સમજાતું નથી, પરંતુ તેવી ગડબડ ગોટાવાળી સહી ઉકેલવામાં ઉપજતા કંટાળાને એક કોરે રાખીએ તોપણ એટલું તો અત્ર પૂછવું પડશે કે એવી ગડબડગોટાવાળી સહીઓ વાંચવા, વંચાવવાનો યત્ન કરવામાં એકંદર સરવાળે અગણિત વ્યક્તિઓને પોતાના કિંમતી વખતનો નાહક ભોગ આપવો પડેછે તેનો તેવી સહીઓ કરનારને ખ્યાલ આવતો હશે! જવાબ નવાણું ટકા નકારમાં આવેછે. પોતાના બાળક સુંદર ને સફાઇદાર અક્ષરે લખાણ કરે તેમજ પોતાની સહી પણ બીજાઓ સ્પષ્ટ ઉકેલી શકે તેવી રીતે કરે તેની સૂચના માબાપે તેમને આપવી જોઇએ.

બરની અથવા કાંઠાની કલમે લખવાનો ચાલ એકંદર રીતે જોતાં હવે બહુ ભાગે બંધ થઇ ગયેલો જોવામાં આવેછે, અને દિવસે દિવસે સ્ટીલપેન અને ફાઉન્ટન પેનનો પુષ્કળ ઉપયોગ થતો ચાલ્યોછે તથા તેના પરિણામે સારા અક્ષરો લખનારા આજે જૂજ મળેછે. ઘણા માણસોને હવે કલમ ઘડતાં પણ આવડતું નથી! દેશી વેપારીઓના ચોપડાઓમાં પણ લોઢાની ટાંકે પેશકદમી કરવા માંડીછે! પ્રાચીન પધ્ધતિનો ત્યાગ કરવાથી સારા ને દિવા જેવા અક્ષરોનાં દર્શન તો હવે દુર્લભજ થઇ પડયાંછે!

વસ્તુસ્થિતિ આવી થઇ પડયાથી બાળકોને પ્રથમ ખડી કે ચાકથી સ્લેટપર અક્ષરો લખાવવાની તથા ત્યારપછી દુપીસ્તા ઘુંટાવવાની જૂની પણ ઘણી ઉપયોગી રૂઢી પાછી તુરતમાં ચાલુ કરવાની ઘણીજ આવશ્યકતા છે. ઘણાજ સારા અક્ષર લખવાવાળાના હાથથી સારા ને સફાઇદાર કાગળોપર લાલ શાહીથી અક્ષરો લખાવી તેપર કાળી શાહીથી અક્ષરો ને આંકડા ઘુંટાવવા

અથવા લાકડાની પાટીમાં કોતરેલા અક્ષરો અગર કલાઇના પત્રાપર મોરથુથુથી બહુ મરોડદાર લખેલા અક્ષરો ચાકથી નાનાં બાળકો બરાબર ઘુંટે તેમ કરવું જોઇએ, અને એમ કરાવ્યાથી તથા તેપર જોઇતી દેખરેખ રાખ્યાથી તેમનો હાથ જલદી વળશે.

નાનાં છોકરાંઓ ઘણીવાર ડાબે હાથે લખતાં જોવામાં આવેછે ત્યારે આપણા દેશીઓ તેમને એ પ્રમાણે કરતાં અટકાવેછે, કેમકે ડાબે હાથે લખવા દેવાની તેમને બહુ છીટ હોયછે. જાપાનમાં બાળકોને બન્ને હાથથી લખતાં શીખવવામાં આવેછે અને હોલાંડની નિશાળોમાં અઠવાડીયામાં એક વખત વિદ્યાર્થીઓને ડાબે હાથે લખતાં શીખવેછે, તે એટલા માટે કે કોઇ વખત અકસ્માતથી કે ઇજાથી જમણા હાથથી લખાય નહીં તો તેવે પ્રસંગે તેમનો ડાબો હાથ લખવાના કામમાં તાત્કાળિક ઉપયોગમાં આવી શકે.

## ચિત્રો.

પ્રાણીઓ અને બીજી અસંખ્ય ચીજોને અમુક દરજજે તાદૃષ્ય કરવાની શક્તિ ચિત્રોમાં છે. બાળકોના જ્ઞાનમાં વૃદ્ધિ થવા માટે ઘરમાં મહાન્ સ્ત્રી પુરૂષો, ધાર્મિક મનુષ્યો, યાત્રાના સ્થળો, અને કુદરતના દેખાવ વગેરેના લાયક ચિત્રોનો સંગ્રહ માબાપે તેમની રસજ્ઞતા કેળવવા માટે રાખવો જોઇએ.

પોતાનાં વિધવિધ પ્રકારના સદ્ગુણો ને સુકૃત્યોથી પ્રખ્યાતી પામેલાં અને દુનિયાંને દ્રષ્ટાંતરૂપ થઇ પડેલા ઉત્તમ ચારિત્રવાન મહાત્માઓની તસ્વીરો ઘરની દીવાલોપર ટાંગી રાખવી જોઇએ. એવાં ચિત્રો એ મુંગા મિત્રો છે, તે પોતાનાં સરખાં પરાક્રમી થવાને પ્રેક્ષકોને પ્રેરેછે અને આકર્ષેછે. વળી એવાં ચિત્રોથી સુનીતિનો તથા સ્વપરાક્રમનો આપોઆપ ઉપદેશ થાયછે.

ચકચકિત રંગવાળાં ચિત્રો હોય તે બાળકોને સ્વાભાવિક રીતેજ બહુ ગમેછે. એવાં ચિત્રદર્શનથી બાળકો બહુ રાજી થાયછે ને તેમનાં મનની ખીલવટ થાયછે. ચિત્ર સાથે એકેક અક્ષર અને આંકડાની યોજના કરી હોય તો તે સહેલાઇથી શીખા જાયછે. ચિત્રોવાળા ગંજીપાના પત્તાથી એકથી દશ સુધીની સંખ્યા ગણવાનું શીખવી શકાયછે. જે માણસને બાળકો ઓળખતાં હોય તેની છબી જોઇને અને પોતાના પરિચયમાં આવેલા પશુ પક્ષી વગેરેનાં ચિત્રો જોઇને તેમને વિશેષ આનંદ પ્રાપ્ત થાયછે.

જે પ્રાણીનો જેવો કુદરતી રંગ હોય તેવો રંગ પૂરીને બનાવેલાં ચિત્રો બાળકને વિશેષ મનગમતાં થઇ પડેછે, અને તેમના પર બહુ પ્રીતિ ઉપજ્યાના પરિણામે તેઓમાંના કોઇ બાળકો તેવાં ચિત્રો કાઢતાં શીખવાને પોતાની ખુશીથી પ્રયત્ન કરતાં જણાયછે.

---

# કિતાબખાનું.

દરેક માબાપે બાળકોના ખાનગી વાંચન માટે તેમને મનોરંજક અને ઉપયોગી થઇ પડે તેવી નીતિબોધક વારતા, ઇતિહાસની વાતો, બાળગિત, જનાવરોની સચિત્ર વાતો, સચિત્ર પ્રવાસવર્ણન, હાસ્યરસ પ્રાધાન્ય વાતોનાં પુસ્તક, જૂદીજૂદી શારીરિક કસરતની ચિત્રોવાળી ચોપડીઓ ને ઉત્તમ માણસોનાં ટુંકામાં જન્મચરિત્ર હોય તેવી ચોપડીઓ પોતાના ઘરમાં રાખવી જોઇએ, તેમજ તે ચોપડીઓ સારી છપાઇની, સારા કાગળ ઉપર મોટા ટાઇપે છપાએલી હોવી જોઇએ. છૂટીને દિવસે ને અવકાશને વખતે તેમાંથી પોતાને મનગમતી ચોપડી બાળક વાંચે તેવી તેમને ટેવ પાડવી જોઇએ. એવા વાંચનથી જેમ મન સુધરેછે, તેમ વિચાર સુધરેછે તેમજ ઘણી જાતનું જ્ઞાન ને શીખામણ મળેછે. પુસ્તકો એ

મનની દવા છે. શરીરને પોષવા માટે જેમ અન્નોદકની અગત્ય છે તેમ મનના પોષણુ માટે સારા વાંચનની જરૂર છે. સારા પુસ્તકના વાંચનથી મગજનો વિકાસ સારી રીતે થાયછે તથા જ્ઞાન દિવસેદિવસે વૃદ્ધિ પામતું જાયછે.

આબેહુબ ચિત્રોવાળી ચોપડીઓથી તે બાબતનો વિષય વધારે સારી રીતે સ્પષ્ટ થાયછે—સમજી શકાયછે; માટે તેવી ચોપડીઓ તેમજ ગમતની સાથે જ્ઞાન આપે તેવી ચોપડીઓ કિતાબખાના માટે પસંદ કરવી જોઇએ. બાળકોને માટે નકામી થઇ પડે તેવી ચોપડીઓ તેમાં રાખવી નહીં જોઇએ, કારણકે તે વાંચવામાં તેઓ જે વખત ગાળશે તે વ્યર્થ જશે. વળી અનીતિને ઉત્તેજન મળે તેવી કોઇ પણ ચોપડી તેમાં હોવી નહીં જોઇએ, કેમકે પુસ્તક પણ એક જાતના સોબતી હોવાથી તે ખરાબ દોસ્તની પેઠે બાળકને ખરાબ કરેછે; જેથી એવાં નઠારાં પુસ્તકો બહાર પણ બાળકોના વાંચવામાં ન આવે તે માટે માબાપે બનતી સાવચેતી રાખવી જોઇએ.

પાંચ દશ ચોપડીઓ ઉપરઉપરથી જોઇ જવા કરતાં એક ચોપડી પૂરેપૂરી તથા બરાબર સમજીને વાંચે તો તે બહુ ફાયદાકારક થઇ પડેછે. ઝાઝું વાંચવું પણ તે બરાબર સમજ્યા વગર તથા જોઇતા ધ્યાન વગર વાંચવું તે કામનું નથી. જેવી રીતે બહુ ઉતાવળથી ખાધેલો ખોરાક સારી રીતે પચતો નથી, તેવી રીતે બહુ ઉતાવળથી વાંચેલું ઝાઝો વખત સુધી યાદ રહેતું નથી તેમજ તેનું કાંઇ સારૂં ફળ મળતું નથી.

અગાઉના વખતમાં માણસો બહુ થોડાં પુસ્તકો વાંચતાં પણ તે બરાબર સમજીને વાંચતાં. વાંચ્યા પછી તે વિષે મનન કરતાં તથા બીજાઓ સાથે તે વિષે ચર્ચા કરતાં તેથી તેમાંની બાબત તેમને વર્ષોનાં વર્ષો સુધી સારી રીતે યાદ રહેતી અને તેના પરિણામે તે તેમને બહુ ઉપયોગી થઇ પડતી હતી.

હાલના વખતમાં કેટલાએક માણસો સેંકડો પુસ્તકો થોડા વખતમાં વાંચી નાખેછે! વાંચવામાં જાણે પુસ્તકોની સંખ્યાની હરીફાઇ ચાલેછે, પણ તે બરાબર પાચન થાય તેવી રીતે ધ્યાનપૂર્વક નહીં વાંચ્યાથી તેમાંથી તેમને બહુજ થોડું યાદ રહેછે. વાંચવાવાળાની સંખ્યા તો દિવસે દિવસે વધતી જાયછે, પણ તેમાંથી બરાબર વિચારવાવાળા ઘણા જૂજ જોવામાં આવેછે એટલે તેને પરિણામે અગાઉના સરખા ઉત્તમ કવિઓ તેમજ ભાષણકર્ત્તાઓ હાલમાં પ્રમાણમાં બહુ ઓછા પેદા થાયછે. પચાવવાની શક્તિ ઉપરાંત જે તે અને જ્યારે ત્યારે વાંચ્યા કરવાથી ભેજું ખરાબ થઇ જાયછે. દરેક ચીજ તેની હદમાં સારી છે.

## વારતાઓ અને વાતચીત.

નાની નાની, સ્વાભાવિક ને સુબોધક વાતોના વાતાવરણમાં બાળકોને ઉછેરવાં એ પણ તેમની કેળવણીનું એક આવશ્યક અંગ ગણાયછે.

બાળકો જેમ ગાયનનાં શોખીન હોયછે, તેમજ વારતાઓ સાંભળવાને પણ તેઓ ઘણા રસીયા હોયછે. પોતાનાં માબાપ વગેરે મોટી ઉમરનાં મુરબ્બીઓ પાસેથી જેમ તેમને વાતો સાંભળવાનું ઘણુંજ ગમેછે, તેમ પોતાના સરખી વયના સોબતીઓને વાતો સંભળાવવાને પણ તેઓ ઘણાં ઉત્સુક હોયછે. નવીનવી અનેક પ્રકારની વાતો સાંભળીને તેમનું ભાષાજ્ઞાન વધેછે, વળી વસ્તુસંકલના આવડેછે, તેથી કોઇ કોઇ વાર તેઓ એકાદ નવી વારતા જોડી કાઢેછે.

બાળકોને વાતો સાંભળવાનો ઉત્સાહ ને આગ્રહ અતિશય હોયછે. દરરોજ એકથી વધારે વાતો તેમને સંભળાવવામાં આવે તોપણ તેથી

તેમને પૂર્ણ સંતોષ પ્રાપ્ત થતો નથી, અને કહ્યા કરેછે કે પછી ! બાળકોના એવા "પછી" નો કદી પાર આવતો નથી ! જેમ વધારે વાત તેને કહેવામાં આવે તેમ તે વધારે રાજી થાયછે. સાધારણમાં સાધારણ વાતો કહેવામાં આવે તોપણ તેથી તેઓ ઓછાં ખુશી થતાં નથી. હવે બીજી વાત આવડતી નથી એમ મા અથવા બાપ કદાપિ કહેછે તો પછી તે એકની એક વાત બીજી વાર કહેવરાવીને પણ મઝા મેળવેછે ! તેમને પૂરેપૂરી આવડતી હોય તેવી વાત પણ કહેવરાવીને તેઓ ખુશી થાયછે, તથા તેમાં કોઇવાર કાંઇ કહેવાનું તે વારતા કહેનાર ભૂલી જાય તો પંતુજીની પેઠે તે અપૂર્ણતાની યાદ આપીને તેમની પાસે તે ચૂક સુધરાવે ત્યારે તેમને ઘણી ગમત પડેછે !

મનોરંજક વાતો અને વાતચીતદ્વારા પણ બાળકોનાં ચારિત્રની સુધારણા થઇ શકેછે, વળી બુદ્ધિ ને કલ્પના શકિત તેથી કેળવી શકાયછે, તથા તેમનાં હૃદયપર સુનીતિ ને સદ્‌ગુણની છાપ પાડી શકાયછે. એ પ્રમાણે હોવાથી મા અથવા બાપે બાળકોને ગમત સાથે જ્ઞાન મળે તેવી વાતો વખતોવખત કહી સંભળાવવી જોઇએ. સામાન્ય રીતે શીખામણ આપ્યા કરતાં બંધબેસતી વારતાદ્વારા શીખામણ આપ્યાથી તેની અસર વહેલી ને વળી ટકાઉ થાયછે.

બાળકોને જે વારતા, કહાણીઓ કહેવામાં આવે તે બાળસ્વભાવને અનુસરતી અને બનતાંસુધી બાળકોનેજ લાગુ થાય એવી તથા તે જાણે ખરેખરી બનેલી હોય તેવી હોવી જોઇએ; વળી એવી વાતો સરળ તથા તેમને રસ પડે તેવી રમૂજી, ટુંકીટુંકી ને બોધદાયક હોવી જોઇએ. બાળકો ઘણા આકીનવાળાં હોયછે, તેથી તેમને જે કહેવામાં આવે તે સર્વ તેઓ સાચું માનેછે માટે તેમને ભૂતપ્રેત કે ડાકણની વાત કદી સંભળાવવી નહીં જોઇએ, પણ સદ્વર્ત્તન, નીતિ ને બહાદુરીની વાતો કહેવી જોઇએ. વારતા વાંચીને કહેવા કરતાં મૂખથી કહી સંભળાવવામાં આવેછે તો તેની અસર વધારે થાયછે.

નાનપણમાં બાળકને જે પ્રકારની વાતો વારંવાર કહી સંભળાવવામાં આવેછે તેની બાબત પ્રત્યે તેમને મોટપણમાં ચાહના વધેછે, માટે ભવિષ્યમાં તેમનું મન જે જાતની વિદ્યા, હુન્નરકળા, પરાક્રમ અથવા ધર્મ વગેરે હરકોઇ વિષય તરફ વાળવું હોય તે વિષયની અસરકારક વાતો બાળપણમાં તેમનાં મગજપર ઠસાવવી જોઇએ.

બાળકો સાથે જૂદીજૂદી બાબતો વિષે વાતચીત કરીને તથા સવાલો પૂછીને પણ તેમને ઘણું શીખવી શકાયછે, તેમજ તેમાંથી ઘણો આનંદ પ્રાપ્ત કરી શકાયછે. બચ્ચાંઓ સાથે બચ્ચાં સરખાં થઇ શાંત ચિત્તથી વાત-ચીત કરવી એ એક ઉમદા મોજ છે. ભોળાં દિલનાં બાળક સાથેની વાતચીતથી ગમે તેટલો ગંભીર માણસ પણ પોતાની ગંભીરતા છોડી દઇ કોઇ વાર ઘણો હસી પડેછે !

બાળકો માબાપથી સદા બીતાં ને ફડફડતાં રહે તેમ કદી થવું ન જોઇએ, પણ તેમને જોઇને માબાપને હર્ષ થાયછે એમ તેમને લાગવું જોઇએ.

બાળક બરાબર બોલતાં શીખ્યા પછી તેમને સાત વારનાં નામ, તીથિઓ અને માસનાં નામ શીખવવાં જોઇએ. શરીરનાં ભાગ અને ઇંદ્રિયોનાં નામની સાથે તેની પીછાન પાડવી જોઇએ; તેમજ ભાઇ, બેન, ભાભી, ફોઇ, કાકો, મામો વગેરે વગેરે સગાંઓ કોણ કહેવાય તે વિષે સમજા-વવું જોઇએ. જૂદીજૂદી જાતનાં પશુ, પંખી, વૃક્ષ તેમજ ઘરમાં વપરાતી વિવિધ પ્રકારની ચીજો નજરે બતાવીને તે સંબંધમાં તેમના મગજમાં ઉતરે તેટલી માહિતી તેમને પ્રસંગેપ્રસંગે આપવી જોઇએ; વળી ઉંચું નીચું, વજનમાં હલકું ભારે, ચોખંડુ કે ગોળ વગેરે આકાર, રાતો પીળો કાળો વગેરે રંગ એવી એવી બાબતની સમજણ આપવી જોઇએ. નાની નાની ચીજોના તોલની તેમજ ટોપલીમાં ફળ વગેરે હોય તેની સંખ્યાની અટકળ કરતાં શીખવવું જોઇએ. દિશાઓ જાણતાં એટલે સૂર્ય સવારે ઉગે તે પૂર્વ દિશા અને તે સાંજે આથમે તે તરફ પશ્ચિમ દિશા તથા એ ઉપરથી

જેમ બીજી દિશાઓ શીખવી શકાયછે, તેમજ બપોરે બાર બજ્યે તડકામાં ઉભા રહીએ તો જે બાજુ તરફ પડછાયો પડે તે ઉત્તર દિશા હોયછે અને તે ઉપરથી બીજી દિશાઓની સમજ પણ આપી શકાયછે. રહેવાનો ઓરડો કેટલા ફૂટ લાંબો પહોળો છે, તથા ઘરની અમુક ચીજો કેટલી લાંબી છે તે વિષેનું ભરત ફૂટપટી વગેરેથી શીખવવું જોઇએ, પણ એવી પ્રવૃત્તિ કરવાની ઘણે ઠેકાણે બાપ તેમજ માને ફુરસદ બીલકુલ મળતી નથી એમ તેમના તરફથી કેટલીક વાર ફરિયાદ કરવામાં આવેછે. એ સંબંધમાં ઉંડા ઉતરીને જોઇએ તો તેમાં ઘણી વાર સત્ય કરતાં અસત્યનો ભાગ વધારે જણાયછે.

માબાપને જીવનના વિલાસ ભોગવવાનો વખત મળે, સોબતીઓ સાથે ગપ્પાંસપ્પાં ને તડાકા મારવાનો સમય મળે, પારકી પંચાતમાં પડવાનો, તેમાં પટેલાઇ કરવાનો વખત મળે, નાટકચેટક વગેરે તમાશા જોવા જવાની ફુરસદ મળે પરંતુ પોતાનાં બાળકો સાથે વાતચીત કરવાનો, કે તેમની જોઇતી સાળસંભાળ લેવાનો વખત મળતો નથી! શેઠને પોતાના ધંધાધાપાની ધમાલથી પાણી પીવાની પણ નવરાશ નહીં! દમ ખાવાનો અવકાશ નહીં, એટલે ઘરખટલાનો એવો બોજો બધો શેઠાણીને માથે નાખે, પણ છોકરાંને કેળવવાની વિધિ શેઠાણીની બલા પણ જાણે નહીં તેમ તે પોતાનાં ઘરકામ વગેરેથી પરવારે પણ નહીં એટલે બાળકો બિચારાં નસીબના આધારપર લટકી રહેછે!

બાળકોને કેમ કેળવવાં તે સંબંધની બાપને આવડત નથી, કે વખત નથી, કે ઉમંગ નથી, કે રૂચિ નથી, કે પરવા નથી; એમાંનું શું નથી અને શું છે તેની અમને યથાર્થ સમજણ પડતી નથી! પણ એટલું તો ચોકસ છે કે વખતના જો વિવેકથી વહેંચણી કરવામાં આવે તો વખત મળ્યા વગર રહે નહીં. જ્યાં **ઇચ્છા છે ત્યાં અવકાશ છે.**

મા ધારે તો રસોઇ વગેરે પોતાનો ઘરધંધો કરતાં, પિતા જમતાં, કપડાં પહેરતાં, અને એવું બીજું કામ કરતાં પણ પોતાનાં બાળક સાથે

વાતચીત ને પૂછપરછ કરી તેમની બાબતમાં કેટલુંક જાણી શકે તથા તેમને કાંઇ કાંઇ શીખવી શકે પણ તે માટે અંતઃકરણથી કાળજી ને ફિકર હોય તોજ બની શકે. બાકી બ્હાનાનો દુનિયાંમાં કદી તોટો આવ્યો નથી અને કદી આવશે પણ નહીં.

---

## ઉખાણું અને સમશ્યા.

અવકાશને વખતે ઉખાણાં અને સમસ્યા પૂછવાથી બાળકો રાજી થાયછે, તથા તેથી તેમની તર્કશક્તિ ખીલતી હોવાથી તેના થોડા નમુના આ નીચે આપવામાં આવ્યાછે. (૧) એ હાથ ભોંયમાં બારસો ગામ એ શું ? **નકશો.** (૨) ભમે ભમે પણ ભમરો નહીં અને કોટે જનોઇ પણ બ્રાહ્મણ નહીં એ શું ? **રેંટીઓ.** (૩) લાકડાનો મરચો, લોઢાની ચાંચ, દિવસ બધો તગડે ત્યારે ઇંડાં આપે પાંચ ? **રેંટીઓ.** (૪) એક ગોખલામાં બત્રીશ બાવા ? **દાંત.** (૫) બત્રીશ બાવા ખાંડે ને લૂલી બાઇ સંકોરે ? **દાંત અને જીભ.** (૬) એક નારી અને નર ઘણા, તે સઘળા સાથે પ્રીત, નારી પહેલા નર ગયા, એ કયા પ્રકારની રીત ? **જીભ અને દાંત.** (૭) પ્રાણ નહીં પણ પળ પળ ગણે ? **ઘડીઆળ.** (૮) વાચાવિણ બોલ્યા કરે, ચાલેછે વિણ પગ, કાંટા પણ વાગે નહીં, જેને જાણે આખું જગ ? **ઘડીઆળ.** (૯) કાળી સોટી, તેલે છાંટી, વળે વળે પણ ભાંગે નહીં ? **ચોટલો.** (૧૦) આટલીક રાંડ, રાજાની પાઘડી ઉતરાવે ? **જૂ.** (૧૧) નાની રજ જેટલી, ચટકા દેતી ચાલે, વાસો એનો નિમાળામાં, મસ્તક બેડી મ્હાલે ? **જૂ.** (૧૨) ધોળકાની ધોતલી ને બેય કોર દસી ? **કાંસકી.** (૧૩) બાપે જન્મી બેટડી, અને બેટડીએ જન્મ્યો બાપ ? **આમલી.** (૧૪) મા દીકરીનું એકજ નામ અને વેચાય ગામેગામ ? **આમલી.** (૧૫) જરા સરખી ચીજ તેથી

આખું ગામ જમે ? **દેવતા.** (૧૬) મારો બકરો આલો ખાય, પાલો ખાય પણ પાણી પીએ તો ટપ મરી જાય ? **દેવતા.** (૧૭) ગામ બધું ભાગી ગયું અને ભાભોજી રહી ગયા ? **ચુલો.** (૧૮) ચાલે પણ ચરણ નહીં, ઉડે પણ નહીં પાંખ, માણસથી સહેવાય નહીં, સૌકો દેખે આંખ ? **ધુમાડો.** (૧૯) ઢીંચણ જેટલી ગાય ને નીરે તેટલું ખાય ? **ઘંટી.** (૨૦) એક શીંગડાની ગાય, તેને નીરે તેટલું ખાય ? **ઘંટી.** (૨૧) અંધારી ઓરડીમાં ઉંટ ગાંગરે ? **ઘંટી.** (૨૨) કાળા કુવામાં કળશીઓ પાણી ? **હોકો.** (૨૩) ધોળા કુવામાં ધોબો પાણી ? **નાળીયેર.** (૨૪) પેટ મધ્યે ગંગા બીરાજે, જટા બીરાજે શીશ, નેત્ર જેને ત્રણ છે પણ નહીં ઉમયાપતિ ઇશ ? **નાળીયેર.** (૨૫) ભર્યા તળાવમાં પાંચશેરી તરે ? **માખણ.** (૨૬) એક ભાઇ ઉતરે અને એક ભાઇ ચડે ? **રોટલો.** (૨૭) દહાડી ઉઠીને ડોશી દરમાં હાથ ઘાલે ? **કમખો.** (૨૮) રાજાની રાણી, બારીએ બેસીને કોયલા ચાવે ? **જાંબુ.** (૨૯) દેવતામાં ઘાલે, ખૂબ તેને બાળે, કાળું ઘાલે અને રાતું કાઢે ? **લોઢું.** (૩૦) સમજે નહીં પણ ઘર સાચવે ? **તાળું.** (૩૧) નિત્યે પાવક પરજળે, ને મૃત સજીવન થાય, કામની પૂછે કંથને, એ કોનું ઘર કહેવાય ? **લુહાર.** (૩૨) કાકારે મેં કૌતક દીઠું, સુકે લાકડે એઠું હતું; ચાંચ છે પણ ચરે નહીં અને એ કૌતકડું મરે નહીં ? **દાતરડું.** (૩૩) પશુ નહીં પણ ચાર પગ, એક વાંસો બે શીશ, બાળક તેના પેટમાં, શી વસ્તુ તે કહીશ ? **ઘોડીયું.** (૩૪) આઠ કટકે નર નીપજે, બે નારી, નર ચાર, ને બે નાન્યતર, પંડિત કરો વિચાર ? **ખાટલો.** (૩૫) ચાર નંગ ઉભાં ને ચાર નંગ બેઠાં, એક એકની અંદર બબે નંગ પેઠાં ? **ખાટલો:** (૩૬) અટલસની કોથળીમાં સીસકારાં બી ? **મરચાં.** (૩૭) નાની શી નારી ને સુંડલીક છોકરાં ? **ભોરીંગણી.** (૩૮) વન વગડામાં રાતી બારી, છોકરાં પરણે અને મા કુંવારી ? **મીંઢળ.** (૩૯) કાળીઓ ખોદે અને ધોળીઓ પૂરે ? **સોય તથા દોરા.** (૪૦) અમદાવાદી માણું અને બેય કોર સાણું ? **બલોયું.** (૪૧) છાપરે છાપરે મગ વેરાય ?

**વરસાદ.** (૪૨) રાતાં ફૂળ ને કાળી આંખ ? **ચણોઠી.** (૪૩) સોંઘીના મોંઘા અને મોંઘીના સોંઘા ? ૧. **ગાય–બળદ.** ૨. **ભેંસ–પાડો.** (૪૪) ધોળી ગાય, તેલે ન્હાય, રાત પડે ત્યારે હનુમાન થાય ? **દીવેટ.** (૪૫) એક જનાવર એવું કે પૂછડે પાણી પીતું ? **દીવેટ.** (૪૬) પડી પડી પણ ભાંગી નહીં, ને કટકા થયા બે ચાર, વગર પાંખે ઉડી ગઇ, સજ્જન કરો વિચાર ? **રાત.** (૪૮) છીછરી તળાવડી બાંધી પાળ, સોળ સોળ રાણીઓ પાણી ભરે, નર ઝુઝે ને નારી મરે ? **ચોપાટ.** (૪૮) જળ ભર્યું પણ સરોવર નહીં, નહીં બ્રહ્મા મુખ ચાર, વૃષભ વાહન પણ શિવ નહીં અને નારી નામે નામ ? **પખાલ.** (૪૯) ધોળું ખેતર અને કાળું બી, ઓરતો જાય અને બડબડતો જાય ? **કાગળ લખવો તે.** (૫૦) ત્રણ તસુનું લાકડું, ચડ્યું સુથારી હાથ, તેના કરો ૩૬૦ રેંટીઆ, ૧૨ ઘાણી, તથા ૨૪ લાટ અને વધે તેટલું પાછું આપ ? **વરસના દિવસ, માસ અને પક્ષ.** (૫૧) ઉંચમુંચ ગુંચળું, સાપ પણ નહીં, લાકડીએ હાંકીએ, પરંતુ ઢોર પણ નહીં, આપે વિવિધ જાતનાં ફળ, પરંતુ ઝાડ પણ નહીં, તથા ચકકર ચકકર ફરે પરંતુ ચકડોળ પણ નહીં ? **કુંભારનો ચાક.** (૫૨) નારી છું હું સુંદરી, ત્રણ અક્ષરનું નામ, થાક નિવારણ કારણે, બેસે સૌ મુજ ઠામ; ખડી રહું આઠે પહોર, નવ થાકું હું તોય, સુખ પમાડું સર્વને, આરામ હુંથીજ હોય; કોઇ વાર સુષ્ધાં હાથ, કોઇ વાર રહું હું ઠુંઠી, કવિજન કહે સત્ય માનજો, એ વાત નથી જૂઠી ? **ખુરશી.** (૫૩) **હાથીને પગે તાળાં દઇ આપો** ? હાથી ધમધમ ચાલે, પાતાળ પાણી કાઢે, પાતાળ પાણી કાળાં, હાથીને પગે તાળાં. (૫૪) **લંકાનો લોટ લાવી આપો** ? રાતાં બગલાં રણે ચડયાં, પાણી દેખી પાછાં ફર્યાં, એક બગલાનો ભાંગ્યો હોઠ ને લાવ્યા રે લંકાનો લોટ. (૫૫) **હાથીને પગે કુંકું લાવી આપો** ? બાવાજીનો બેટડો, રમઝમ ચાલે, પાતાળ પાણી ઉંડું અને હાથીને પગે કુંકું.

# બાળકોને ક્યાં લેઇ જવાં અને ક્યાં ન લેઇ જવાં?

એવા બીજા કેટલાક પ્રશ્નોની પેઠે આ પ્રશ્નનો પણ યથાર્થ જવાબ અત્ર આપી શકાય તેમ નથી. માબાપ અથવા બીજા વડીલોની વિવેકબુદ્ધિ ઉપર તેનો આધાર રહેલોછે. અહીં તો જે કાંઇ બતાવવામાં આવેલ તે માત્ર માર્ગદર્શક છે. બાળકોનાં મન ઉપર જે છાપ પડે તે ઉચિત પ્રકારની હોવી જોઇએ એટલુંજ માત્ર તાત્પર્ય તરીકે કહી શકાય.

બાળકમાં અનુકરણશક્તિ બહુ પ્રબળ હોયછે, તે વિષે અગાઉ કહેવામાં આવ્યુંછે, પરંતુ એ સંબંધમાં એટલું સ્મરણમાં રાખવાનું છે કે બાળકો સદ્‌ગુણ કરતાં દુર્ગુણની, સુટેવ કરતાં કુટેવની, સુવ્યસન કરતાં કુવ્યસનની, સદ્વર્ત્તન કરતાં કુવર્ત્તનની, દયા કરતાં નિર્દયતાની, સુનીતિ કરતાં અનીતિની, સધ્ધર્મ કરતાં અધર્મની અને વિવેક કરતાં અવિવેકની સત્વર તથા સહેલથી નકલ કરતાં શીખેછે. સારી કરતાં નઠારી અસર તેમનાપર વહેલી થાયછે તથા તેમાં તેમને મઝા પડેછે એવી તેમની પ્રકૃતિ છે, તેથી કોઇ પણ અનિષ્ટ બનાવ તેમની નજરે ન પડે, તેમજ શરમ ઉપજે તેવી વાતચીત કે શબ્દથી તેમના કાન અપવિત્ર ન થાય તે માટે જેટલી ફિકર, કાળજી કે અગમચેતી રાખવામાં આવે તેટલી ઓછી સમજવી.

બાળકો માત્ર સાંભળીને અગર વાંચીને શીખે, તેના કરતાં બરાબર નજરે નિહાળીને તથા તે વિષે પ્રશ્નો પૂછીને શીખે તે બહેતર સમજીને પ્રસંગ મળતાં, અગર એ માટે અવકાશ મેળવીને તેમને બાગબગીચા, પર્વત, ધોધ, નદી, સરોવર, દરિયો, ઐતિહાસિક સ્થળો, જૂદીજૂદી જાતની કારીગરી થતી હોય એવાં કારખાનાં, પ્રયોગશાળા, ચિત્રશાળા, પુસ્તકશાળા, કસરતશાળા, છાપખાનું, જૂદીજૂદી જાતનાં પ્રદર્શન, પશુ સંગ્રહસ્થાન, પક્ષી સંગ્રહસ્થાન ચિત્ર સંગ્રહસ્થાન, સુપ્રસિદ્ધ અને આદર્શ મનુષ્યોનાં બાવલાં, નિરાશ્રિતગૃહ, આગગાડી, આગબોટ, વહાણુ, બજાર, કણુપીઠ,

શાકપીઠ, પોસ્ટ ઑફિસ અને તાર ઑફિસ વગેરે વગેરે સ્થળો બતાવીને તે વિષેની તેમની ગ્રહણશક્તિ અનુસાર સમજણ અને માહિતી એમને આપવી જોઇએ.

દેવાલય, પવિત્ર સ્થળો, સદ્દગુરૂઓનાં આશ્રમ તેમજ જ્યાં ધર્મ અને નીતિના વ્યાખ્યાન, ધાર્મિક કથા વારતા, ભજન કીર્તન તેમજ પરોપકારનાં કાર્ય થતાં હોય એવાં સ્થળે લેઇ જવાથી તેમની ધર્મ ઉપરની શ્રદ્ધા વધેછે.

કોઇ પણ ખરાબ પ્રસંગ બાળકના જોવામાં આવવા ન જોઇએ, તેમજ તેમનાં મનપર આઘાત થાય તેવી બાબતોનું વર્ણન તેમની પાસે કરવું નહીં જોઇએ. લુચ્ચાઇ કે દગાઇના દાખલા તેમના જોવા જાણવામાં ન આવે તે માટે બનતી સાવચેતી રાખવી જોઇએ. જ્યાં ગાળાગાળી કે મારામારી ચાલતી હોય, જ્યાં નિર્લજ શબ્દો બોલાતા હોય, જ્યાં ફટાણાં ગવાતાં હોય, જ્યાં બૈરાંઓ મરણ પાછળ રોતાં ને છાતી કૂટતાં હોય, જ્યાં દુર્વ્યસન કરતાં હોય, જ્યાં જુગાર રમતાં હોય, અને જ્યાં વેશ્યા ગાયન ગાતી કે નાચ કરતી હોય ત્યાં બાળકને લેઇ જવાં નહીં જોઇએ; તેમજ તેમને સ્મશાન કે કબ્બરસ્તાન કે જ્યાં અગ્નિદાહ કે ભૂમિદાહની ક્રિયા ચાલતી હોય તે બતાવવું નહીં જોઇએ.

બાળકની નીતિને પોષે તથા તેમનાં ચારિત્ર સુધારવાને સહાયભૂત થાય એવાં નાટકો તેમને માટે ખાસ રચાએલાં હોય તો તે જોવા માટે તેમને લેઇ જવાં એ સલાહકારક છે, પરંતુ મોટા માણસો માટે બનાવેલાં નાટક જેમાં અપવિત્ર પ્રેમ, લડાલડી ને ખૂન જેવા ભયાનક દેખાવના પ્રસંગ આવતા હોય તેવાં નાટકમાં તેમને તેડી જવાં એ કોઇ રીતે સારૂં નથી.

સુધરેલા દેશોમાં તો મોટી ઉમરનાં માણસોની મોજમઝાની મંડળીઓમાં, તેમજ જ્યાં લોકો એક બીજાની મશ્કરીઓ કરતાં હોય ત્યાં બાળકની હાજરી રાખતાં નથી.

જે દેખાવથી બાળકો દીલગીર કે નાઉમેદ થઇ જાય, તેમને ધાસ્તી લાગે, અથવા તેમનાં મનમાં ત્રાસ પેદા થાય, તેવા બનાવ તેમના જોવા જાણવામાં ન આવે તેવી સંભાળ રાખવી જોઇએ.

જ્યાં કોઇપણ પ્રાણીને નિર્દયપણે દુઃખ દેતાં હોય; જુ, માકડ, વીંછી અથવા સરપ વગેરેને મારતાં હોય, પીંછા માટે કે માત્ર ગમતની ખાતર પક્ષીઓને સંહારતાં હોય, પશુપક્ષીનો વધ થતો હોય અથવા માણસને ફટકા મારતા હોય ત્યાં તેમની હાજરી નહીં જોઇએ; કેદખાનું (જેલ) જોવા તેમને લઇ જવાં નહીં જોઇએ.

કુકડાઓ, ઘેટાઓ, પાડાઓ, ગોધાઓ, ઉંટ અને ગેંડાઓ વગેરેની અરસ્પરસ લડાઇ, હાથીઓની સાઠમારી તેમજ એવા બીજા ઘાતકી તમાશા અને ભયાનક દેખાવ બાળકોને કદી બતાવવા ન જોઇએ, કેમકે એવી લડાઇ અને સાઠમારીમાં બાપડાં જાનવરોનાં સંકટ ને સીતમની સિમા રહેતી નથી. કુમળી ને બહુ નાજુક પ્રકૃતિના બાળક કોઇ વાર મૂર્છિત થઇ જાય એવી એ ભયંકર લડાઇઓ છે. બિચારાં ગરીબ જાનવરો લોહીલોહાણ થઇ જાય, તેમનાં શરીરમાંથી લોહીની ધારા છૂટે, વખતે તેમનાં આંતરડાં બહાર નીકળી પડતાં તેઓ બાપડાં તીવ્ર ઇજા ને વેદના પામે અને તેમનો નાહક ઘાણ નીકળી જાય એવી મહા ક્રૂર એ રમતો છે. એવા ભારે નિર્દયપણાના દેખાવમાં માણસોને—અરે બેપગાં પશુઓને કાંઇ પણ અરેકારો આવતો નથી, પણ ઉલટાં તેમાં ગમત માની તેઓ તાળીઓ પાડેછે અને પોતાનું મહા મોંઘું મનુષ્યપણું ખોઇ બેસેછે; મતલબ મનુષ્યત્વના ભોગે તેઓ મઝા મેળવેછે, તથા પોતાનું હૃદય નિષ્ઠુર છે એમ પ્રત્યક્ષ બતાવી આપેછે, પરંતુ એ પ્રમાણે તે પ્રાણીઓને લડાવવાનો તથા તેમના પ્રત્યે ઘાતકીપણું કરાવવાનો તેમને શો હક અને અધિકાર છે તેનો લવલેશ પણ તેઓ વિચાર કરતાં નથી એ જેટલું શરમભરેલું તેટલુંજ તિરસ્કારને પાત્ર છે.

બાળકને ધર્મનું અને નીતિનું શિક્ષણ મળેલું હોય, પરંતુ ઉપર પ્રમાણે-ના અમાનુષિક વર્ત્તનના—ક્રૂર કર્મોના દેખાવ વખતોવખત તેમની નજરે પડે તો ધર્મ તથા નીતિની અસર તેમના હૃદયમાંથી ઘણે દરજ્જે ઓછી થઇ જાયછે, તેમજ તેમની દયાની વૃત્તિ બહેર મારી જાયછે અથવા તો સમૂળી નષ્ટ થઇ જાયછે.

## સાબાશી.

આ દુનિયાંમાં સાબાશી મેળવવી કોને નથી ગમતી ? અને એથી કોનું હૃદય રંજિત થતું નથી ? નાના ને મોટા, સ્ત્રી ને પુરૂષ એ સૌને તે એકસરખી રીતે ગમેછે. પોતાનાં સારાં કૃત્યને માટે પોતાનાં માબાપ તરફથી માન ને ઇજત મળ્યાથી બાળકોની ખુશીનો પાર રહેતો નથી ; વળી તેમનાં સારાં કૃત્યનાં વખાણ કર્યાથી તેઓને એવાં કામો કરવાને બહુ ઉત્તેજન મળેછે, તેમની રગમાં ઉત્સાહનું નવું લોહી ઉમેરાયછે તથા ભવિષ્યમાં સાબાશી મળવા જેવાં કામો કરવા તરફ સ્વાભાવિક રીતે તેઓ આકર્ષાયછે. **સાબાશ** શબ્દ ગમે તેવા કિંમતી વસ્તુના ઇનામ કરતાં પણ વધારે અસરકારક થઇ પડેછે. તમે તમારૂં કામ બરાબર કર્યુંછે એવું માબાપ તરફથી બાળકને કહેવામાં આવે તે તેમના કામનો સરસમાં સરસ બદલો છે.

બાળકોનાં સારાં કામની પ્રશંસા કર્યાથી તેઓ અભિમાની થઇ જશે એવી ખોટી બીકથી કેટલાંક માબાપ તેમના ગુણને બીલકુલ વખાણતાં નથી, એટલુંજ નહીં પરંતુ તેનાપર કેટલીક વખત કાંઇ ધ્યાન પણ આપતાં નથી એ રીતિ કોઇ રીતે પસંદ કરવા યોગ્ય નથી, કેમકે એમ કરવાથી તો તે બાપડાઓની ઉલટ ને ઉમેદ તૂટી જાયછે, ઉત્સાહ ભાંગી જાયછે અને ભવિષ્યમાં કાંઇ વધારે સારૂં કામ કરી બતાવવામાં તેઓ મનભંગ થઇ જાયછે.

જે બાળકો પોતાનો પાઠ સારી રીતે કરે, કંઇ નવી કલ્પના શોધી કાઢે, કોઇ અઘરા કામમાં ફતેહ પામે કે કાંઇ પરગજુપણાનું કામ કરે ત્યારે તેમનાં તેવાં કામ બદલ માબાપે યોગ્ય વખાણ કરવાં જોઇએ અને કોઇ વખત તેમનાં સારાં કામ બદલ કાંઇ યોગ્ય ઇનામ આપીને એમને ઉત્તેજિત કરવાં જોઇએ, પરંતુ તેમાં એટલી સાવચેતી રાખવાની છે કે " **વખાણી ખીચડી દાંતે વળગે** " તેવું થાય નહીં.

પ્રખ્યાત ચિત્રકાર બેન્જામીન વેસ્ટ જ્યારે નાની વયનો હતો ત્યારે તે એક દિવસ પારણામાં પોઢેલી પોતાની બેન પાસે બેઠેલો હતો, નિદ્રામાં તે બેન જરા હસી તે નિહાળીને તેને અપૂર્વ આનંદ પ્રાપ્ત થયો તથા તેને પરિણામે તેણે એક કાગળપર પોતાની એ બેનનું જેવું આવડયું તેવું ચિત્ર તત્કાળ પાડી લીધું, એવામાં તેની મા બહારથી ત્યાં આવી પહોંચી અને તેણે પૂછયું કે એ કાગળ શાનો છે ? પોતાની મા કંઇ કારણથી કોપાયમાન થશે એવી બીકથી તેણે ગભરાતાં ગભરાતાં તે કાગળ બતાવ્યો, ત્યારે તેની મા એ ચિત્ર નિરખીને ઘણીજ પ્રસન્ન થઇ અને તેના હર્ષમાં પોતાના એ પુત્રને ચુમી લેઇને એ ચિત્રને માટે તેને ઘટતી સાબાશી આપી. એ પ્રમાણે ઉત્તેજન મળ્યાથી ચિત્રોના કામમાં દિવસે દિવસે તે વધારે લક્ષ આપવા લાગ્યો તથા તેને પરિણામે એક અચ્છા ચિત્રકાર તરીકે તે પ્રખ્યાતી મેળવી ગયોછે. પ્રસંગ મળ્યાથી એ બેન્જામીન વેસ્ટ કહેતો કે મારી માની એ ચુમીના પ્રતાપથીજ હું ચીતારો થયોછું.

# ખોટી બીક.

બાળકોને બીક જાણે વારસામાંજ મળેલી હોય તેમ તેઓ સ્વભાવથી જ થોડા ઘણાં બીકણ હોયછે. કાંઇપણ ભય છે એવું નહીં જાણ્યા છતાં પણ તેઓ બીએછે. બીલકુલ ન બીએ એવાં કોઇ બાળક હોય તો પ્રભુ જાણે ! બાકી સઘળા બાળકોમાં અમુક પ્રકારની સામાન્ય બીક સ્વાભાવિક રીતે હોયછે. કોઇને એક જાતની તો કોઇને બીજી જાતની બીક હોય છે, અજવાળામાંથી અંધારામાં લઈ જતાં બીએ નહીં એવાં બાળકો તો ક્વચિત જ જોવામાં આવેછે.

ઘણાં બાળક એકલાં હોય ત્યારે વિલક્ષણ અથવા મોટા અવાજથી, વિજળીના ચમકારાથી તેમજ ગાય, ભેંસ, બકરી, કૂતરા, કુરકુરીયાં, બિલાડી, ચકલી, ઉંદર, દેડકાં અને કરોળીયા વગેરે પ્રાણીઓ જોઇને બીએછે, રડેછે, નાસેછે અથવા માની સોડમાં ભરાઇ જાયછે !

ઘણાં બાળકો કોઇ અજાણ્યું માણસ તેમની સામે જુએ તેથી, કોઇએ વિચિત્ર કપડાં વગેરે પહેર્યાં હોય તેથી, કાળા રંગવાળી કોઇ ચીજથી, ઉંદરથી, કૂતરાના ભસવાથી, બિલાડીના મિયાંઉ મિયાંઉ કરવાથી, ફટાકડાના ફુટવાથી, બંદુકના અવાજથી, તોપના ધડાકાથી, વરસાદના કડાકા કે બીજી કોઇ ગર્જનાથી, બૂમાબૂમથી, કોઇ ઠેકાણે પોતે એકલાં સૂવાથી, અંધારાવાળા ઓરડામાં રહેવાથી, રાતે ઘરની બહાર નીકળવાથી, પોલીસના સિપાઇને તેના ડ્રેસમાં જોવાથી, એક ઓરડામાંથી બીજા ઓરડામાં જતાં, નીચલે માળેથી ઉપરને માળે અથવા ઉપરને માળેથી નીચેને માળે જતાં બીએછે, દીવો ઠરી જવાથી બીએછે, પોતાના પડછાયાથી બીએછે તેમજ ભૂતના નામથી બીએછે. બીવાનું ક્યાં લેવા જવું પડે તેમ છે ? સ્વભાવથીજ ઘણા ડરકણ !

આટલી બધી બીક કેમ જાણે ઓછી પડતી હોય અને તેની બરાબર પૂર્ણતા કરવી હોય તેમ માબાપ પ્રસંગોપાત અમુક અમુક

તરેહની બીજી બીકથી તેમને બીવરાવીને પરિણામે બાયલા ને નમાલા સરખા બનાવી મૂકેછે.

કેટલાંક માબાપ પોતાની માની લીધેલી થોડી હેરાનગતિ દૂર કરવા ખાતર પોતાના રડતા છોરૂને છાનું રાખવા અથવા ઉંઘાડવા ખાતર તેને બીવરાવવાની જરૂર ધારીને કહેછે કે "બાઉ આવ્યો" "હાઉ આવ્યો" "બાઘડો આવ્યો" "ઘોઘો આવ્યો" "બાવો આવ્યો" "ફકીર આવ્યો" "વાઘ આવ્યો" "ભૂત આવ્યું" તે તને ઉપાડી જશે એમ બોલીને ડરાવેછે, અને એમ કરતાં તે છાનું ન રહે અથવા ઉંઘી ન જાય તો છડેચોક જહાંગીરી હુકમજ આપેછે કે "અલ્યા બાવા આને ઉપાડી જા" "અલ્યા બાઘડા આને લેઇ જા" અથવા "અલ્યા વાઘ આને ખાઇ જા"! એવું એવું તદ્દન જૂઠું બોલીને તેને વખતોવખત બીવરાવ્યા કરેછે, એટલે એવી બીકનું માર્યું બાળક છાનું રહી અથવા ઉંઘી જાયછે પણ તેથી તેને ઘણીવાર ભયનાં સ્વપ્નાં આવેછે, તે કંપેછે, ઉંઘમાંથી ઝબકીને જાગેછે, કોઇ વાર ધાસ્તીથી મૂતરી જાયછે, તો કોઇ વાર તેને તાવ આવેછે; અર્થાત્, હરકોઇ પ્રકારે તેની તબીયત બગડેછે તથા તેના પરિણામે જેમ તેમને તેમજ માબાપને પણ કેટલીક રીતે હેરાન થવું પડેછે.

એવી હળાહળ ખોટી બીક પોતાના સંતાનને તેના બચપણમાં વારંવાર આપ્યા કરવાથી તેઓ ભવિષ્યમાં ભીરૂ પ્રકૃતિનાં થાયછે, ને બીકણ બિલાડી જેવા રહીને દુનિયાંમાં આગળ પડી શકતાં નથી. બાળપણામાં દ્દસી ગયેલી બીક મોટી વય થયાથી અથવા ઘણાં પ્રયત્નને પરિણામે પણ છેક નિર્મૂળ થઇ શકતી નથી. મોટા થયે તેઓ મા અથવા બાપનું પદ પામે તોપણ બચપણથી તેમનામાં ભૂતપ્રેત અને અંધારાનો ડર અંતરમાં કેઠ સુધી પેસી ગયો હોયછે તે કેમે કર્યો નીકળતો નથી. એવાં માબાપ પોતાના સંતાનને હિંમતબહાદૂર કે નીડર શી રીતે બનાવી શકે?

માબાપ પોતે કદાચ ભૂત, પલીત, ડાકણુ કે ચુડેલની વાત માનતાં હોય તોપણુ તેમણે બાળક પાસે તેવી વાત કદી કરવી નહીં જોઇએ. રમૂજની ખાતર કે કાંઇ બોધની ખાતર ભયાનક ભૂત અથવા રાક્ષસની વાતો કરવી ન જોઇએ, તેમજ ખૂની ને ચોરની વાતો કહેવી નહીં જોઇએ.

છોકરૂં અમુક ચીજ માબાપ પાસે માગે તે તેને ન આપવી હોય તો તેને એમ કહેવું ન જોઇએ કે તે તને કરડશે, કારણુ કે પાછળથી જ્યારે તેને માલમ પડશે કે તે ચીજ કરડે તેવી નથી, અને મા અથવા બાપે જૂઠું બોલીને પોતાને છેતરવાનું કર્યું હતું એટલે પછી માબાપ કાંઇ સાચી વાત કહેશે તોપણુ તે તેમના માનવામાં એકદમ નહીં આવે.

બાળક જ્યારે માબાપના કહેવાથી આડું ચાલતું હોય, મસ્તી કરતું હોય, અથવા પોતાનું અમુક કામ કરતું ન હોય તો તેને ખોટો દમ ભરાવવા માટે એમ કહેવું ન જોઇએ કે તને નિશાળે મોકલી દઇશ, અને મહેતાજીને કહીશ કે તે તને ખૂબ મારે અથવા તને દાકતરની દવા પાઇશ વગેરે વગેરે ખોટો ભય બતાવવો જોઇતો નથી, કેમકે એવું બાળક પછી નિશાળ એવું નામ સાંભળીનેજ ડરવા લાગેછે એટલે તે પછી ત્યાં ખુશીથી ભણુવા તે શી રીત જશે, અથવા જરૂર પડયાથી દવા શી રીતે પીશે ?

ખોટાં કામ સિવાય બીજા કશાથી ડરવાનું નથી એમ માબાપે નાનપણુથી-જ પોતાના સંતાનને શીખવવું જોઇએ. અંધારા ઓરડામાં કોઇ કોઇ વખત જવાની બાળપણુથી તેમને ટેવ પાડવી જોઇએ; મતલબ કે જે રીતે તે આગળ ઉપર નીડર ને હિંમતવાન થાય એવી રીતે માબાપે તેમની સાથે વર્ત્તવું તથા વખતોવખત તેમને ખરી હકિકત સમજાવતાં રહેવું એ સલાહકારક છે.

# લાડ.

બાળકને લાડ લડાવવાનો દોષ હિન્દી માબાપોમાં ઘણો સામાન્ય છે. પોતાનાં બચ્ચાંને લાડ લડાવવા પાછળ કેટલીક પ્રેમઘેલી મા મરી ફીટેછે. બચ્ચાંને તેની મરજીમાં આવે તેમ ચાલવા દેછે, એટલુંજ નહીં પરંતુ ઉલટું તેમાં ઉત્તેજન આપેછે. બાળકમાં કાંઇ વાંક જોવામાં આવે તો તેનો ટોપલો બીજાની ઉપર ઢોળી પાડવાનો યોગ આવે તો તેમ કરવાને પણ તેની માતા મુદ્દલ ચૂકતી નથી. !

બાળક કાંઇ ખોટું કામ કરે તો તેને માટે તેને શીખામણ કે ઠપકો ન આપતાં છોકરવાદીમાં ગણેછે, અને બીજાં કોઇ તે બાબત એ બાળકને શીખામણ આપવા જાય તો તે માતા તેની સાથે કોઇ વાર લડેછે પણ ખરી. પોતાનું સંતાન ખરાબ સોબતમાં ફરે તેની તે કશી દરકાર રાખતી નથી, તેમજ તેની મરજી પડે ત્યાં વાપરવા માટે તેને પ્યારથી પૈસા આપે છે, તેથી તે બાળક મનમોજી ને ઉડાઉ થઇ જાયછે.

અફીણમિશ્રિત બાળાગોળીની ડબી કે એવી બીજી કોઇ જોખમભરેલી ચીજ પોતાના બાળકે હાથમાં લીધી હોય તે તેની પાસેથી લેઇ લેતાં તે રડે તો તેને નારાજ ન કરવાની ખાતર તેવી ચીજ તેની પાસે રહેવા દેછે તેથી કોઇ વાર તેમાંથી માઠું પરિણામ નીપજેછે. એ રીતે માતા પોતાના બાળકની મરજીની ગુલામ સરખી થઇ પડેછે.

જે માતાને એકજ બાળક સાંપડયું હોય, ઘણી મોટી વયે બચ્ચું અવતર્યું હોય, જન્મેલાં બાળકોમાંથી બીજાં મરી જતાં બાકી એકજ જીવતું રહ્યું હોય, તે દીકરો નહીં પણ દીકરી હોય તો દીકરાની ખોટે તે દીકરીને દીકરા તુલ્ય ગણીને—એવાં મોં જોયા બાળકને લાડ લડાવવામાં તથા તેને ન જોઇતી છૂટ આપવામાં કસર કરવામાં આવતી નથી. લાડમાં ખૂબ ગળ્યુંગળ્યું અને તબીયતને માફક ન આવે તેવું પણ તેને રાજી

રાખવા માટે ખવરાવેછે, તે જે માગે તે આપેછે, તેની ઇચ્છામાં આવે તેમ થવા દેછે, તથા તેની હાજતને હદ બહાર વધવા દેછે. એવી માતા પોતાનાં બાળકનાં આંસુને સોનાના મૂલ્યના ગણુતી હોવાથી તેને કોઇ વખત પણ રડતું જોવાનું તેને પાલવતું નથી, તેમજ તે મોઢું જરા કસાણું કરે તે પણ તે સહન કરી શકતી નથી, પરંતુ ખરેખરી રીતે તેણે સમજવું જોઇએ કે નહીં આપવા જેવી ચીજ બાળકને ન આપવામાં આવે તેથી તે રડે તોપણ શું? તેને જો કરશે ખસતું તો તે પછી આવશે હસતું! ગૃહરાજ્યમાં ઘણીવાર કોમળ થવાના તો કોઇ વાર કઠોર થવાના પણ પ્રસંગ આવેછે. "**સોનાની કટારી હોય તો તે ભેટમાં ખોસાય પણ પેટમાં ન ખોસાય.**" જેઓ છોકરાંને અયોગ્ય લાડથી બહુ મોંઘા કરશે પણ તે આખરે બહુ સોંઘાં ને સસ્તાં થઇ જશે!

એવી લાડઘેલી માતા પોતીકા સંતાનની ધીંગીઆરી અને દગાઇને હોંશિયારીમાં, હઠને આગ્રહમાં, સાચજૂઠને ચાલાકી–ચબરાકી અથવા પક્કાઇમાં, બેશરમપણાને સ્વતંત્રતામાં, ઉડાઉપણાને ઉદારતામાં અને દુર્બળતાને કોમળતામાં ફેરવી નાખેછે, તેમજ તેને મોઢે ચડાવવામાં તથા માથે ચડાવવામાં કશી મણા રાખતી નથી. કેટલાંએક માબાપ પોતાના બાળકને લાડમાં ગાળો પણ દે છે!

આવા અનુચિત અને અનહદ લાડનું ઘણું અનિષ્ટ પરિણામ આવ્યા વિના રહેતું નથી. "**લીધાં લાડ ને ખાધાં ખાસડાં**" એ કહેવત સરખું થાયછે. ભવિષ્યમાં ઘણા સારાં થઇ શકે તેવાં બાળક પણ અતિશય લાડથી બગડી જાયછે. જે માગે તે તેમને આપવામાં આવે તેથી તે ઘણા ખરાબ થઇ જાયછે. લાડકડાને જેટલાં લાડ લડાવવામાં આવે તેટલાં તે હઠીલાં થઇ જાયછે. તેમને ગમે તેમ કરવા દીધાથી પછી તે જીભના છૂટાં, સ્વચ્છંદી ને નિરંકુશ બની જાયછે, મર્યાદા અને શરમને નેવે મૂકી દેછે,

મરજીમાં આવે તેમ ઉધ્ધતાઇથી ફાટયે ડાચે બોલેછે, અને તે જ્યારે વિફરેછે ત્યારે કોઇના રહેતાં નથી. માબાપ જો તેમને શીખામણ દેવા જાયછે તો તે તેમને ગાળો ભાંડેછે, અને કોઇ વખત બહુજ સામે થઇને તેમના ઉપર હાથચાલાકી પણ કરેછે. એ પ્રમાણે "**દયા ડાકણને ખાય**" એ કહેવત સરખું થઇ પડેલું પ્રત્યક્ષ થાયછે ત્યારે માબાપ પેટ ભરીને પસ્તાયછે, પણ એ પસ્તાવાથી બગડી બાજી સુધરતી નથી.

એ પ્રમાણે લાડમાં ઉછરેલા છોકરા ઘણી વાર માઠી સોબતમાં અને કુછંદમાં પડીને બ્હેકી જાયછે. કોઇ બીડીઓ ફુંકતાં, દારૂ પીતાં અથવા જુગાર ખેલતાં શીખેછે, અને તેવાં કામ માટે માબાપ તરફથી પૈસા ન મળે તો ઘરમાંથી ચોરીઓ કરતાં અથવા અમુક ચીજ ઉપાડીને તેનો વિક્રય કરતાં શીખેછે, તથા તેને પરિણામે ભવિષ્યમાં તેમને શિક્ષા ભોગવવાનો અને બીજી ઘણી રીતે હાલહવાલ થવાનો પ્રસંગ આવેછે ત્યારે તેઓ માબાપને શ્રાપ આપેછે અને કહેછે કે અમને જો માબાપે નાનપણમાં ખોટાં લાડ લડાવીને મનસ્વી કરી નાખ્યા ન હોત, અને બગડવા દીધા ન હોત તો અમારી આવી બૂરી દશા થાત નહીં તથા અમારો ભવ બગડત નહીં.

સામાન્ય રીતે જોતાં પહેલા ખોળાનો દીકરો માતાના વધારેમાં વધારે લાડકોડનો ભોકતા થાયછે, અને સૌથી નાનો દીકરો તેનો વધતામાં વધતો પ્યાર તેમજ મમતા મેળવવાને ભાગ્યશાળી નીવડેછે!



# ચોરી.

કોઇ પણ ચીજ તેના માલિકે ખુશીથી આપ્યા વગર અથવા તેની માહિતી વગર છાનીમાની સંતાડીને લેઇ લેવી એ ચોરી છે. ધણીની રજા વગર તેની કાંઇ પણ નજીવી વસ્તુ લેવી એ પણ ચોરી છે. બીજાની ચીજ તેની આજ્ઞા વગર વાપરવી એ પણ ચોરી છે. જેઓ કદી ચોરી કરતાં નથી, જૂઠું બોલતાં નથી તેઓ સદા નિર્ભય રહેછે, તથા બીજાં માણસો તેમને અંતઃકરણથી ચાહેછે એમ બાળકને નાનપણથીજ જણાવતાં રહેવું જોઇએ. મારૂં અને તારૂં એ શબ્દો વચ્ચેનો તેમને તફાવત શીખવવો જોઇએ. પોતાના ભાઇ, બેન, સોબતી તેમજ બીજા હરકોઇ સંબંધમાં આવનાર માણસો સાથે પ્રામાણિકપણે ચાલવાની અગત્ય તેમને સમજાવવી જોઇએ. સઘળા માણસો જો પ્રામાણિક, સાચા ને નિમકહલાલ થાય તો બારને તાળું વાસવાની, તેમજ વ્યાવહારમાં દર–દસ્તાવેજ કરવાની કશીએ જરૂર રહે નહીં.

બાળક કદાપિ કાંઇ પણ ચીજ બીજાને ત્યાંથી રજા વિના ઉપાડી લાવે તો તે ચીજ જેની હોય તેને એ લાવનાર બાળકના હાથથીજ પાછી અપાવવી જોઇએ, અને એ ચીજ પાછી અપાય તેવી સ્થિતિમાં રહેલી ન હોય તો તેની પુરેપુરી કિંમત જેની તેને ભરી આપવી જોઇએ. એ પ્રમાણે જો માબાપ કરશે તો તેથી એ બાળકને ખાતરી થશે કે માબાપ એવી ચીજ ન રાખતાં તે અસલ ચીજ, અથવા તેને અભાવે તે ચીજની કિંમત તેના માલિકને આપેછે. એ પ્રમાણે થયાથી તે પછી બીજી વખત કોઇને ત્યાંથી કાંઇ ચીજ ચોરી લાવે તેવો સંભવ બહુજ ઓછો રહેશે. ચોટ્ટાઇના અને દોંગાઇના કામથી ડરશે; પરંતુ તેવી ચોરી આણેલી ચીજની માબાપને ખબર પડ્યા છતાં જો તેને એ માટે યોગ્ય ચેતવણી કે ઠપકો નહીં આપતાં તે ચીજ પોતાના ઘરમાં રહેવા દેશે તો તેથી ફરીથી ચોરી કરવાનું તે બાળકને અઘટિત ઉત્તેજન મળશે અને પરિણામે તેને પછી હરામચસ્કો લાગવા માંડશે તથા ચોરી કરવાની ખરાબ આદત તેને હમેશને માટે પડી જશે.

ઘરમાંથી માબાપની આજ્ઞા સિવાય કાંઇ પણ ચીજ છાનીમાની ઉપાડી જવી એ પણ ચોરી છે. જો કે તે ચીજ બાળકે પોતાનાં માબાપ પાસે માગી હોત તો તે તેને આપત એમ સોવસા ભરોસો હોય તોપણ તેથી શું થયું ? કોઇ છોકરાં માબાપની નજર ચૂકાવીને ઘરમાંથી સાકર, સોપારી કે મીઠાઇ વગેરે ખાવાની ચીજ ચોરી જાયછે, પાઇ પૈસો ઉપાડી જાયછે અને તે વિષે પૂછવામાં આવેછે ત્યારે ઇનકાર કરેછે અને કહેછે કે મેં તે બીલકુલ લીધેલ નથી કે જોયેલ પણ નથી, એથી ચોરીની સાથે બીજો અપરાધ જૂઠું બોલવાનો પણ તે કરેછે. કોઇ બાળક નિશાળમાંથી બીજાની પેન્સીલ કે પુસ્તક વગેરે ચોરી લાવેછે, કોઇ પોતાના દોસ્તને ઘેર જઇ તેનું રમકડું ઉઠાવી લાવેછે, કોઇ બીજાના બાગમાં જઇને તેના માલિકની રજા વિના ફૂલ, પાન ચુંટી લેછે, તો કોઇ ત્યાંથી ફળ ઉપાડી લાવેછે તે પણ ચોરી છે. નાની પણ ચોરી અને મોટી પણ ચોરી.

કોઇની પડી ગયેલી ચીજ અથવા કોઇની ખોવાઇ ગયેલી ચીજ જડે તો તેના માલિકને સ્વાધિન નહીં કરતાં કોઇને જાહેર કર્યા સિવાય તે પોતાની પાસે રાખવી એ પણ ચોરી છે. એવા નધણીઆતી ચીજ હાથ આવે તો તે કાયદેસર પોલીસ ખાતામાં તુરત સોંપી દેવી જોઇએ.

કોઇની કાંઇ પણ ચીજ પોતાને ત્યાં ભૂલથી રહી ગઇ હોય તે જેની તેને પાછી દેવી જોઇએ, અથવા હિસાબમાં ભૂલથી કોઇના વધારે પૈસા આવ્યા હોય તો તે તેને પાછા ભરી દેવા જોઇએ; એ પ્રમાણે કરવામાં ન આવે તો તે પણ ચોરી છે. કરજદાર પોતાનું કરજ ન ભરે તો તે એક જાતની ચોરી છે તેમ વિશ્વાસઘાત પણ છે. લાંચ લેવી એ પણ એક પ્રકારની ચોરી છે.

નિશાળમાં મહેતાજીએ દાખલો લખાવ્યો હોય કે કોઇ સવાલના જવાબ લખવાનું કહેલું હોય ત્યારે બીજા નિશાળીઆએ લખેલ જવાબ જોઇને કે કોઇને પૂછીને તે પ્રમાણે જવાબ લખી આપવો એ પણ ચોરી છે તથા તેની સાથે દગલબાજી પણ છે.

પરીક્ષા ચાલતી હોય ત્યારે કદાચ વર્ગનો શિક્ષક વગેરે છેટેથી કાંઇ નિશાન કરે, ઇસારે કરે કે છાનું માનું કાંઇ કહી દે તે પ્રમાણે સવાલનો જવાબ લખી દેવો તે પણ ચોરી છે, તેમજ ઠગાઇ છે.

બીડીઓ ફુંકવાનું, પાનપટી ખાવાનું, હૉટેલ વગેરેમાં જઇને ચા વગેરે પીવાનું તેમજ ત્યાં નાસ્તાપાણી કરવાનું, જુગાર રમવાનું, નાટકચેટક જોવાનું કે એવાં બીજા મોજશોખ ને દુર્વ્યસનને માટે બીજાનું કરજ કરવાનું અપલક્ષણ છોકરાઓને પડેછે તેને પરિણામે તેઓ ચોરી કરવાનું શીખેછે. ખાઉકડ થઇ ગયેલા છોકરા ચોરી ન કરતાં હોય એવું જવલ્લેજ બનેછે.

નાનપણમાં નાની ચોરીઓ કરવાનું શીખ્યા હોય તેઓને ચોરટા છોકરાની સોબત થતાં મોટપણે મોટી ચોરીઓ કરવાની હિંમત આવેછે, અને તેમ કરતાં થોડા વખત સુધી કદાપિ બચી જાય પણ આખરે તેવી ચોરી પકડાયા વિના રહેતી નથી ત્યારે એવા ચોરટાને પોતાને ત્યાં આવવા દેવાને હરકોઇ નારાજ હોયછે. તેમને કોઇ નોકરી ચાકરીમાં કે મફત પણ પોતાને ત્યાં રાખતા નથી; વળી લોકોમાં તેમની બેઆબરૂ થાયછે તથા સૌ તેમને ધિક્કારેછે. એવા ચોર રસ્તામાં પોલીસના સિપાઇને જુએછે તો તેમને ધાસ્તી લાગેછે કે તે મને પકડવા આવતો હશે! ચોરનું મન પણ ચોર! ગુન્હો રાંક છે. ચોરને સર્વત્ર ભય જણાયછે અને ધાસ્તીને લીધે તેને શાંત અને મીઠી નિદ્રા આવતી નથી.

ઘણાં માણસોનાં ઘરમાંથી હજારો રૂપિયાની ચોરીઓ થાયછે અને કેટલાએક પ્રસંગે જુગારીઓ હજારો રૂપિયા જુગારમાં જીત્યા એવી વાતો પ્રસંગે પ્રસંગે સંભળાયછે, પરંતુ એવા હરામના પૈસા પાછા ગમે ત્યાં તુરતમાં ચાલ્યા જતા હશે, કેમકે કોઇપણ ગામમાં એવા કોઇ ચોર અથવા જુગારીની હવેલી બંધાઇ હોય એમ જોવા કે જાણવામાં આવેલું નથી. કહેવત છે કે **"ચોરીનો માલ ચંડાળે જાય ને પાપી હાથ ઘસંતા થાય."**

એ રીતે જોતાં "**ચોરને પોટલે ધૂળની ધૂળ**" રહેછે અને "**ચાર દહાડાનું ચાંદરડું ને પાછી ઘોર અંધારી રાત**" એના સરખું થાયછે.

પૈસા મેળવવા સારૂ કરેલા ખૂનના ગુન્હા માટે એક માણસને ફાંસીની શિક્ષા કરવાનો હુકમ થતાં તે પ્રમાણે તેને ફાંસીને લાકડે લટકાવવામાં આવ્યો તે પહેલાં પોતાની માને છેલ્લી વખત મળી લેવાની તેણે પોતાની ખાયેશ બતાવી હતી. તેની મા તે વખતે ત્યાં ખૂબ રડતી અને કલ્પાંત કરતી હતી, તેને જ્યારે પોતાના દીકરાની પાસે મોકલવામાં આવી ત્યારે તે છોકરે જાણે પોતાની માતાના કાનમાં કાંઇ છૂપી વાત કરવા માગતો હોય તેમ તેના કાન નજીક જઇને તેનો કાન પોતાના દાંતથી એકદમ તોડી નાખ્યો. જોનારાઓ તે માણસનું આવું ક્રૂર કર્મ જોઇને તેનો ઘણો તિરસ્કાર કરવા લાગ્યા; પછી એવું ઘણું નિર્દય કૃત્ય કરવાનું તેને જ્યારે કારણ પૂછવામાં આવ્યું ત્યારે તે ખૂનીએ ખુલાસો કર્યો કે મારે આજે મારી આ માના લીધેજ કમોતે મરવું પડેછે, કારણ કે હું જ્યારે છેક નાની ઉમરનો હતો ત્યારે એક વાર કોઇની કાંઇ ચીજ ચોરી લાવ્યો હતો ત્યારે મારી માએ તે ખુશીથી પોતાના ઘરમાં રાખી હતી તથા તે કૃત્ય બદલ મને સાબાશીની સાથે મીઠાઇ આપી હતી, એથી હું દિવસે દિવસે વધારે ચોરીઓ કરતાં શીખ્યો, પણ જો મેં પ્રથમ ચોરી કરી તે વખતેજ તેણે મને વાર્યો હોત, ઠપકો આપ્યો હોત, અને હાથના બરાબર ચોખ્ખા રહેવાની તાકીદ આપી હોત તો આજે મારો આ વલે થાત નહીં.

---

# બાળકો, હલકા ચાકરોના હવાલામાં.

ગરીબગરબાનાં છોકરાંઓ કરતાં શ્રીમંત અને મોટા ઓહદેદારનાં છોકરાંઓને માબાપની સમિપ રહીને ઉચ્ચ નીતિ રીતિની તરબીયત પામવાનો વધારે સંભવ રાખી શકાય પરંતુ અજ્ઞાનતા, કાયરતા અથવા ખોટી મોટાઇને લીધે તે પ્રમાણે તેમને પળોટવાનું ઘણે ઠેકાણે બનતું હોય એમ જોવામાં આવતું નથી. પળોટવાનું કામ એક બાજુએ રાખીએ પરંતુ નાનપણમાં તેમને સંભાળવાનું કામ પણ એવાં માબાપનાં મનથી હલકું લાગતું હોવાથી પોતાનાં બાળકોને કાંઇ પણ અંદેસા કે વિચાર વગર હલકા નોકર કે ધાત્રીને તેઓ ધીરેછે, અને એવાં માણસના હવાલામાં ગમે ત્યાં અને ગમે તેટલો વખત તેમને રખડતા મોકલવાં એ પરમેશ્વરને ખોળે બેસાડવા સરખું નિર્ભય તેઓ ગણેછે. હલકા નોકરને પોતાના બાળકને સુપ્રત કરવામાં કેટલું જોખમ સમાયેલુંછે તેનો ખ્યાલ કરવામાં તેઓ બહુ બેદરકાર રહેછે, પણ એવું વર્ત્તન કોઇ રીતે ચલાવી લેવા અથવા માફ કરવા જેવું નથી. એક ગ્રીક પંડિતે કહેલુંછે કે " તમારા પુત્રને ઉછેરવા સારૂ તમે ઘરના એક ગુલામને સોંપશો તો તમે ઘરમાં એક ગુલામને બદલે બે ગુલામ બનાવશો ! "

પોતાનાં સંતાનને માબાપ ખરેખર ચાહતાં હોયછે તેની ના નહીં, પરંતુ તેમાંનાં કેટલાંકને તેમને સાથે લઇને ફરવાનો કંટાળો હોયછે, તેથી તેઓ પોતે જૂદાં ફરવા જાયછે, અને પોતાના બાળકને હલકા ચાકરની સાથે ફરવા મોકલેછે, એટલે તેના સહવાસથી તે બગડેછે. છોકરાં સારા કરતાં નરતાનું અનુકરણ જલદી કરેછે. માબાપને પોતાને પોતાનાં બાળકનાં ભલાં માટે જેવી ફિકર હોય તેવી ભાડુતી ચાકરને ન હોય એ બે ને બે ચાર જેવી સ્પષ્ટ વાત છે, પરંતુ ઘણાં માબાપ ગમે તેવાં માની લીધેલાં કારણથી બાળકના શ્રેય માટે જાતે શ્રમ ઉઠાવતાં નથી

ખેદની વાત છે. નાલાયક ચાકરની સાથે બાળકને એકલાં ફરવા મોકલવાં તેના કરતાં તેમને ઘેરજ રાખવાં એ પરિણામે વધારે સારૂં છે.

બાળકોને ખરાબ ચાકરના હવાલામાં સોંપવામાં આવે તે તેમનું ભવિષ્ય બગાડનાર છે; કેમકે એવા હલકા ચાકરની સાથે બાળકને વખતોવખત બહાર ફરવા મોકલ્યાથી તે તેના દુરાચરણ ને કુલક્ષણનું અનુકરણ કર્યા વિના ભાગ્યેજ રહેછે.

કેટલાક ચાકર ગમતની ખાતર બાળકને જૂઠું બોલતાં, ગુન્હા છુપાવવા માટે જૂઠું બોલતાં, છેતરપીંડી કરતાં અને બીજાને ગાળો ભાંડતાં શીખવીને ખૂબ ખુશી થાયછે. કેટલાક ચાકર "ભૂત કે બાવ્રડો તને ઉપાડી જશે," એમ બાળકને કહીને અથવા તેની સામે ડોળા કાઢીને કે બીજી રીતે ચહેરાની વિકૃતી કરીને બીવરાવેછે! કોઇ કાંઇ અડપલાં કરીને તેને રોવરાવીને ગમત મેળવેછે; કેટલાક ચાકર બાળક રડતું હોય તે છાનું ન રહે તો તેને ચુંટીઆ ભરેછે કે સહજ માર મારેછે, પાંખડું પકડીને ઉચકેછે, ખેંચેછે, વળી તે થાકી ગયું હોય તોપણ તેને ન તેડતાં પગે ચલાવેછે, પણ તેવા બાળકને કોઇ ઓળખીતા લોકો રડતું જુએ તો તેવે પ્રસંગે તેને છાનું રાખવાને એવા ચાકર પટાવવા ને પંપાળવા લાગેછે!

કોઇવાર એવા હલકા ચાકર બહાર ભેળા થાય ત્યારે અરસ્પરસ ઘણી ખરાબ વાતો કરેછે, ગલીચ ભાષામાં વાતો કરેછે અને તે તેમના હવાલાના બાળકોના સાંભળવામાં આવેછે એટલે તેની ખરાબ અસર તેમને થવાનો ઘણો સંભવ છે. એવા ચાકરો તમાકુની બીડીઓ ફુંકતા હોય તો તેનો ઝેરી ધુમાડો, તેમની પાસે રહેલા બાળકના શ્વાસમાં જાયછે; કેટલાક ચાકર પોતાના હવાલાના બાળકને બીડી પીતાં શીખવેછે; મા અથવા બાપે બાળકના હાથમાં કાંઇ ખાવાનું આપ્યું હોય તે બધું અથવા તેમાંથી થોડું કોઇ ચાકર પોતાને લાગ મળે તો ખાઇ જાયછે, તો કોઇ ચાકર બાળકની તનદુરસ્તીને નુકસાન થાય એવી ચીજ લેઇને અજ્ઞાનતાથી પોતાના હવાલાના બાળકને ખવરાવેછે.

કોઇ ચાકર છોકરાને રડતો બંધ રાખવા, અથવા તેને રાજી રાખવા તેની ગુહ્ય ઇંદ્રિયપર સ્પર્શ કરેછે, એથી તે છોકરાને ખુશીની લાગણી ઉત્પન્ન થાયછે, અને વખતોવખત એ પ્રમાણે કરવાથી તેનું પરિણામ ઘણીવાર એવું આવેછે કે તેમાંના કેટલાક છોકરા મોટા થયા પછી પણ એ ઇંદ્રિયનો જ્યારે ત્યારે હાથથી સ્પર્શ કરેછે, અને તેઓ મોટી ઉમરના થયે તેમાંના કોઇને હાથ-રસની કુટેવ પડેછે તથા તેને પરિણામે એમને અમુક પ્રકારનો અસાધ્ય વ્યાધિ ઉત્પન્ન થાયછે, અને જીંદગી બરબાદ સરખી થઇ પડેછે.

કોઇ પ્રખ્યાત માણસનો છોકરો જ્યારે ખરાબ નીકળેછે ત્યારે લોકો અજાયબ થઇને પૂછેછે કે એનાં માબાપ તો ઘણાં સારાં છે એમ છતાં એ આવો ખરાબ કેમ થયો હશે? પરંતુ તેમને થોડીજ ખબર હોયછે કે તેવા છોકરા નાનપણમાં ઘણે ભાગે બહુ હલકા ચાકરોના સહવાસમાં ઉછર્યા હોયછે તથા પાછળથી પણ તે બીજાની બૂરી સોબતમાં પડેલા હોયછે. "**સોબત તેવી અસર**" એ કહેવત જગપ્રસિધ્ધ અને સર્વમાન્ય છે. કુસોબતથી અનાચાર ને અનીતિનાં બીજ નાનપણથી જો રોપાયેલ હોય તો ભવિષ્યમાં તેનું અનિષ્ટ પરિણામ આવ્યા વગર કદી રહેતું નથી.

ઉપર પ્રમાણે ચાકરોને જેવા ખરાબ ચીતર્યાછે, તેવા કાંઇ બધા ચાકરો હોતા નથી, પરંતુ તેઓ એવા સદ્વર્તનશાળી હોવાનો સંભવ નથી કે જેમની પાસેથી બાળક ઉચ્ચ પ્રકારની નીતિ, રીતિ ને સદ્ગૃહસ્થને છાજે તેવા સદાચાર ને પ્રશંસાપાત્ર રીતભાત સંપાદન કરી શકે; માટે દરેક માબાપે પોતાના બાળકને બનતાં સુધી પોતાના સહવાસમાં રાખી તેમને સારા સંસ્કારી કરવાની તજવીજ કરવી જોઇએ.

પોતાના બાળકને ચાકર કંઇ કારણસર બહાર તેડી જતો હોય તો તે ત્યાં તેને કેવી રીતે રાખેછે તે વિષે માબાપે ખબર રાખવી જોઇએ. ચાકરને વિશ્વાસે રહેવું નજ જોઇએ.

# સોબતી.

બાળકને **"જેવી સોબત તેવી અસર"** અને **"સંગત તેવી બુદ્ધિ"** થયા વગર રહેતી નથી. જેવો સંગ મળે તેવો તે રંગ પામેછે. સોબત કે સહવાસની અસરના સંબંધમાં પોપટનાં બે બચ્ચાં, કે જેમાંનું એક સારી સોબતમાં રહ્યાથી સારૂં નીવડ્યું હતું અને બીજું નઠારી સોબતમાં રહ્યાથી ઘણુંજ નઠારૂં નીકળ્યું હતું એ વાત એટલી તો સુપ્રસિધ્ધ છે કે તેની અત્ર પુનરૂક્તિ કરવાની લેશ પણ જરૂર નથી.

સારી સંગત એ સદ્‌ગુણનું લક્ષણ છે, અને ભૂંડી સંગત એ દુર્ગુણનું મૂળ છે. બાળક જેની સંગતમાં રહે તેની પાસેથી કાંઇ પણ ગુણ–અવગુણનો પાશ તે મેળવ્યા વિના રહે નહીં. સહવાસ જેવી માનવ જાતિપર બલિષ્ટ સત્તા બીજી એકેની નથી. બાળકનાં આચરણપર સંગતના જેવી અસર બીજા કશાથી થતી નથી. સદ્‌ગુણીની સાથે સદ્‌ગુણી રહે તો એક બીજાના સદ્‌ગુણની ખીલવટ થાયછે, અને દુર્ગુણીની સાથે દુર્ગુણી વસે તો તેમના દુર્ગુણ વૃધ્ધિને પામેછે.

બચ્ચાને નિર્જન પ્રદેશમાં કે જ્યાં વનચર પ્રાણીઓ જ વસતાં હોય ત્યાં ઝાઝો વખત સુધી રાખવામાં આવે તો તે પોતાની સમિપ વસનારા પશુપક્ષીઓ સરખા ઉચ્ચાર કરતાં, ઠેકતાં તેમજ તેમનાં બીજાં અમુક લક્ષણ સ્વાભાવિક રીતે શીખી જશે. અનુકરણ કરવું એ બાળકનો ખાસ સ્વભાવ છે. સ્પેનમાં એક કહેવત ચાલેછે કે **"વરૂઓની સંગતમાં વસશો તો તેમની પેઠે તમે પણ ભુંકતા શીખશો."**

કાળીઆ બળદની જોડે ધોળીઆને બાંધ્યાથી તે ધોળીઓ ધોળા રંગનો મટીને કાળા રંગનો નહીં થઇ જાય, પરતું એ કાળીઆની સાન તો સહવાસના કારણથી તે અવશ્ય શીખી જશે; તે પ્રમાણે રોજના સહવાસથી

મનુષ્યના શરીરની આકૃતિ જો કે બદલાતી નથી પરંતુ તેની પ્રકૃતિ ને ગુણમાં ફેર પડયા વગર રહેતો નથી. સાધુના સંગમાં રહ્યાથી સંસારથી વિરાગ ઉપજેછે અને હિંસક પ્રાણી સાથે જાથુ નિવાસ રાખ્યાથી તેના સરખી હિંસકવૃત્તિ થયા વિના કદી રહેતી નથી. જેવો સહવાસ તેવી રીતભાત થાયછે.

ઘરમાં મોટો છોકરો નાલાયક નીવડયો હોય તો તેની થોડીઘણી અસર નાના છોકરાપર થયા વિના ભાગ્યેજ રહેછે.

આળસુની સોબત કરશે તે આળસુ થશે, અને મલીન મનવાળાની સોબત કરશે તે મલીનતા ધારણ કરશે.

એક ટોપલામાં સારી કેરીઓ ભરેલી હોય તેના ભેગી એક પણ સડેલી કેરીને જો મૂકવામાં આવશે તો તે બગડી ગયેલી કેરી સારી કેરીઓના સહવાસથી કદી પણ સારી કેરી થઇ શકશે નહીં, પણ ઉલટી તે પેલી સારી કેરીઓને પોતાના સહવાસથી ધીમે ધીમે બગાડીને પોતાના સરખી બગડેલી કરી મૂકશે. ધોળા રંગનાં વસ્ત્રપર શ્યામ રંગ તુરત ચડી જશે, પરંતુ એ શ્યામ રંગના વસ્ત્રપર પાછો ધોળો રંગ ચડી શકશે નહીં; તે પ્રમાણે એક પણ ખરાબ સોબતી મળશે તો તે ગમે તેવા સારા બાળકને બગાડયા વિના કદી રહેશે નહીં. ખરાબ કામની કાંઇ કેળવણી આપવી પડતી નથી. નઠારા માણસના સંગની અસર જેવી અને જેટલી ઝડપથી થાયછે તેવી અને તેટલી ત્વરાથી સારા સોબતીના સારા ગુણની અસર થઇ શકતી નથી એ સદા સ્મરણમાં રાખવા સરખું છે. નઠારાં છોકરાં સાથે રખડવાથી ઘણાં સારાં છોકરાં ખરાબખસ્ત થઇ જાછે, માટે તેવાં ખરાબ છોકરાંથી પોતાનાં બાળકને દૂર રાખવાની બનતી તજવીજ રાખવી જોઇએ. માબાપ જો એ બાબતમાં વખતસર જોઇતી કાળજી રાખશે તો પાછળથી

તેમને પશ્ચાતાપ કરવાનો પ્રસંગ મળવાનો સંભવ નથી, પણ જો જાણતાં છતાં દુર્લક્ષ કરશે તો તેઓ જેટલું દુર્લક્ષ કરશે તેટલુંજ તેનું બૂરૂં પરિણામ સોસવાનો તેમને પ્રસંગ મળશે.

કુસંગ એ ચેપી રોગ જેવો છે. ગમે તેવા સારા છોકરા પણ જો કુસંગતે ચડી જાયછે તો તેઓ આખરે એટલા તો જૂઠા, જુગટીઆ, ચોરટા, ઠગ, હઠીલા અથવા નાફરમાન થઇ જાયછે કે તેની કાંઇ હદ નહીં. તેઓ બ્હેકી જવાથી પછી માબાપના સામું બોલેછે, તેમનું અપમાન કરેછે, કરજ કરતાં શીખેછે, હૉટેલોમાં જઇ ચા, કોફી અને બીસ્કીટ વગેરે ખાઇ પીને મોજમઝા કરેછે, નાટકચેટકમાં ભમ્યા કરેછે, અને દિવસે દિવસે બીજા અનેક દુર્ગુણમાં ફસાઇ પડેછે, ત્યારે જોનારાઓને ઘણુંજ આશ્ચર્ય સરખું લાગેછે, અને તેઓ બોલેછે કે આનાં માબાપ તો ઘણાંજ ભલાં ને ઉચ્ચ નીતિરીતિવાળાં છે છતાં તેમનાં સંતાન આવાં ઉઠી ગયેલ પાનીયાંનાં ને અધમ તે શી રીતે નીવડયાં હશે !

" **બાપ તેવા બેટા.** " અને " **માબાપ તેવાં છોકરાં.** " એ કહેવત કુસોબતને પરિણામે કેટલીએક વખત તદન ખોટી પડેલી જોવામાં આવે છે. ચાવડા વંશના રાજા યોગરાજે પોતાના દીકરાને ઠપકો આપ્યો હતો કે તમે ચાંચીયાપણું કરીને મારી આબરૂ ધૂળ મેળવી. પ્રખ્યાત અકબર બાદશાહ દારૂ પીતો નહોતો પરંતુ તેનો શાહજાદો સલીમ દારૂનો દુર્વ્યસની થઇ પડયો હતો તે કાંઇ નહીં પણ માત્ર કુસોબતનુંજ પરિણામ હતું. રાજાના પાસવાન જો હલકા હોય તો તેનું રાજ્ય સંતોષકારક ચાલતું નથી, તેમ બાળક પણ બાળારાજા કહેવાયછે, તેના ગોઠીયા પણ સારી ચાલચલણવાળા હોવા જોઇએ. સોબતના સરખી પ્રબળ અસર બીજા એકેની ઉપજી શકતી નથી. સત્સંગ એ સદાચારનું મૂળ છે, તેથી સત્સંગ મળવો એ મોટામાં મોટો ઇશ્વરી આશીર્વાદ ગણાયછે.

બાળકપર માબાપની અસર, મિત્રોની અસર, મહેતાજીની અસર તેમજ આસપાસના વાતાવરણની અસર થયા કરેછે. એક સોબતી સારો હોય અને બીજો સોબતી નઠારો હોય તો તે નઠારો પોતાનો ભાવ ભજવ્યા વિના રહેતો નથી. ગોઠીયા ગમાર ન હોય અને ચાકરનફર વગેરે આસપાસનાં બીજાં માણસો ખરાબ હોય તો બાળકની સુધારણાનો હેતુ સંપૂર્ણ રીતે પાર પડતો નથી. માબાપ પોતે પોતાનો સારો દાખલો આપે એટલે પતી ગયું એમ સમજવાનું નથી. જેવાં માબાપ તેવાંજ તેમનાં સઘળાં સંતાન, અને જેવા ગુરૂ તેવાજ તેમના તમામ શિષ્ય થતા નથી. બાળકોનું સુધરવું કે બગડવું તથા તેમાં સારી માઠી ટેવ દાખલ થવી તે અમૂક દરજ્જે તેમના સોબતીઓને પણ આભારી હોયછે. છકેલ છોકરા કે છોકરીની સોબતના છાંટા ઉડયા વિના રહેતા નથી, માટે પોતાનાં બાળક કુસંગમાં કે કુછંદમાં ન પડે તે માટે તેઓ કોની સોબતમાં હરેફરેછે તે વિષેની માબાપે તકેદારી રાખવી જોઇએ કેમકે તેઓ જો કુછંદમાં પડશે અને તેનાં મૂળ ઉંડાં જશે તો પછી તેમને નિર્મૂળ કરવાં એ ભારે મુસ્કેલ કે અશક્ય થઇ પડશે.

કેટલીક વાર એમ પણ બનતું જોવામાં આવેછે કે બાપ પોતાના ધંધામાં એવી રીતે ગુંથાયો હોયછે, અથવા વર્ષો થયાં ચાલુ બીમારી ભોગવતો હોયછે કે જેથી એવી સ્થિતિમાં, તેને પોતાના સંતાન કેવી સોબતમાં ફરેછે તેની વખતોવખત જોઇતી તપાસ કરવાનો અવકાશ મળતો નથી તેમજ કોઇ માતા પણ પોતાની નબળી શારીરિક સ્થિતિ તથા બીજા એવા પ્રતિકુળ સંજોગને લઇને તે એ વિષેની જોઇએ તેવી ખબર રાખી શકતી નથી; એવી તકનો લાભ, વાસ્તવિક જોઇએ તો કુલાભ કુસોબતમાં પડેલાં તેમનાં બાળકો લેછે, ને પોતાના નીચ દોસ્તના પ્રસંગમાં રાત દિવસ રહ્યાથી તેઓ વધારે ને વધારે બદમાશ થતાં જાયછે, માબાપની આબરૂને બટ્ટો લગાડેછે, તથા તેમને નામોશી અને શરમીંદગીમાં લાવી મૂકેછે,

અને પરિણામે તેઓ પોતે પણ મહા દુઃખના ભોક્તા થઇ પડેછે. આમ બનેછે ત્યારે માબાપના શોક અને પશ્ચાતાપનો પાર રહેતો નથી ત્યારે એવે પ્રસંગે ભાવિ કિંવા નસીબ એમ કહીને મનનું નછુટકે સમાધાન કરવાનો યત્ન કરવામાં આવેછે. પછી બીજું શું થઇ શકે ?

સમાન શોખ અને સમાન પ્રકૃતિવાળા હોય તેમને અરસ્પરસ સારો સંબંધ સ્વાભાવિક રીતે થઇ શકેછે. જે જેવું તેને તેવા સાથે હમેશ ગમેછે, તેમજ તેવાજ સાથે તેમને મળતો મેળ આવેછે. સદ્ગુણીને સદ્ગુણી સાથે અને દુર્ગુણીને દુર્ગુણી સાથે રહેવું એ સારૂં લાગેછે. જુગારીને જુગારીની સાથે, સાચાને સાચાની સાથે, જૂઠાને જૂઠાની સાથે, દાતારને દાતારની સાથે, અને કંજુસને કંજુસની સાથે હમેશ સ્વલ્પ સમયમાં સ્નેહ બંધાયછે; એ રીતે સદ્ગુણીની સંગતથી સદ્ગુણ અને દુર્ગુણીની સોબતથી દુર્ગુણ સદૈવ વૃદ્ધિ પામતા જાયછે. જે જેવા હોય તેને તેવા સોબતી અનાયાસે મળી આવેછે તથા તેઓ એકરૂપ થઇ જાયછે. જે જેવી જાતનું પક્ષી હોય તે તેવી જાતના પક્ષીઓ સાથેજ ઉડેછે. કાગડા, પોપટ સાથે ઉડવા જતા નથી તેમ પોપટ, કાગડા સાથે ઉડવા જતા નથી, અર્થાત્ સજાતીયના સહવાસમાં રહેવાનું સૌને સ્વભાવથીજ ગમેછે. ઉદ્યોગીઓ ઉદ્યોગીની સોબત શોધેછે, અને આળસુઓ આળસુની સોબતને ઇચ્છેછે. જેઓ ખરેખરા સુસ્ત હોયછે તેમને ભણવામાં ખંત રાખનાર છોકરાની વાતચીત તથા ચાલચલગત તરફ કંટાળો ઉપજેછે. જેઓ સારી રીતે પોતાનો વિદ્યાભ્યાસ કરતા હોય તે એવા આળસુ છોકરાને પસંદ પડતું થતું નથી તેથી તે તેમની હાંસી કરેછે. જે બાળકે મહેનતુ અને સદ્વર્તનશાળી નિશાળીઆ સાથે તથા પોતાથી વધારે સારા હોય તેમની સાથે મિત્રતા કરેલ હોય તે પોતે તેવા ગુણવાળો કે તેવા ગુણને અંતઃકરણથી ચાહવાવાળો હોવો જોઇએ. એક માણસની ચાલચલણ,

ગુણ ને શોખ કેવા છે તે તેના દોસ્તની વર્ત્તણુક ઉપરથી પણ સહજ જાણી શકાયછે. ઇંગ્રેજીમાં એને મળતી એક કહેવત છે કે "A man is known by the company he keeps." માણુસની પરીક્ષા તેના સોબતીઓના વર્ત્તન ઉપરથી પણ થાયછે.

---

## વાતાવરણ.

કુમળા મગજમાં આસપાસના વાતાવરણની અસર વધારે થાયછે, તેથી જેવા વાતાવરણનું બાળકો સેવન કરે તેવું તેને ફળ પ્રાપ્ત થયા વિના રહેતું નથી, માટે બાળકોને જેવા બનાવવાની અભિલાષા હોય તેવા વાતાવરણમાં, તેમજ તેવી સોબતમાં તેમને રાખવાની કાળજી રાખવી જોઇએ, તથા સારાં પુસ્તકો તેમને વાંચવા આપવાં જોઇએ, તેમજ તેમની સાનિધ્ય તેવી બાબતના વિચાર કરવા જોઇએ.

મહાન્ મનુષ્યોનાં મહાન્ કૃત્યોનું આનંદે સ્મરણ ને મનન કરતાં આસપાસનું વાતાવરણ પવિત્ર થાયછે અને એથી વિરૂધ્ધ દુર્ગુણી ને દુષ્ટ માણુસોનાં દુર્ગુણો અને દુષ્ટ કર્મો વિષે વખતોવખત વિચાર કર્યા કરવાથી આસપાસના વાતાવરણમાં તેની અનિષ્ટ અસર ઉત્પન્ન થયા વિના રહેતી નથી.

વિશુદ્ધ વાતાવરણમાં ઉછરેલાં બાળકો વિશુધ્ધ થાયછે, અને મલીન વાતાવરણમાં ઉછરેલાં બાળકો મલીન થાયછે. જેવા વાતાવરણના સંયોગમાં બાળકો બહુ વખત સુધી આવ્યા કરે તેવાં તે થયા વગર ભાગ્યેજ રહેછે. આસપાસનું વાતાવરણ એ અનભવી બાળકનું બલિષ્ટમાં બલિષ્ટ ને અસરકારકમાં અસરકારક શિક્ષણનું સાહિત્ય છે. આ પ્રમાણે હોવાથી તેઓ જે વાતાવરણમાં રાત દિવસ રહે તે વાતાવરણ તદ્દન શુધ્ધ ને સંસ્કૃત હોવું જોઇએ. કોઇ પણ પ્રકારની

અશુધ્ધતાનો તેમાં અંશ પણ હોવો જોઇએ નહીં. ગમે તેવી માતથી, તાતથી, પુસ્તકથી, પાનાંથી, ભાઇથી, ભાંડુથી, દોસ્તથી, પાડાપડોશીથી, બીજાં સગાંસ્નેહીથી, નિશાળના શિક્ષકથી કે ઇતર કોઇ મનુષ્યથી અસર થયેલી ન હોય તેવી અલૌકિક ને અદ્ભૂત અસર આસપાસના વિશુધ્ધ વાતાવરણમાં દીર્ઘકાળ પર્યંત અવિચ્છિન્નપણે રહેવાથી ઘણી વખત થઇ આવેલી દ્રષ્ટિગમ્ય થાયછે.

બાળક ભવિષ્યમાં કૂળને અજવાળણ નીપજે કે કૂળને નામોશીમાં લાવનાર અંગારીઆ રૂપ થાય તેનો મુખ્યત્વે આધાર તેના આસપાસના વાતાવરણ ઉપર અવલંબી રહેલછે. આ પ્રમાણે હોવાથી બાળકને પ્રેમની, પવિત્રતાની, વિવેકની, દયાની, શાન્તિની, શુધ્ધ આચાર વિચારની, ઉચ્ચ પ્રકારના મનોબળની તેમજ ધર્મ ને નીતિની હવામાં તે જેમ બને તેમ વધારે વખત વ્યતિત કરે તેમ કરવું જોઇએ. બુધ્ધિનો વિકાસ થાય, હૃદયબળની ખીલવટ થાય એવા વાતાવરણમાં તેમને રાખવાં જોઇએ. બાલ્યાવસ્થામાં તેમની વૃત્તિ અને આચરણ ઉપર એવા સંસ્કારોની જે અસર થશે, તેમના હૃદયપટ ઉપર જે રંગ લાગશે તથા તેમની નીતિ, રીતિ ને રીતભાત આદિના સ્થૂળનું બંધારણ થશે તે દીર્ઘ કાળ પર્યંત ટકવાનો ઘણો સંભવ છે. નાનાં બાળકો અનુકરણ કરવામાં જેવાં એક્કાં છે તેવાં મોટી વયનાં માણસો કદી પણ હોઇ શકતાં નથી. એવી હકિકતમાં સંબંધમાં આવનારની કાંઇ પણ સારી કે માઠી અસર બાળકોને સ્વાભાવિક રીતે થયા વગર કદી રહેતી નથી.

ઉપર સૂચવ્યા પ્રમાણેના ઉચ્ચ પ્રકારનાં વાતાવરણમાં બાળકોને રાખવાનો દરેક પ્રયત્ન કરવો એ પરિણામે હિતકારક થઇ પડ્યા વગર રહેશે નહીં.

# રડવું અને રીસાવું.

છેક નાની વયના અવાચક બચ્ચાં પોતાને ભૂખ લાગ્યાથી કે કોઇ પણ પ્રકારે તેમનાં શરીરને અડચણ થયાથી રડેછે તેનાં કેટલાંક કારણ આ પુસ્તકમાં પૃષ્ટ ૨૯ મે આપવામાં આવેલછે. આ નીચે જે કાંઇ કહેવામાં આવેલછે, તે મોટી વયનાં બાળક સંબંધે છે.

આશરે બારતેર વર્ષની વયનો એક છોકરો વનમાં કંઇ કારણસર એક ઝાડ ઉપર ચડેલો ત્યાંથી તે અકસ્માત રીતે નીચે પડી ગયાથી તેના શરીરને થોડીઘણી ઇજા થઇ; પછી થોડીવારે તેને કળ ઉતરી એટલે તે ધીમેધીમે પોતાના ઘરભેળો થઇ ગયો, અને પોતાની મા પાસે જઇને બહુજ રડવા લાગ્યો, એટલે માએ ગભરાઇને તેને રડવાનું કારણ પૂછયું ત્યારે થોડીવારે ડસકાં ખાતાં ખાતાં તેણે જવાબ આપ્યો કે ફલાણે ઠેકાણે હું ઝાડપર ચડયો હતો, ત્યાંથી પડી ગયો તેથી મને બહુજ વાગ્યું છે. માએ કહ્યું કે જંગલમાં તું જે વખતે પડી ગયો હોઇશ તે વખતે તો તું આથી પણ બહુજ રડયો હોઇશ. છોકરે કહ્યું કે ના, મા, ત્યાં તો હું જરાએ રોયો નહોતો, અને કદાપિ ત્યાં ગમે તેટલો હું રડયો હોત તોપણ મારૂં રડવું સાંભળે તેવું મનુષ્યનું જણ્યું તે ઠેકાણે કોઇ પણ હાજર નહોતું તો ત્યાં રડવાનું ફળ શું ? અને ત્યાં બહુ રડવું આવે પણ શી રીતે !

ઉપરની વાત કલ્પિત છે પણ અસંભવિત નથી. બાળકોને કાંઇ ઇજા થાયછે તે પ્રસંગે તેને માટે લાગણી ને દયા બતાવનાર માબાપ વગેરે હાજર હોય તો તેને રડવું આવ્યા વિના ક્વચિતજ રહેછે. "રોતી હતી અને પીયરીયાં આવ્યાં" સરખું થાયછે !

છોકરાં જ્યારે પડે આખડે ત્યારે ભવિષ્યમાં કેમ સાવચેત રહેવું તે વિષેનો પાઠ પોતાની જાતના અનુભવથી તે શીખેછે. આવે પ્રસંગે તેને માટે બહુ દિલસોજી કે દયા બતાવવાની, તેમજ ક્યાં વાગ્યું અને કેવું વાગ્યું એવું એવું તેને પૂછીને દોડાદોડી કરી મૂકવાની જરૂર નથી, તેમ તેં કેમ સાવચેતી ન રાખી એમ કહીને તેને "**દાઝયા ઉપર ડામ**" દેવાની પેઠે કરવાની પણ આવશ્યકતા નથી, કેમકે એ પ્રમાણેના એક પણ પ્રકારથી તે વધારે રડી પડશે તથા તેનો રાગડો ઝાઝી વાર સુધી ચાલ્યા કરશે, તેથી એવે પ્રસંગે તેના વાલી એ બાબત જાણે કાંઇ જાણતાંજ નથી એમ વર્ત્તશે તો તે બાળક પાછું થોડી વારમાં પોતાને કામે લાગી જશે અને પરિણામે રોતીસુરત જેવું થશે નહીં.

છોકરાં પડી જાય તે વખતે તેની અને તેની માતાની એક નજર થઇ જાય તો તેણીએ તેને કહેવું કે સાબાશ! તેં ઠીક ભુસ્કો માર્યો! ફિકર નહીં. ચાલ ઉઠ ને ફરીથી કુદકો માર. આમ સાંભળવાથી બચ્ચાને હિંમત આવશે તથા તે પોતાનું દુઃખ સહન કરવાનું શીખશે.

કેટલાંક માબાપ અને તેમાં પણ ખાસ કરીને માતા બહુ નબળા મનની હોયછે. કોઇપણ કારણથી છોકરૂં હઠીલાઇ કરતું હોય અથવા રડતું હોય, મોંનો તોબરો ચડાવીને બેઠું હોય તો તે સહન કરી શકતી નથી, પણ અકળાઇ તથા કંટાળી જઇને એવા હઠીલા ને રડતા બાળકના મનનું તેને ગમે તે રીતે સમાધાન કરી આપેછે.

દાખલા તરીકે એક છોકરે પોતાની મા પાસે કાંઇ ચીજની માગણી કરી તે આપવાની માએ ના પાડી, ત્યારે એ છોકરે તે ચીજ બીજી વખત ઉંચે સાદે માગી; બીજી વખત પણ તેને ના પાડવામાં આવી ત્યારે ત્રીજી વખત જરા વધારે જોરથી તેણે તેની માગણી કરી તોપણ માએ તે આપવાનું કબૂલ કર્યું નહીં એટલે પછી ચોથી વખત ખૂબ જોરથી

લાલચોળ થઇ જઇને તે આપવાની એણે હઠ કરી તથા કહ્યું કે તે ચીજ તારે મને બસ આપવીજ પડશે. "લે ત્યારે લેઇ જા પીટયા, તારા જેવો અનાડી છોકરો મેં બીજો એકે જોયો નથી." એમ કહી માએ તે ચીજ તેને આપી દીધી! થઇ ચૂકયું, રંધાઇ રહ્યું. આખરે તે જકકી છોકરાની ફતેહ થઇ; તેનું મનધાર્યું થયું. મા અથવા બાપના મનની એવી નબળી સ્થિતિ બાળકો સારી રીતે જાણી જાયછે એટલે ખૂબ હઠ કરવાથી, કજીઓ કરવાથી, રડવાથી, ભેંકડો તાણવાથી, ભોંયપર લોટી પડયાથી, બૂમ બરાડા પાડીને ધાંધલ મચાવવાથી અથવા તોફાન કરીને માબાપને ખૂબ પજવ્યાથી પોતાને જોઇતી ચીજ તેમની પાસેથી મળ્યા વગર રહેશે નહીં એવી તેમને પ્રતીતિ થયાથી પોતાને જ્યારે કંઇ વસ્તુ જોઇતી હોય ત્યારે તે એ માટે હઠ કરેછે અને તેમ કર્યાથી જો તરત તે વસ્તુ તેને ન મળે તો પછી ખૂબ જોરથી તે રડવા માંડેછે, તથા તે મળે નહીં ત્યાંસુધી રૂદન ચાલુ રાખેછે. બાળક જે ચીજ માગતું હોય તે તેને કદાપિ આપવા સરખી ન હોય, તેને આપ્યાથી નુકસાન થાય તેવું હોય તોપણ તેને રોતો મટાડવા અને તેનાં આંસુ બચાવવા સારૂ તેમજ તેની વૃત્તિને સંતોષવા માટે માબાપો તે ચીજ આખરે તેને આપ્યા વગર રહેતાં નથી; એને પરિણામે "દેતા હો કે રો પડું" એ કહેવત સરખું બાળકો વખતોવખત કર્યા કરેછે અને માગેલી ચીજ પોતાને પ્રાપ્ત થાય ત્યારેજ તેઓ જંપેછે! ઢચુપચુ મનવાળાં માબાપો એ પ્રમાણે બાળકની નઠારી ટેવને નહીં જોઇતું ઉત્તેજન આપીને તેને દ્રઢીભૂત કરેછે પરંતુ આખરે તેનું અનિષ્ટ પરિણામ આવેછે.

બાળકો હરકોઇ ચીજ માટે હઠ કર્યા કરે, રડે, અગર રીસાઇ બેસે ત્યારે માબાપે તેથી કાયર થવું જોઇતું નથી, પરંતુ તે બાળકોના હિતની ખાતર તેમજ પોતાના પણ હિતની ખાતર પોતાનાં મન ઉપર સખ્ત કાબુ રાખવાની જરૂર છે. બચ્ચાં હઠીલાં થઇને રડવાં માંડે તો

તે છો રડે એમ મનથી મક્કમ રહી તેણે માગેલી ચીજ બીલકુલ આપવી નહીં તથા તે બાળકની હઠની માબાપે લેશ પણ દરકાર કરવી નહીં. જ્યારે તે હઠ કરીને માગે ત્યારે તો તેને તે ચીજ આપવીજ નહીં, અને જરા વિચાર કરી જોવો કે એ રડશે તે ક્યાં સુધી ! પોતાના રડવાપર કોઇ લક્ષ આપતું નથી, પોતાને કોઇ દાદ દેતું નથી, તેમ પોતાનો કોઇ ભાવ પૂછતું નથી એમ સમજીને થોડી વારે તે બચ્ચું એની મેળે ટંડું પડીને પાછું ઠેકાણે આવી જશે ને રડવું બંધ પડશે ! કહેવત છે કે " **મૂકીએ ખસતું તો આવે હસતું.** "

કેટલાંએક બચ્ચાંઓને જ્યારે ત્યારે રીસાવાની ટેવ પડી ગઇ હોયછે. તેઓ ન્હાતાં રીસાય, જમતાં રીસાય, કપડાં પહેરતાં રીસાય, પોતાને કાંઇ ઉણું પડે તો રીસાય, બીજાને કાંઇ આપવામાં આવે તો રીસાય અથવા કાંઇ કહેતાં કહાવતાં રીસાય; એમ વખતોવખત તેઓ રીસાયા કરેછે. આ પ્રમાણે તે રીસાય ત્યારે મનગમતી ચીજ આપીને અગર કાલાવાલા કરીને તેને મનાવવાની તજવીજ કરવાની અથવા તો તેને મારવાકૂટવાની જરૂર નથી. તે રીસાઇને કદાપિ ભૂખ્યું સૂઇ જાય તો તેને ફોસલાવીને ઉઠાડવાની ને જમાડવાની પણ આવશ્યકતા નથી. તેને રીસાયેલું અને ભૂખ્યુંજ પડી રહેવા દેવું તથા પોતાની રીસ તો પોતાનેજ પૂણેછે એવી તેને ખાતરી થવા દેવી. ભૂખ લાગશે એટલે તે એની મેળેજ પાછું ડાહ્યુંડમરૂં થઇને જમી લેશે ! આ પ્રમાણે કેટલીક વાર થયાથી પછી ભવિષ્યમાં રીસાવાનું ને ભૂખ્યા રહેવાનું તે આપોઆપ ભૂલી જશે !

---

# ખીજાળ સ્વભાવનાં બચ્ચાં.

કેટલાંક બાળકો સહજ વાંક પડે તો ખીજાઇ જાય, અને જરા જરામાં ઉશ્કેરાઇ જાય તેવી પ્રકૃતિનાં હોયછે. કેટલાંક એવાં અવળચંડાં હોયછે કે સમજાવ્યા છતાં પણ સમજતાં નથી ને કજીઆ કર્યાં કરે છે. એવાં બચ્ચાંને જાણી જોઇને ચીડવીને કે પજવીને કેટલાંક અણસમજુ માણસો ગમત મેળવેછે, તે રીત ઘણી નાપસંદ કરવા સરખી છે.

એવા બાળકને કોઇએ ચીડવવું ન જોઇએ, તેમ માબાપે ક્રોધે ભરાઇને ન સહન થાય તેવો ઠપકો કે ગાળો દેવી અથવા મારવું પણ ન જોઇએ. એવી સ્થિતિમાં તેને મારવું એ ઘણું ખરાબ છે. તેનો પિત્તો વધારે ન ઉછળે તે માટે તેને ન છેડતાં ધીરજ રાખી તે તરફ દુર્લક્ષ કરવું. આંખ આડા કાન કરવા, પણ તું અત્યારે બહુ ગુસ્સામાં છે, અથવા તારૂં મોઢું ચડયુંછે, એમ તેને કદી કહેવું ન જોઇએ. એવું બાળક જ્યારે ઠંડું પડે, શાંત થાય ત્યારે તેની ભૂલ સુધારવા સરખું હોય તો મકકમ ઠ-રાવથી તેમ કરાવવું. એના ચીડીયા સ્વભાવને ઉત્તેજન આપવું નહીં, પરંતુ યુકિતપ્રયુકિતથી સમય પ્રમાણે કામ લેવું.

કેટલીક વખત પૂરતી ઉંઘને અભાવે, ખોરાકનો અપચો રહેવાથી, શરીરને કાંઇ ઇજા થઇ પડયાથી અથવા બીમાર પડી જવાથી બાળકોમાં સ્વાભાવિક રીતે ચીડીયાપણું ઉત્પન્ન થાયછે, માટે એવે વખતે માબાપે તેમના પર ગુસ્સે ન થતાં તેના કારણનો તપાસ કરી તે ટાળવાનો યોગ્ય ઇલાજ કરવો જોઇએ.

આકરા સ્વભાવનાં બાળકો દુનિયાંદારીમાં જેમજેમ આગળ પડતાં જાયછે તેમતેમ ધીરજ પકડતાં જઇ ધીમેધીમે સુધરતાં જાયછે. તેઓ ઠોકર લાગ્યાથી જેટલાં સુધરેછે તેટલાં માત્ર ઉપદેશથી સુધરતાં નથી.

# અદેખાઇ.

ઘણાં બચ્ચાંઓ કેટલીકવાર બહુ સ્વાર્થ દૃષ્ટિવાળાં કે તદ્દન એકલપેટાં સરખાં જોવામાં આવેછે. તેઓ માબાપને ભાષા અથવા ઇસારતથી સૂચવેછે કે અમુક ફળ કે મીઠાઇ વગેરે સારી ને મનગમતી ચીજ પોતાને એકલાને આપો, અને તેમાંથી પોતાના ભાઇ કે બેનને કાંઇપણ આપો નહીં; અથવા જો તેમને ભાગ આપવોજ હોય તો પોતાના કરતાં નાનો ભાગ આપો ! કેરી, કેળાં વગેરે ફળ હોય તો તેમાંથી મોટા કદનું પોતાને આપો અને નાના કદનું હોય તે પોતાના ભાંડુને આપો ! એવાં એકલપેટાં બચ્ચાંઓ જમતી વખત જો લાગ મળે તો મનભાવતી ચીજ પોતે એકલાં ઉપાડી જાયછે, તથા બીજાને કાંઇ દેતાં નથી, અને બીજાને જો કાંઇ આપેલ હોય તો તે વખતે ઝુંટી પણ લેછે ! વળી તેમને રમકડાં આપેલાં હોય તે રમકડાંથી બીજાને રમવા દેતાં નથી. તેઓ **“ મારૂં મારા બાપનું અને તારૂં મારૂં સૈયારૂં ”** એવા સ્વાર્થ લંપટ થઇ ગયેલ જોવામાં આવેછે. બીજાને કદાપિ કાંઇ ઇનામ મળે તો તેઓ સાંખી શકતાં નથી તથા તેની ઇર્ષ્યા કરેછે.

બાળકના એવા દુર્ગુણને ઉલટું ઉત્તેજન મળે તેવું વર્ત્તન કેટલાંક અણસમજુ માબાપો તરફથી કરવામાં આવતું જોવા જાણવામાં આવેછે તે આ પ્રમાણે:—

તેઓ કોઇવાર પોતાના દીકરાને કહેછે કે ચાલ, તું બધું દૂધ પી જા, નહીંતર પ્રેમબાઇ તે પી જશે. અદેખાઇનો આરંભ થયો ! આ સુંદર ઝબલું તું ઝટ પહેરી લે, અને તારી બેનને તો હું ભૂંડું ભૂખ જેવું ઝબલું પહેરાવીશ. પક્ષપાતનો પ્રારંભ થયો ! ચાલતાં ચાલતાં આ પથર તને વાગ્યો માટે તું તેને લાકડી વતી ખૂબ માર. વેર લેવાની વૃત્તિને ઉત્તેજન મળ્યું ! તારૂં રમકડું તું સંતાડી દે, નહીંતર લક્ષ્મીબેન તે લઇ જશે.

ભીતરપીડી ને કપટનો અંકુર ઉપજ્યો ! તને હમણા મીઠાઇ આપી હતી એ વિષે જો કમળાબેન તને કાંઇ પૂછે તો ચોખ્ખી ના પાડજે કે માએ મને કાંઇપણ મીઠાઇ આપેલી નથી. જૂઠાણાનો જન્મ થયો !

અદેખાઇ એ મનનો વિકાર છે તેને માબાપે ઉત્તેજન આપવું જોઇતું નથી, પણ સમાનભાવથી વર્ત્તવાનું બાળકને વખતોવખત સૂચવવું જોઇએ, કેમકે અદેખાઇથી બાળકને માનસિક તથા નૈતિક નુકસાન થાયછે. અદેખાં માણસ પોતેજ પોતાના મનને પરિતાપ પમાડે છે. જો ઇર્ષ્યાને ઉત્તેજન મળે તો ઉદાર બુદ્ધિનો અભાવ રહે એ દેખીતું છે.

હરીફાઇ ઘણીવાર અદેખાઇનું રૂપ ધારણ કરેછે ત્યારે તે એક દુષણરૂપ થઇ પડેછે.

---

## શરમાળપણું.

ઘણાંખરાં બાળકો થોડાં ઘણાં શરમાળ હોયછે. વિવેકની ખાતર શરમ અને ફોકટની બીક વગેરેને લીધે શરમ એમાં ઘણો તફાવત છે. છોકરા કરતાં છોકરીઓ સામાન્ય રીતે જોતાં વધારે શરમાળ હોયછે, ત્યારે કેટલાક છોકરા શરમાળપણામાં છોડીઓને બે ઘડી કોરે બેસાડે તેવા પણ હોયછે ! કેટલાંક બાળકો કાંઇ કામ કરતાં હોય તેમની સામે કોઇ જુએ તો તે પોતાનું એ કામ કરવાનું શરમથી મૂકી દે છે ! ઘરમાં કોઇ અજાણ્યું માણસ આવે તો તે ઘરના ખૂણામાં કે માની સોડમાં ભરાઇ જાયછે અને તે અજાણ્યા માણસ તરફ આડી નજરે પણ જોતાં નથી. માબાપ તેમને ઘણુંએ સમજાવે કે ધમકાવે તોપણ તેમને કાંઇ પૂછવામાં આવે તેનો જવાબ શરમાળપણાને લીધે અજાણ્યા માણસની હાજરીમાં

તેઓ આપી શકતાં નથી, અને કદાચિત્ આપે તો ભાંગ્યોતુટયો જવાબ આપેછે. તેઓ નાહક શરમાયછે અને ગભરાયછે. એવાં બાળકોને કોઇ અજાણ્યાને ત્યાં કાંઇ કામસર જવાનું કહેવામાં આવે તો તે ત્યાં શરમના માર્યાં બીલકુલ જતાં નથી ને કદાપિ માબાપની બીકના માર્યાં જાયછે તો "હીરો ઘોઘે જઇ આવ્યો" એના સરખું કરી આવેછે! તેવાં બાળકને કોઇ પોતાને ત્યાં જમવા તેડી જાય તો ત્યાં તેઓ શરમને લીધે પૂરતું જમતાં પણ નથી!

એવાં શરમાળ બાળકો દુનિયાંમાં આગળ પડી શકતાં નથી. મોટાં ને અનુભવી માણસો સાથે વાતચીત કરવાથી ગ્રહણ કરવા સરખું જૂદા જૂદા પ્રકારનું જ્ઞાન મળે, પણ શરમાળપણાને લીધે તેઓ એવા લાભથી બેનસીબ રહેછે.

માબાપને બાળકનું એવું શરમાળપણું બીલકુલ ગમતું નહીં હોવાથી તેઓ તેમની ઉપર ચીડાયછે, ગુસ્સે થાયછે અને તેઓ જાણીજોઇને હઠીલાઇ કરેછે એમ ધારવામાં ભૂલ કરેછે.

માબાપોએ બાળકોની લાગણી બરાબર સમજવી જોઇએ અને તેમને શરમાવાની ટેવ પડેલી હોય તે ધીમેધીમે યુક્તિ પ્રયુક્તિથી મૂકાવવી જોઇએ.



# હસમુખો ને આનંદી સ્વભાવ.

જીંદગીની પ્રત્યેક સ્થિતિમાં સુખ મેળવવાનાં તેમજ સંતોષમાં રહેવાનાં અનેક સાધનો અને ઉપાયો છે તેમાં હસમુખો ને આનંદી સ્વભાવ અગત્યનો દરજ્જો ધરાવેછે. એવા સ્વભાવની સાથે કનક અને કીર્ત્તિનો પણ મુકાબલો થઇ શકતો નથી. સુખનાં બીજાં સાધનો કોઇ કોઇ વાર અણધાર્યાં અને ઓચિંતાં અદૃષ્ય થઇ જાયછે પણ સારા સ્વભાવનું સુખ અને આનંદ કદી પણ ગુમ થઇ ન જતાં કાયમજ રહેછે. આ સૃષ્ટિમાં કેટલાક પ્રકારનાં સુખ પુષ્કળ પૈસો ખરચવાથી પ્રાપ્ત થતાં નથી પણ તે ખુશમિજાજથી મળી શકેછે. ઉદાસ અને બેચેન લક્ષાધિપતિ કરતાં આનંદી ભીખારી પોતાના મનથી વધારે સુખી હોયછે. હસમુખા થવામાં તેમજ બીજાં પ્રત્યે પ્રેમ દર્શાવવામાં કાંઇ પૈસા ખરચવા પડતા નથી.

નાનાં બાળકો કુદરતી રીતેજ હસમુખાં ને આનંદી હોયછે. એક નાનાં બચ્ચાંઓને પણ કેટલીક વાર આપણે હસતાં જોઇએ છીએ. કોઇ માણસ તેના તરફ હસે તેનો જવાબ તે હાસ્યથીજ આપેછે તે જોઇને સ્વાભાવિક રીતેજ જોનારાઓને ઘણો હર્ષ પ્રાપ્ત થાયછે. તેમનાં ખુશમિજાજ તથા નિ-ખાલસપણાંને લીધે તેમની સોબત નાનાં મોટાં સર્વે માણસોને ઘણી ગમેછે. આનંદના સરખું આ સૃષ્ટિમાં બીજું એક પણ ઉત્તમ સુખ નથી.

આનંદી સ્વભાવનાં માણસો સંતોષી ને સહનશીલ, માયાળુ ને મીલનસાર તથા પ્રેમી ને પરગજુ હોયછે. તેઓ ઉજ્વળ બાજુ તરફ ખાસ લક્ષ આપેછે તથા દુઃખ ને આફતની ચિંતા કર્યા કરતાં નથી તેથી તેઓ વધારે સુખ અને આનંદ પ્રાપ્ત કરી શકેછે. આનંદી સ્વભાવ વાળાનાં મનથી બધું જગત્ આનંદી છે, તથા તે હરેક ઠેકાણેથી આનંદ લૂટેછે. લીંબુના પાણીની પેઠે તે જ્યાં ત્યાં મળી જાયછે તેથી સૌ તેના સહવા-

સમાં રહેવાને ચાહેછે; વળી એવાં ખુશમિજાજી માણુસો ખુલ્લાં દિલથી વાત કરતાં હોવાથી સઘળાં મંડળમાં એમની હાજરી ઘણી આવકારદાયક થઇ પડેછે.

દુનિયાંની જંજાળો તેમનાં અંતઃકરણને કાયમની અસર કરી શકતી નથી, કેમકે તેઓ પોતાનાં મનને કાબુમાં રાખી તથા મગજની શાંતિનું સમતોલપણું જાળવી રાખી એવી જંજાળોને હસી કાઢતાં હોવાથી દીલગીરીમાં કદી ડુબી જતાં નથી. પોતાનાં મન ઉપર બરાબર કાબુ રાખવો એ તનદુરસ્તી ઉપર કાબુ રાખવા બરાબર છે.

**"હસમુખો સ્વભાવ વૈદ્યની રોજી ખોવરાવેછે"** એમ કહેવાયછે. ખરા દિલથી હસવાથી, પેટ પકડીને હસવાથી તનદુરસ્તી ઉપર આડકતરી રીતે ઉમદા અસર થયા વિના રહેતી નથી, તેથી કરીને કેટલીક બીમારી આવતી અટકેછે. તનદુરસ્તી સાથે ખુશમિજાજને સારો સંબંધ છે, માટે જેમને આનંદી સ્વભાવના થવાની ઇચ્છા હોય તેમણે પોતાની તનદુરસ્તી સારી રાખવા અને સુધારવા માટે પ્રયત્નશીલ થવું ઘટેછે.

ઉદ્યોગથી તનદુરસ્તી સારી રહેછે ને વધેછે માટે ખુશમિજાજ ઇચ્છનારે કામધંધો સદા કરતાં રહેવું જોઇએ અને આળસ્યને તિલાંજલી આપવી જોઇએ.

ખુશ મિજાજવાળો પોતે ખુશીમાં રહેછે તથા બીજાને ખુશીમાં રાખેછે; એવા આનંદી સ્વભાવવાળાની સમીપમાં વસનારને આનંદ સહજ પ્રાપ્ત થાયછે, તેથી તેવાઓની સંગત રાખવી એ ફાયદાકારક છે. આનંદી સ્વભાવવાળા પોતાનું કામ વધારે સારી રીતે કરી શકેછે કેમકે તેઓ પોતાનું કામ ખુશીથી કરતા હોવાથી બીજાના પ્રમાણમાં તેમને તેમાં થાક ઓછો લાગેછે. જેઓને આનંદી સ્વભાવ કાયમ રાખવો હોય તેમણે પોતાનો ધંધો રોજગાર પોતાના મનથી ગમતો હોય તેવોજ રાખવો જોઇએ.

મિજાજ બહાલ, ખુશ ને હસમુખો રાખવામાં એથી પણ વિશેષ ફાયદા સમાએલાછે. હસમુખા સ્વભાવથી લોકપ્રિય સહજ થઇ શકાયછે, વળી કજીએ કંકાસ તેમનાં મન ઉપર વિક્ષેપ કરી શકતાં નથી તેમજ સંકટને વખતે સબુરી તથા હિંમત રાખી શકાયછે. માબાપ જો પોતાનો મિજાજ કાયમ રાખી પોતાની પ્રજા સાથે માયા ને મીઠાશથી વર્ત્તે તથા પોતાની મુખાકૃતિ હસતી રાખે તો પોતાનાં સંતાનની પ્રીતિ તેઓ સહજ સંપાદન કરી શકે તેમજ તેમનાં એ બાળકો પણ એવા સ્વભાવને અનુસરીને ભવિષ્યમાં સારા સ્વભાવનાં થાય. આનંદી સ્વભાવ એને કેટલાંક માણસો કુદરતી બક્ષીસ ગણેછે, પરંતુ જેમ મહાવરાથી મનની શક્તિઓને અને ગુણોને કેળવી શકાયછે તેમજ સ્વભાવને પણ કેળવી શકાયછે; અર્થાત્ મહાવરા અને ડાહપણથી માણસ વધારે ખુશ મિજાજી થઇ શકેછે. ઉદાસી માણસ સતત યત્નથી પોતાનું ઉદાસીપણું ઓછું કરી શકેછે અથવા તેમાં થોડો ઘણો પણ સુધારો કરી શકેછે.

બચ્ચાં સાથે ઉતાવળીયાં કે ચીડીઆં ન થઇ જતાં શાંત મનથી, માયાળુ ચહેરાથી અને મીઠી વાણીથી વાતચીત કરવી જોઇએ. કઠોર સ્વરથી કે ઘાંટા કાઢીને બોલવું નહીં જોઇએ, કેમકે તેથી તેમનાં મનપર માઠી અસર થાયછે. કેટલાંક માબાપ બચ્ચાંના નજીવા વાંક માટે બહુજ આકળા ઉતાવળા થઇ જઇને બૂમાબૂમ કરી મૂકે અને પોતાના મિજાજનું સમતોલપણું ખોઇ દઇને–ક્રોધથી તપી જઇને લાલચોળ સરખાં થઇ જાયછે; એવાં માબાપના એવા દાખલાથી તે બાળકનો સ્વભાવ સારો હોયછે તે પણ ખરાબ ને ચીડીઓ થઇ જાયછે, એટલે ઘરમાં આનંદની જગો કજીઓ કંકાસ લેછે. જે માબાપ બાળકના જન્મથી આનંદ પ્રાપ્ત થતાં ગાંડાઘેલાં સરખાં થઇ જતાં તે હવે ક્રોધથી ગાંડાઘેલાં સરખાં બની જતાં જોવામાં આવેછે ! એવી માતા કે પિતા પોતાનાં બાળકનાં દોષ દૂષણ કાઢતાં તથા તેમની હાડછેડ કરતાં રહેછે તેથી તે બાળકને યોગ્ય રીતે ચાહવાનો તથા તેમના તરફ સદ્‌ભાવ રાખવાનો ઉમદા ખવાસ ખોઇ બેસેછે, અને ખુશમિજાજ ખોવાયાથી તેની સાથે કેટલીક વાર સારી રીતભાત પણ ખોવાઇ જાયછે. ખરાબ સ્વભાવ એ એક

મોટી આફત સમાન છે, જેથી માબાપને ઘટેછે કે બાળકો વગેરે હરેકની સાથે સદા સારા સ્વભાવથી વર્ત્તવાનો યત્ન કરવો. ઘણા ગરમ મિજાજવાળાંને માણસો ચાહતાં ન હોવાથી તેમને સંકટ સમયે કોઇ કવચિત્જ સહાયક થાયછે; વળી તેઓ ઘણી સારી તનદુરસ્તી તેમજ દીર્ઘાયુષ ભાગ્યેજ ભોગવી શકેછે, બળીએલ અને ક્રોધી સ્વભાવવાળાં માનવી ઉમરે યુવાન હોય તોપણ બુઢાં સરખાં દેખાયછે ત્યારે હસમુખાં માણસો વયે મોટાં હોય છતાં યુવાન સરખાં જણાયછે; ઠંડા પિત્તાવાળાં માનવી તનમનથી આરોગ્ય રહેછે તથા તેઓ લાંબા તથા સુખી જીવનનો અનુભવ મેળવી શકેછે.

---

# ગાયન.

**ગાયન,** એ આર્યોમાં ગણાતી ૬૪ કળા માંહેલી એક કળા છે. કુદરતી બક્ષીસ છે. એ કળા આપણા દેશમાં પૂર્વે ભૂષણરૂપ ગણાતી હતી, એ પ્રમાણે હાલમાં યુરોપ અને અમેરિકા વગેરે સુધરેલા મુલકોમાં તે ભૂષણરૂપ મનાયછે. ગાયનથી હૃદયની ઉચ્ચ ભાવનાઓ તેમજ મન પ્રફુલ્લ થાયછે, અંતઃકરણની લાગણીઓ સંસ્કારી થાયછે તથા બુદ્ધિ નિર્મળ થાયછે. ગાયન સમાન અન્ય કોઇ ઉત્તમ મોહિની, ઉત્તમ મીઠાશ તેમજ અપૂર્વ આનંદ છેજ નહીં. એના સરખી બીજી કોઇ મોજ તથા લલિત કળા નથી. મનુષ્યની ગમે તેવી સ્થિતિમાં ગાયન તેનો મનહર મિત્ર છે. ગાયન એ નાનાં અને મોટાં, રાય અને રંક, વિદ્વાન અને મૂર્ખ, દુઃખી અને સુખી તેમજ સરાગી અને વિરાગી એ સર્વેને અતિશય આનંદજનક થાયછે. વિદ્વાનો તેને શામવેદનો ઉપવેદ કહેછે તે યથાર્થ છે. સંગીત એ ખરેખર સુધારસ છે. આખું જગત્ એને આધિન છે.

સંગીત એ કુદરત સાથે જોડનારી દૈવી વિદ્યા છે. એ વિદ્યામાં માણસનું મન પ્રફુલ્લિત બનાવવાની તેમજ તેને વશીભૂત કરવાની

**અજબ શક્તિ છે. સંગીત, માણુસોને હસાવી શકેછે, રડાવી શકેછે તેમજ તે તેમનાં મનને મુગ્ધ પણ કરી શકેછે. સંગીત સાંભળવાથી મગજનો થાક ઉતરેછે; મનની વ્યગ્ર સ્થિતિ, ફિકર-**ચિંતા અને ગમગીની ઘણી વાર દૂર થાયછે. દુ:ખી અથવા દરદી પોતાનું દુ:ખ અથવા દરદ બે ઘડી વિસરી જાયછે. શોકગ્રસ્તના શોકનું શમન થાયછે; ટુંકામાં કહીએ તો સંગીત એ કેટલીક વખત એક સર્વોત્તમ દવાની ગરજ સારેછે. વળી સંગીત, મનુષ્યના ગમે તેવા ઉગ્ર ક્રોધને સમાવી શકેછે. ઇઝરાયેલનો રાજા સોલ જ્યારે ઘણો ગુસ્સે થતો ત્યારે તે સારંગી સાંભળતો એટલે તેના ગુસ્સાનો તુરત ઉતાર થતો, તેમજ તેનું મગજ પાછું શાંત થઇ જતું.

**સમશ્યા.**

મૃતક મધુરૂં ઉચરે, જેને અધીરા વશજ હોય,
તે સાદ શાનો હશે, બતલાવો મુજ સોય—**સારંગી.**

ગાયન અને વાજિંત્ર સાંભળવાથી જેમ મનુષ્યોનાં તેમજ પશુઓ વગેરેનાં ચિત્ત ઘણાં રંજીત થાયછે. મોરલીના મધુર શબ્દથી નાગ સરખું ભયંકર પ્રાણી તેના તરફ કેટલુંબધું આકર્ષાયછે તેમ મોહિત થઇ જાયછે તે કોઇથી અજાણ્યું નથી. તેના મીઠા સ્વરથી તે વાદીને વશ થઇ જાયછે. મૃગ ઉપર પણ વાજિંત્ર ઓછી અસર ઉપજાવતું નથી. ગાયન સાંભળવાથી લંગડા માણસને પણ તે સમયે નાચવા અને કૂદવાનું મન થઇ જાયછે!

એક વિદ્વાને કહેલું છે કે—"ગાયનની અસરથી મજૂરને પોતાની મજુરીનો થાક ઓછો લાગેછે. ગાયનથી પાપી પસ્તાયછે ને પીગળેછે. ખૂની પોતાની ખંજરને થોભાવેછે. નિંદાખોર પોતાની જીભને અટકાવે છે. **દુશ્મન અને દોસ્ત તેમજ અમીર અને ફકીર એક કુંડાળામાં ભેળાં થાયછે. માણુસોનાં દિલપર ગાયનની મહાન્ સત્તા છે. નહીં ચાલતો**

ચાલે, નહીં દોડતો દોડે, નહીં બોલતો બોલે અને નહીં ગાતો ગાય એવી ગાયનની જાદુઇ અસર છે! આખી દુનિયાં ગાયન ઉપર ફીદા થાયછે!

જેમ હવા એ ફેફસાંનો ખોરાક છે તેમ ગાયન એ ફેફસાંની કસરત છે. ગાયનથી ફેફસાં મજબૂત થાયછે, રાગ સુધરેછે, ઉચ્ચાર શુદ્ધ થાયછે, છાતી ખીલેછે તેમજ તેને લગતાં કોઇ કોઇ દરદ ઉત્પન્ન થવાનો સંભવ ઓછો રહેછે. રાગ તથા રાગિણીઓને પારખવી એ કાનની ઉત્તમ કેળવણી છે.

સુધરેલા તેમજ વગર સુધરેલા દેશમાં ગાયનનો અભાવ નથી, ગાયન ગાવાનો અને સાંભળવાનો શોખ ઓછા વધતા પ્રમાણમાં સર્વે દેશમાં હોયછે. ઇશ્વરની ઉપાસના તથા આત્માનંદ પ્રાપ્ત કરવામાં તેની અગત્ય ઓછી નથી કેમકે મનુષ્યને ઇશ્વરભક્તિમાં એ એકતાર કરી શકેછે. નૃત્યકળામાં પણ સંગીતની બહુ આવશ્યકતા રહેલીછે.

નાના છોકરા તેમજ છોકરીઓને ગાયન એક સરખું ગમેછે. તેમની આગળ જે કાંઇ ગાવામાં આવેછે તેનો અર્થ તેઓ સમજતાં ન હોય તોપણ તે સાંભળવાનો તેમને કુદરતી રીતે શોખ હોવાથી તેમાં તેમને ઘણી મઝા પડેછે, તેથી તેઓ કુદેછે અને હસેછે. હાલરડાનો અવાજ જે બાજુથી આવતો હોયછે તે તરફ તેમનું ચિત્ત આકર્ષાયછે. રોતું બાળક મધુર હાલરડું સાંભળીને રોતું રહી જાયછે અને શાંત થાયછે. વગર રોતું બાળક હાલરડું સાંભળીને મીઠી નિદ્રાને અનુભવેછે. મોટી વયના માણસો પણ સૂતી વખત સંગીત સાંભળે તો તેમને પણ સારી ઉંઘ આવી જાયછે કેમકે સંગીત માનવહૃદયને તથા ચિત્તવૃત્તિને શાંત કરેછે. બચ્ચાંઓને ઉંઘાડવાને વાસ્તે તમામ મુલકમાં મધુર ગાયન ગાવાનો પ્રચાર ચાલુ છે; વળી બાળકની સહૃદયતાને કેળવવા અને ખીલવવા માટે સંગીત એ બહુજ ઉપયોગી સાધન છે. સંગીત સાંભળીને તેમનાં હૃદયમાં પ્રીતિનો ઉદય થાયછે તથા તેમની કલ્પના શક્તિ ખીલેછે. ગદ્યથી આપેલા બોધ કરતાં સંગીતથી આપેલા બોધની અસર અંતઃક-

રણમાં વધારે ઊંડી ઉતરી શકેછે, કેમકે ગાયનમાં આકર્ષક ગુણ વધારે છે. કોઇપણ પ્રકારના વિષયને હૃદયમાં વિશેષ પ્રકાશિત અને અસરકારક કરવો હોય તો તે સંગીતથી સર્વોત્તમ રીતે થઇ શકેછે. જમતી વખત મધુર ગાયન સાંભળવામાં આવે તો જમવામાં બહુ મજાહ પડેછે !

તાળીઓ પાડીને ગાવામાં આવે તો બાળકોને તે બહુજ ગમેછે, તથા તેમને તેથી વિશેષ આનંદ ઉપજેછે, વળી તેમની રમતમાં જો ગાયન આવતું હોય તો તે રમત એમને વિશેષ રસિક થઇ પડેછે બાળકની એવી કુદરતી લાગણીને પોષવા તથા ઉત્તેજન આપવા માટે તેમને ઉમદા સંગીતની તાલીમ અપાવવી એ ઘણું અવસ્યનું છે. બાળકને તેની માતૃભાષાની જૂદાજૂદા રાગની રસિક કવિતાઓ મુખપાઠ કરાવી હોય તો તેઓ નવરાશની વખતે તે ગાઇને ઘણો આનંદ મેળવેછે.

આપણા મુલકમાં સદ્‌ગૃહસ્થની વહુ, દીકરીઓને સંગીત શીખવાનો શોખ ઘણુંકરીને થતો નથી, તેનું કારણ કે એમ કરવું એ તેઓ પોતાના મનથી મોટું દુપણ માનેછે. સુધરેલા મુલકમાં તો ત્યાંના માણસો ગાયન વિદ્યાને કેળવણીનું એક મુખ્ય ને માનીતું અંગ ગણેછે તેથી ત્યાં જો કોઇ કુલીન સ્ત્રીને સંગીત આવડતું ન હોય તો તે તેની એક ખામી લેખાયછે.

પણ હવે છેક ધીમે કદને પણ આપણા દેશમાં સંગીત પ્રત્યે કેળવાએલા ગૃહસ્થો તેમ અમીર ઉમરાવોમાં અનુરાગ ઉત્પન્ન થવા લાગ્યોછે, એટલે દિનપરદિન એ રસિક હુન્નર સતેજ થઇ સંવૃદ્ધિને પામ્યા વગર રહેશે નહીં એવી આશા રખાયછે.

જે માણસની એકાદ જ્ઞાનેંદ્રિય ઘણીજ મંદ અથવા નકામી હોયછે તો તેની બીજી ઇંદ્રિય સ્વાભાવિક રીતે વિશેષ તેજ હોયછે; તદનુસાર આંધળાં માણસની શ્રવણ શક્તિ, સ્મરણ શક્તિ, વાસ પારખવાની શક્તિ અથવા સ્પર્શ શક્તિ સારી હોયછે; વળી પોતાની ચિત્તવૃત્તિ સ્થિર રાખી શકતાં હોવાથી તેઓ મોઢેથી તેમજ વાજિત્રથી ગાવાનું

તેમજ સતાર, તાઉસ, સારંગી, હાર્મોનિયમ અને ફીડલ વગેરે બજાવવાનું કામ ઘણી સારી રીતે કરી શકેછે, તેમજ એવી કળાનું શિક્ષણ તેમના નિર્વાહનું સાધન પણ થઇ શકેછે. કહેવત છે કે "**આંધળો દળે કે ગાય.**"

હિન્દી સંગીતનું શિક્ષણ આપવા માટે ગાંધર્વવિદ્યાલય આ દેશનાં કેટલાંએક શહેરોમાં સ્થાપન થઇ ચૂકયાંછે અને ધીમેધીમે તેમાં વધારો થશે એમ આશા રહેછે. ઉત્તર હિન્દુસ્તાનમાં ગાયન વિદ્યાનો ઘણો શોખ હજુ જળવાઇ રહેલોછે; ત્યાંના હજારો લોકો ગાયનનો સ્વાભાવિક આનંદ અનુભવેછે.

મોટાં નગરની કેટલીક શાળાઓમાં હાર્મોનિયમ દ્વારા એ હુન્નર બાળકીઓને શીખવવાનું ચાલુ થયેલછે, તે પ્રમાણે છોકરાઓની નિશાળોમાં પણ એ હુન્નર શીખવવાની શરૂઆત થવી જોઇએ છીએ. હોસ્પિટલમાં રહેતાં દરદીઓને જો ગાયન ને વાજિત્ર સંભળાવવાની યોગ્ય યોજના કરવામાં આવે તો તેથી તેમને તેટલા વખત સુધી પોતાનાં દરદનું વિસ્મરણ થાય, અને પરિણામે કોઇ પ્રકારના દરદ મટી પણ જાય તેવો સંભવ છે. દીવાનાંઓની હૉસ્પિટલમાં પણ જો દીવાનાંઓને સંગીત સંભળાવવામાં આવે તો તેના મધુર અને કોમળ નાદથી તેમાંનાં કેટલાંકપર તેની સારી અસર થવાનો સંભવ રાખી શકાય.

યુદ્ધોમાં સિપાઇઓને શૂર ચડાવવા તથા તેઓના લડાયક જુસ્સાને ઉશ્કેરવા માટે વીરરસના ગાયનની અગત્ય પ્રાચીન કાળથી સ્વિકારવામાં આવેલીછે, અને આજે પણ લડાઇઓમાં એવાં કાવ્યોનો અને વાજિત્રનો ઉપયોગ કરવાનો પ્રચાર ચાલુ છે.

બ્યુગલ અથવા શંખ વગેરે વખતોવખત ફુંકયા કરવાથી ફેફસાંને નુકસાન પહોંચવાની વકી છે.

# તરવું.

તરવું એ એક હુન્નર છે, તથા તરવાની તાલીમ છોકરા તેમજ છોકરીઓની કેળવણીનું એક અંગ છે, એવું આ દેશમાં થોડાં માણસો સમજતાં જણાયછે. તરવાનો હુન્નર જેટલો ઉપયોગી છે તેટલો તે શીખવામાં અઘરો નથી; વળી એ હુન્નર એક વાર હાથ થયો એટલે તે કદી ભૂલી જવાતો નથી, એવી તેમાં ખૂબી છે. તરવાની કળા દરેક માણસે પોતે શીખવી તેમજ પોતાના દીકરા તેમજ દીકરીઓને પણ શીખવવી ઘટે છે.

તરવું અને તનદુરસ્તી એ બન્નેને સારો સંબંધ છે. તરવાની કસરતથી ખુલ્લી અને સ્વચ્છ હવાનો લાભ આપોઆપ મળેછે. તનદુરસ્તી સાચવવાનાં અનેક સાધનોમાં તરવાની કસરતનો પણ સમાવેશ થાયછે. તરવાથી તનના ઘણાખરા ભાગના સ્નાયુઓને કસરત મળતાં તે પ્રફુલ્લ થાયછે, જ્ઞાનતંતુને પુષ્ટી તથા મગજને શાંતિ મળેછે, શરીરમાં લોહીનું ફરવું વધારે જોસથી થાયછે, હાથ તેમજ પગમાં જોર આવેછે, ગોટલા મજબૂત થાયછે, ત્વચા સાફ થાયછે, હોજરીમાં કબજીઅત રહેતી હોય તો તે મટવાનો બહુ સંભવ છે, ખાધેલું પચેછે તથા પાચનશકિત વધ્યાથી ભૂખ કડકડીને લાગેછે, તનને થાક લાગ્યો હોય તો તે તરવાથી ઉતરી જાયછે; બળ, હિંમત તથા બહાદુરી વધેછે, ટુંકામાં કહીએ તો શરીરમાં શેર લોહી ચડે એવી એ ઉમદા તથા આરોગ્યવર્દ્ધક કસરત છે. બીજી હરકોઇ કસરત કરતાં તરવાની કસરતથી તનદુરસ્તી વધારે મળેછે તેથી માબાપે પોતાની સંતતિને એ હુન્નરથી એનસીબ રાખવી જોઇતી નથી.

નાનપણમાં તરવાનો અભ્યાસ રાખ્યાથી મોટપણમાં છાતી ખીલીને તાંબા જેવી મજબૂત થાયછે જેથી ક્ષય, દમ અને દાંસા જેવાં છાતીનાં દરદો ક્વચિતજ પેદા થાયછે. એ કસરત કાળજાને પણ ઘણી માફક

આવેછે; વળી હરસ અને મસા વગેરેના દરદીને તેથી સારી અસર થવાની વકી રહેછે.

દરિયાના ખારા પાણીમાં ન્હાવાનો અભ્યાસ રાખ્યાથી શરીર પુષ્ટ થાયછે, અંગબળમાં વૃદ્ધિ થાયછે, ત્વચાનાં કેટલાંક દરદો ઉપર તો તે જાણે ઔષધરૂપ છે; ખસ, દાદર, ખરજવું, ગડગુમડ અને સંધિવા વગેરે દરદના સંબંધમાં ગુણકારક નીવડવાનો સંભવ છે. જેમને ઉંઘ બરાબર આવતી ન હોય તેમને એવા પાણીમાં ન્હાયાથી ફાયદો થાયછે.

વૉટર-પોલોની રમત એ પણ આરોગ્ય અર્પનારી તરવાની ઉત્તમ કસરતનો ગમતકારક ભાગ છે.

હવા બહુ ગરમ અથવા બહુ ઠંડી હોય ત્યારે તરવું નહીં જોઇએ. શરીરને ઘણી ઠંડી લાગતી હોય ત્યારે તરવું નહીં જોઇએ. ન્હાવા માટે જળાશયમાં પડતાં પહેલાં શરીર ઠંડું હોય તો થોડી વાર સપાટામાં ચાલીને તેમાં ગરમી ઉત્પન્ન કરવી જોઇએ. બહુ પસીનો થતો હોય ત્યારે તરવું ન જોઇએ. સવારમાં તદ્દન ભૂખ્યે પેટે તરવું ન જોઇએ. ભોજન લીધા પછી એકાદ કલાકની અંદર તરવું નહીં જોઇએ, કેમકે ખાધેલું પાચન થવામાં અડચણ આવેછે. બીજી જાતની કસરત કરેલી હોય તે પછી તરતજ તરવા ઉતરવું નહીં જોઇએ. એક દિવસમાં એકથી વધારે વાર તરવાની કસરત કરવી નહીં જોઇએ. એ કસરત સૂર્યના સાધારણ તાપ અથવા તેના પ્રકાશમાં આશરે પંદર મિનિટ સુધી કરવી જોઇએ, એથી વિશેષ વખત સુધી કરવી એ સલાહકારક નથી. મજબૂત બાંધાના માણસે બહુ તો અરધો કલાક તરવું, એથી વધારે વખત એમાં ગાળવો એ નુકસાનકારક થઇ પડવાનો સંભવ છે.

તરવાનો હુન્નર હાથ કરવામાં કાંઇક જોખમ છે પરંતુ તે નહીં શીખ્યાના પ્રમાણમાં જોખમ ઘણું ઓછું છે. "ગુરૂ વિના જ્ઞાન નહીં" એ કહેવતના રહસ્યને સમજીને તરવાના કામમાં ખરેખરા હોંશિયાર માણસની

સીધી દેખરેખ નીચે એ કળા શીખવાની તજવીજ કરવી જોઇએ. આમ કરવાથી જીંદગી જોખમમાં આવવાનો સંભવ નથી.

ઉંટ સિવાયનાં સઘળાં જાનવરમાં તથા મનુષ્ય પ્રાણીમાં તરવાની શક્તિ કુદરતે મૂકેલીછે, પણ એવા જનાવરોની પેઠે માણસને વગર શીખ્યે એ કળા આવડતી નથી, જેથી તે શીખવા માટે શ્રમ કરવો પડેછે.

ખારૂં પાણી માણસને વધારે ઉપર રાખી શકેછે તેથી જેઓને સગવડ હોય તેમણે દરિયામાં તરવા શીખવાનું રાખવું જોઇએ. દરિયો દૂર હોય અથવા ત્યાં એ બાબતની અનુકુળતા આવે તેમ ન હોય તો તળાવ વગેરે જળાશય એ માટે પસંદ કરવું જોઇએ. ઇંગ્લાંડમાં વિદ્યાર્થીઓને નિશાળને ખર્ચે તરવાના હુન્નરની તાલીમ આપવામાં આવેછે. સ્વીડન દેશમાં તો જેમ પુરૂષો અને સ્ત્રીઓ તેમ બાળકો પણ તરવાનું શીખેલાં હોયછે. વળી યુરોપના બીજા દેશોમાં, અમેરિકામાં તેમજ ચીન અને જાપાન આદિ દેશમાં જેમ મરદો તેમ ઓરતો પણ તરી જાણેછે.

પૃથ્વીપર જમીન કરતાં પાણીનો ભાગ બમણો છે; માણસોને દરિયા માર્ગે મુસાફરી કરવાના પ્રસંગ આવવાનો સંભવ વધતો જાયછે તે ધ્યાનપર લેઇએ તો તરવાનું શીખવાની આવશ્યકતા વધારે લાગ્યા વિના રહેશે નહીં; વળી મનુષ્યને પોતાની જીંદગીમાં એવા પણ પ્રસંગ આવવાનો સંભવ છે કે જો તરતાં આવડતું હોય તો એવે વખતે પોતાનો જીવ બચાવવા અથવા અન્યનો જીવ ઉગારીને તેને જીવતદાન આપવા માટે એ કળા તેમને ઘણીજ ઉપયોગી થઇ શકે. જેમ સ્વાર્થ તેમજ પરમાર્થ સધાય એવો એ ઉપયોગી હુન્નર છે.

પાણીમાં ન્હાવા માટે પડતાં પ્રથમ મસ્તક ભીંજવવું. દરદીઓએ તેમજ નબળાઇથી જેઓ પીડાતાં હોય તેમણે તરવાની કસરત કરવી હોય તો તે સંબધમાં દાકતરની સલાહ અગાઉથી મેળવવી જોઇએ.

મીઠા પાણી કરતાં દરિયાનાં ખારા પાણીમાં ન્હાવું એ વધારે સારૂં છે, કેમકે ત્યાંની ચોખ્ખી હવાની લ્હેરથી તન્દુરસ્તીને ઘણી વાર વધારે ફાયદો થવાનો સંભવ રહેછે.

# મુસાફરી.

મુસાફરી કરવી એ કેળવણીનું એક અંગ છે, તેમજ વિધવિધ પ્રકારના અનુભવ મેળવવાનું તેમજ સંસાર સુધારાનું એક ઉમદા સાધન છે. તીર્થ યાત્રાનો રીવાજ ચાલેછે તે ઘણો પસંદ કરવા લાયક છે કેમકે તે નિમિત્તે પ્રવાસ કરવાનું બનેછે.

બાળકો જેવું જોઇને શીખેછે તેવું સાંભળીને શીખતાં નથી. સાંભળેલું યાદ રહે છે તે કરતાં નજરે જોયેલું ઘણું વધારે યાદ રહેછે. માત્ર પુસ્તકો વાંચીને કે ભાષણો સાંભળીને સઘળું શીખી શકાતું નથી. કેળવણી એકલી ચોપડીઓથીજ મળતી નથી. આંખથી જોઇને પણ ઘણું જાણી ને શીખી શકાયછે. કર્ણઇંદ્રિયદ્વારા કરતાં નેત્રઇંદ્રિયદ્વારા થયેલ સંસ્કાર અંતઃકરણમાં ઉંડા ઉતરેછે ને તે વિશેષ સ્થાયી થાયછે.

મુસાફરીથી ઘણું જોવાનું, જાણવાનું ને શીખવાનું સહેજે મળેછે. સૃષ્ટિસૌંદર્ય જોવામાં આવતાં માનવીનું મન ખીલેછે. મુસાફરીથી મનમાં નવા વિચારોનો ઉદ્દ્ભવ થવાનો અવકાશ મળેછે. મુસાફરીથી સંકુચિત મન ઘણું વિસ્તૃત થાયછે. બુદ્ધિની કક્ષા વિસ્તરેછે, જૂદી જૂદી જાતના રીત રીવાજ, રહેણી કરણી, વૈભવ અને આચાર વિચાર વગેરે નવી નવી બાબતો જોવા જાણવામાં આવતાં જ્ઞાનની વૃદ્ધિ થાયછે; અને તે જાતની પોતાની બાબત સાથે તુલના કરતાં પોતામાં કાંઇ અપૂર્ણતા કે ખામી જણાય તો તેની પૂર્ણતા કરવાનું કે સુધારવાનું આપોઆપ સૂઝેછે; ટુંકામાં કહીએ તો ગ્રહણ કરવા યોગ્ય

ગ્રહણ કરાયછે, તથા તજવા યોગ્ય તજાયછે; વળી એથી તર્કશકિત ખીલેછે, દૂર દેશમાં પ્રવાસ કર્યાથી ત્યાંના કેટલીક જાતના નવીન પ્રકારના ધંધા રોજગારની માહીતી મળેછે તેથી સીધી અથવા આડકતરી રીતે પોતાને તેમજ પોતાના દેશને લાભ થવાનો ઘણો સંભવ છે.

દેશાટન એ ચતુરાઇનું મૂળ કહેવાયછે. દેશાટનથી માણુસ ચતુર ને વ્યાવહારકુશળ થાયછે. હોંશિયારી અને સાવચેતી કેવી કેવી જાતની તથા તે કેવી રીતે રાખવી જોઇએ તે અનુભવથી શીખાયછે. વળી જૂદાજૂદા મુલકમાં મુસાફરી કરવાથી જૂદાજૂદા માણુસો સાથે ઓળખાણુ પીછાણુ કરવાના પ્રસંગો વધારે મળેછે. મુસાફરીથી વળી કોઇ વિદ્વાનો તેમજ હુન્નરી લોકનો સમાગમ કરવાની તક મળેછે તથા તેમની સાથે કેવી રીતે હળવું મળવું તે શીખાયછે તેમજ વાતચીત કરવાના વિષયનો ભંડોળ વધેછે.

"**જીવ્યાથી જોયું ભલું**" એ આપણી પ્રચલિત લોકોકિત પણુ પ્રવાસને માટે ઉત્તેજેછે. પ્રવાસથી અવલોકન શકિત અચ્છી રીતે કેળવાયછે. કુદરતની વિધવિધ ખૂબીઓ દ્રષ્ટિગમ્ય થતાં મનને ઘણોજ આનંદ પ્રાપ્ત થાયછે તથા પ્રભુપ્રત્યે પૂજ્યબુદ્ધિ વધેછે.

જાપાનમાં વિદ્યાભ્યાસ કરનાર બાળકોને વરસમાં એકાદવાર બહાર મુસાફરીએ લેઇ જઇને તેમને નવી નવી ચીજો નજરે બતાવીને તે વિષે ઘટતું જ્ઞાન આપવામાં આવેછે. બાળકોએ પુસ્તકમાં વાંચ્યું હોય અને બીજાને મોંઢેથી સાંભળ્યું હોય તે સાક્ષાત જોવામાં આવ્યાથી તેમને બહુ ખુશી પેદા થાયછે, તેમજ બીજું પણુ તેમને નવુંનવું જોવાનું મળ્યાથી તેમના જ્ઞાનમાં ઓર વધારો થાયછે.

મુસાફરીમાં ઉપર પ્રમાણેના તેમજ એ ઉપરાંત બીજી ઘણી જાતના ફાયદા તથા નિર્દોષ ગમતની પ્રાપ્તિ થતી હોવાથી માબાપોએ અવકાશ મળ્યાથી, અથવા અવકાશ મેળવીને પોતાનાં સંતાનને પ્રવાસદ્વારા મળતા

જ્ઞાનનો લાભ આપવાને ચૂકવું ન જોઇએ. ઉષ્ણ રૂતુમાં નિશાળોમાં વધારે મુદ્દતની રજા પડતી હોય તેવા વખતનો લાભ આ કામ માટે લેવામાં આવશે તો તે વધારે અનુકુળતાવાળું થવાનો સંભવ છે.

છોકરાંઓને બહાર કદી મુસાફરી નહીં કરાવતાં "**ઘરની ઘુંસ ઘરમાં ને ઘરમાં**" એમ જેઓ રાખી મૂકેછે તેના સંબંધમાં એક વિદ્વાને નીચે પ્રમાણે લખેલછે. "Home keeping youths have ever homely wits" ઘરને ખૂણે ભરાઇ રહેનાર યુવકની બુદ્ધિ સદા ઘરખુણીઆ હોયછે.

આગગાડી, આગબોટ, મોટરકાર વગેરે દ્વારા મુસાફરી કરવાન હાલના જમાનામાં ઘણી સગવડ થયેલીછે. એવાં સાધન વગર અગાઉ બહુ થોડાં માણસો દૂર દેશની મુસાફરી કરી શકતાં હતાં. સાનુકુળ સાધનોને લીધે હવે મુસાફરીનો પ્રચાર વધ્યોછે અને દિનપરદિન વધતો જાયછે. કેટલાંક માણસો આખી દુનિયાંની મુસાફરી કરેછે. જે મુલકમાં મુસાફરી કરવી હોય તે મુલકનો કોઇ ભોમીઓ સાથે હોય તો ત્યાંનાં ઐતિહાસિક વગેરે જોવાલાયક સ્થળો જોવાનું રહી જવાનો સંભવ નથી; વળી મુસાફરીવાળા મુલકનો નકશો, તેમજ તે મુલકના વર્ણનનું પુસ્તક મળતું હોય તે સાથે રાખવામાં આવે તો અગત્યના સ્થળો જોવાનું ચૂકથી રહી જતું નથી.

# આત્મશ્રદ્ધા-સ્વાશ્રય.

બાળકને આ ગુણ કુદરતે બહોળે હાથે અર્પેલોછે. મોટી ઉમરનાં માણસોને ઘણાં કામો અશક્ય લાગેછે, પણ બાળકની નજરે કોઇ પણ કામ ન બને તેવું છેજ નહીં. પ્રખ્યાત નેપોલ્યન બોનાપાર્ટ કહેતો કે દુનિયાંમાં કોઇ કામ અશક્ય નથી. અમુક કામ જો મનુષ્યથી થઇ શકતું નથી તો તેટલી તેની શારીરિક, માનસિક કે આત્મિક શકિતઓની નબળાઇ છે; ઉત્સાહ, આગ્રહ ને હિંમતની ખામી માત્ર છે. જે કામ એક માણસથી બન્યું તે બીજાથી કેમ ન બને ? કાળા માથાનું માનવી દઢ નિશ્ચયથી અને સતત પ્રયત્નથી ચહાય તે કરી શકેછે. અપૂર્વ શ્રમથી સૃષ્ટિમાં શું સિદ્ધ થઇ શકતું નથી ? એ પ્રમાણે નેપોલ્યનના નેત્રવડે આપણે નિહાળીએ તો દરેક બાળક નેપોલ્યન બોનાપાર્ટનો જાણે અવતાર છે! બાળકમાં જેટલી આત્મનિષ્ઠા છે તેટલી બીજા કોઇમાં જોવામાં આવતી નથી. દરેક કાર્ય બાળકને શકય જણાયછે, તેથી તેને પાર પાડવા તે અતિશય શ્રદ્ધાથી મથન કર્યા કરેછે.

માબાપોએ બાળકોનાં આત્મવિશ્વાસ અને આત્મસામર્થ્યના ગુણને ઘટતું ઉત્તેજન આપતાં રહેવું જોઇએ. હરકોઇ કામ તે પોતાના બાહુબળથી કરવા માગતું હોય તો તે માટે બને તેટલો તેને યત્ન કરવા દેવો જોઇએ. " તારાથી એ નહીં થાય " એવું નિરાશાજનક વચન તેને કદી કહેવું નહીં જોઇએ. રમકડાં વગેરે ચીજો ઘરમાં લાવવા મૂકવા વગેરેનું કામ તે પોતાની મેળે કરી શકતું હોય તો તે તેનેજ કરવા દેવું જોઇએ. પોતાનું કામ પોતાને હાથે કરવાની અને તેને માટે ચાકર વગેરેપર આધાર નહીં રાખવાની તેને મૂળથીજ આદત પાડવી એ ઇષ્ટ છે, પછી ભલે એવાં કામ આરંભમાં બરાબર સંતોષકારક ન થાય, તેની ફિકર નહીં. મૂળ-મંડાણમાં એવી બાબત ઉપર બહુ ધ્યાન આપવું નહીં જોઇએ. બાળક

ઉંધું પડયું હોય ને ચતું થવાનો યત્ન કરતું હોય તો તેવો યત્ન તેને કરવા દેવો જોઇએ. ચાલવાનો યત્ન કરે તો ચાલવા દેવું જોઇએ. જો જરૂર હોય તો તેને જોઇતો ટેકો આપવો, પણ જ્યાંસુધી તે એ માટે મહેનત કરતું હોય ત્યાંસુધી તેને ચતું કરી દેવું નહીં જોઇએ. ચાલવાની શકિત આવી હોય છતાં ચાલવા ન દેવું, તેમજ સીડીપર ચડવાનું હોય ત્યારે એક પણ પગથીયું ચડવા ન દેતાં કેડે બેસાડી ઉપર લેઇ જવું, એ પ્રમાણે કરીને તેને અપંગ જેવા બનાવવાની તજવીજ કરવી નહીં જોઇએ.

બાળકને તેનું એવું પરચુરણ કામ કરી આપવું નહીં, પણ તે પોતાની મહેનતથી સ્વતંત્રપણે તેવું કાંઇ કામ કરી બતાવે તેવી તેને તક મળવી જોઇએ, કે જેથી કરીને તે આત્મબળ ઉપર આધાર રાખનાર નીવડી શકે, મુશ્કેલીમાં જાતભરોસો રાખી શકે અને કુદરત સાથે વધારે સંબંધમાં આવી શકે. એ પ્રમાણે હોવાથી બાળક તમારી નજરથી દૂર હોય ત્યારે તેમનાપર જોઇતો વિશ્વાસ રાખવામાં તથા તેમને પોતાના પ્રયત્નમાં યોગ્ય છૂટ લેવા દેવામાં બીવું નહીં જોઇએ.

પોતાના ઉપર આધાર રાખતાં, સ્વાશ્રયી થતાં તેને સહજ મુશ્કેલ લાગે તેની ચિંતા કરવા સરખું નથી. આત્મબળના—ઇચ્છાબળના દૈવી ગુણને જેટલો બને તેટલો પોષવો અને ખીલવવો જોઇએ કે જેથી તેઓ ભવિષ્યમાં પારકી આશાપર જીવન ન ગાળતાં સ્વપરાક્રમી થઇ જેમ પોતાને તેમજ બીજા અસંખ્ય મનુષ્યોને ઉપયોગી થઇ પડે.



# બાળકોને અપંગ સરખાં બનાવશો નહીં.

પોતાના જોવામાં આવે તેવાં જૂદીજૂદી જાતનાં ઘણાં કામો પોતાને હાથે કરવાની પ્રત્યેક બાળકમાં હોંસ ને ઉલટ કુદરતે મૂળથીજ મૂકેલીછે, તેથી તેમનાં શરીરમાં શક્તિ આવ્યાથી તેઓ નાના પ્રકારનાં કામો પોતાના હાથથી કરવાનો ઉમંગ તથા ઉત્સાહથી યત્ન કરવા માંડેછે, ત્યારે મા અથવા બાપ વગેરે તેને તે કામ કરવાની ના પાડેછે અને કહેછે કે "તારાથી એ નહીં બને અથવા બગડશે, તને બહુ વાર લાગશે અગર તને વાગશે, તું પડી આખડી જઇશ, તું થાકી જઇશ, ઢોડી ઢોળી બેસીશ, તારા હાથ પગ બગાડીશ, કે કપડાં પલાળીને ખરાબ કરી નાખીશ," ઇત્યાદિ, ઇત્યાદિ, ઇત્યાદિ. એ પ્રમાણે જે કામ પરત્વે જેમ કહેવું તેમની નજરમાં ઠીક લાગે તે પ્રમાણે કહીને બાળકને કામ કરતાં અટકાવવાનો યત્ન કરેછે, અને જે કામ તેમનાથી સામાન્ય રીતે બની શકે તેમ હોય તે કામ પણ તેમને કરવા દેતાં નથી, તેથી એવાં બાળકો નાસીપાસ થઇ જતાં તે બાપડાં કાં તો રડી પડેછે અથવા તે કામ કરવા દેવાની હઠ પકડેછે.

બાળકથી સ્વતંત્રપણે બીલકુલ નજ બને તેવાં કામો તેને કરી આપવાની અગર અઘરા કામોમાં તેને મદદ આપવામાં અડચણ નથી, પરંતુ જ્યારે અને ત્યારે લે તને તેડું, લે તને નવરાવું, લે તને ખવરાવું, લે તને પીવરાવું, લે તને કપડાં પહેરાવું, એમ કહીને જે કામ તે પોતે કરી શકે તેમ હોય તેવાં કામ પણ વખતોવખત કરી આપીને માબાપ તેને વગર ઇરાદે પણ અપંગ સરખા બનાવવાનું કરેછે તે ઇચ્છવા યોગ્ય નથી. બાળક કોઇ કામ બરાબર ન કરી શકે, અથવા તેમાં કાંઇ ભૂલ કરે તેમ હોય તોપણ તે કામ કરવાનો તેને યત્ન કરવા દેવો જોઇએ, કેમકે એમ કરતાં કરતાં પોતાનું કામ બરાબર કરવાનું મહાવરાથી તે શીખી જશે.

બાળકને જેમ તેનું પોતાનું કામ તેમજ કેટલુંક પોતાનાં માબાપનું કામ પોતે કરવાનું સ્વાભાવિક રીતેજ બહુ ગમેછે તેથી તેનાથી થોડું ઘણું પણ બની શકે તેવું કામ તેને કરવા દેવું, પરંતુ તેની હોંસ ને ઉમેદને ભાંગી નાખવી નહીં. તે જે કામ કરે તેમાં જો તેને કાંઇ અડચણ આવે તેમ હોય તો તે અડચણને માબાપે બનતાં સુધી ખસેડવી નહીં, પરંતુ તે અડચણ તેને ખસેડતાં શીખવવું જોઇએ. સહેલામાં સહેલું ગણાતું હોય એવું પણ કોઇ કામ અનુભવ કર્યા વગર આવડતું નથી. અનુભવ જ્ઞાનને પાકું ને ખાતરીભરેલું કરેછે. સોયમાં દોરો પરોવવો એ કામ નજીવું ગણાયછે, પરંતુ તેનો પણ અનુભવ કર્યા વગર તે આવડી જતું નથી. છોકરાંઓ પાસે કામ કરાવીનેજ તેમને તે કામ શીખવવું જોઇએ તથા તે તેમને આવડે પણ ત્યારેજ. તળાવ વગેરે જળાશયમાં માણસો તરવાની કસરત કરતાં હોય તેના કાંઠાપર કોઇ માણસ વર્ષોનાં વર્ષો સુધી ઉભો રહીને તે જોયા કરે તોપણ તેથી તેને પોતાને કદી તરતાં આવડે નહીં, પરંતુ તે જ્યારે અનુભવી માણસની દેખરેખ નીચે જળાશયમાં ઘણીવાર ઉતરીને તરતાં શીખવાનો જાતે અનુભવ કરે ત્યારેજ તે તેને આવડે.

તેજ પ્રમાણે બાળકોને કેડે બેસાડીને આંટા માર્યાથી તે કદી ચાલવા શીખશે નહીં, માટે સમય આવ્યાથી જેમ તેમને ચાલતાં શીખવવામાં આવેછે તેમ તેમને ચાલતાં શીખવવું, તથા તેઓ થાકે નહીં ત્યાંસુધી તેમને ચાલવા દેવાં જોઇએ, પણ ખોટું હેત કરીને તેમને વગર કારણે કેડે બેસાડીને ફેરવવાં નહીં જોઇએ, કેમકે તેમ કર્યાથી તેમને ચાલવાની કસરત જોઇએ તેવી મળતી નથી એટલે તેના પરિણામે તેઓ શરીરે નિર્બળ રહેછે.

છોકરાંને થોડીઘણી શક્તિ આવતાં તેમને પોતાની મેળે ખાવા દેવું, પીવા દેવું, ન્હાવા દેવું, કપડાં પહેરવા દેવાં, ઘરમાંથી તેમને પોતાને કે માબાપને જોઇતી ચીજ ઉપાડીને કે ઘસરડીને લાવવા દેવી, તે પછી તેની

જગોએ પાછી મૂકવા દેવી. પોતાનાં રમકડાં લેવાં ને પાછાં તેના સ્થળે ગોઠવવાં દેવાં અને એવું એવું બીજું પણ થોડુંઘણું કામ બીજાની મદદ વગર તેમનાથી બને તેમ હોય તે તેમની શક્તિ ને ઇચ્છાનુસાર તેમને વખતોવખત કરવાં દેવું; ખાતાં પીતાં કપડાં વગેરે બગાડે તેની બહુ દરકાર કરવી નહીં. અમુક કામો કરવામાં તેમને કાંઇ વિલંબ લાગે તો તે બાબતમાં તેમને કાંઇ સૂચના આપવી ઘટતી હોય તો તે એમને આપવી તથા તે કામ ફરીફરીને કરવાની તેમની ઉલટ ને હિંમતને ઉત્તેજન દેવું, પણ તેમને ધમકાવીને નિરાશ કરવાં નહીં. કોઇપણ માણસ એવાં કામ શીખીને જન્મેલ નથી, પણ તે મહાવરાથી ધીમે ધીમે તેમને આવડેછે. કોઇ કામ તેમનાથી ન થાય અગર કોઇ કામમાં તેઓ નિષ્ફળ થાય તો તેથી કંટાળો ન લાવતાં ફરીથી યત્ન કરવાનું તેમને શીખવવું, એટલે સૌ આવડશે. માબાપો પોતે પણ ક્યાં શીખીને અવતર્યાં હતાં? જૂદીજૂદી તરેહનાં કામ તેમને કરતાં શીખવવું એ પણ બહુ ઉપયોગી કેળવણી છે.

કેટલાંક શ્રીમંતો અને રાજ્યાધિકારી વર્ગના માણસો નિશાળે જતા પોતાનાં બાળકોનાં પુસ્તકો અને છત્રી વગેરે તેમને ઉપાડવા દેતાં નથી પણ તે ઉંચકવા માટે ચાકરને તેમની સાથે મોકલેછે, કેમકે એવું કામ પોતાના બાળકના હાથે કરાવવું એ પોતાના દરજ્જાથી તેઓ હલકું સમજેછે! લાયક ઉમરનાં થયા છતાં કેટલાંક માણસો બાળકને નિશાળે મૂકવા અને તેડવા માટે સાથે માણસ મોકલેછે પણ એવી મોટાઇ કશા કામની નથી, કેમકે તેથી ભવિષ્યમાં એવાં બાળકો પરતંત્ર સ્થિતિમાં રહ્યા કરેછે, માટે જે કામ તેઓથી જાતે થઇ શકે તેમ હોય તે તેમના હાથથીજ કરાવવું એ સલાહકારક છે, કેમકે નહીંતો ભવિષ્યમાં તેઓ પરતંત્ર સ્વભાવનાં, અન્યનાં ઓશીયાળાં, અણઘડ, આળસુ કે ડોળી થવાનો ઘણો સંભવ છે.

# જાતમહેનત.

ઉદ્યોગની વૃત્તિ બાળકોમાં સ્વાભાવિક રીતે મૂળથીજ હોયછે તેથી એક ઠેકાણે સ્થિર થઇને નકામું પડયું રહેવું તેમને બીલકુલ ગોઠતું નથી, પરંતુ કાંઇપણ હીલચાલ કરવાનું કુદરતી રીતે ઘણું ગમેછે તેથી જેવી તેમને કાંઇક શારીરિક શક્તિ પ્રાપ્ત થાય એટલે તુરત એ મહા ચપળ જીવડા પારણા કે પથારીમાં મુડદાળ જેવાં થઇ પડ્યાં ન રહેતાં હાથ, પગ હલાવવા માંડેછે. કોઇ તેમને તેડે ત્યારે પણ હાથ પગ વગેરે અવયવોની પોતાને ગમે તેમ હીલચાલ કરેછે. ચાલતાં શીખ્યા પછી પગ વાળીને ન બેસતાં જયાંત્યાં દોડયાં ને કુદયાં કરેછે, અને એ પ્રમાણેની કસરત કરીને પોતાના ઉધરભાવમાં આગળ વધેછે ને આરોગ્યનું સુખ અનુભવેછે.

બાળક હરતાંફરતાં થાય, મોટાં થતાં જાય, તેમતેમ તેમની એ કુદરતી શકિતનો માબાપોએ યોગ્ય ઉપયોગ કરવો જોઇએ. કામ વગર તેઓ ઘડીભર પણ શાંતિથી બેસી શકતાં નથી, તેથી તેમની એ વૃત્તિને પોષવા માટે અનુકુળ હોય તેવું તેમની પાસેથી થોડુંઘણું કામ માબાપે વખતોવખત લેતાં રહેવું જોઇએ. અમુક જગોએ કાંઇ ચીજ પડી હોય તે તેમની પાસે મંગાવવી, અમુક ચીજ ઘરમાં અમુક ઠેકાણે હોય તે પ્રસંગ હોય ત્યારે અમુક માણસને તે લાવી આપવાનું તેને કહેવું; એ પ્રમાણે નાના પ્રકારનાં કામો તેની પાસે વખતોવખત કરાવીને તેમને ઘટતું ઉત્તેજન આપ્યાથી તેઓ બહુજ રાજી થશે, તેમજ ઉમંગથી કામ કરવાની તથા માબાપનો હુકમ ઉઠાવવાની તેમને ટેવ પડશે.

દંતકથામાં જણાવ્યા પ્રમાણે ટીટોડાએ મહાસાગરમાંનું પાણી ખાલી કરી નાખવાની પોતાનામાં શક્તિ માની જેમ તે કામ આરંભ્યું હતું તે પ્રમાણે બાળકને પણ આપબળ ઉપર અપૂર્વ શ્રદ્ધા હોવાથી કોઇ પણ કામ પોતાથી નહીં બની શકે તેમ તેને લાગતુંજ નથી! માબાપને મનથી

જણાતાં અશકય કામો પણ તેના મનથી શકય લાગેછે, અને તે પાર પાડવાને તે ઘણુંજ આતુર હોયછે. "તને લાગશે," "તારો હાથ પગ ભાંગશે," અથવા તને બીજી રીતનો ઇજા થશે, "તારૂં ગજું નથી તેથી એ કામ તારાથી કદી નહીં થાય." વળી "તું થાકી જઇશ," એમ ઘણાં માબાપ ઘણીવાર કહ્યાં કરેછે ને અમુક કામ કરવા માટે તેને ધમકાવેછે એમ છતાં બાળક તે પોતાને કરવા દેવાની ઘણી વાર હઠ કર્યા કરેછે તથા લાગ મળતાં એ કામ પોતે કરવા મંડી જાયછે, એમ સૌના જોવા જાણવામાં આવ્યું હશે. જાતે કામ કરવાને તે બહુજ ઉત્સુક હોયછે. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું વગેરે પોતાને લગતાં કામ, તેમજ જે કામ બીજાને કરતાં જુએ તે કામ તે જાતે કરવાને ઇચ્છેછે. જાત મહેનતથી કામ કરવામાં તેને બહુજ પ્રેમ ને સંતોષ ઉત્પન્ન થાયછે. કોઇ પણ કામ પોતે નહીં કરી શકે તેમ તેને કદી લાગતુંજ નથી! "અશકય" શબ્દ બાળકના શબ્દકોષમાં દ્રષ્ટિગોચર થતો નથી, અને તમે તેને કાંઇ પણ કામ નહીં આપો તો તે પોતાની મેળે પોતાની અક્કલથી કાંઇપણ કામ પોતાને માટે ખડું કરશે તથા તેમાં તે ઉત્સાહ પૂર્વક પ્રવૃત્ત થઇ જશે! પછી ભલે તેમાં તે પરિણામે સફળ થાય કે નિષ્ફળ થાય.

ઘણાં માબાપ પોતાના દીકરા તેમજ દીકરીને ભવિષ્યમાં તેમને સંસારવ્યાવહારમાં ઉપયોગી થઇ પડે તેવાં વિવિધ પ્રકારનાં ઉપયોગી કામ કરવાની નાનપણમાં ટેવ પડવા દેતાં નથી, અને પછી તે મોટાં થયે તેમને તે બરાબર આવડે નહીં તેમજ તેમનામાં કાર્યદક્ષતા જણાય નહીં, ત્યારે એવાં માબાપ પોતેજ અભિપ્રાય આપેછે કે "એનામાં બે બદામની પણ ઓણી નથી!" કામની હથોટી જેવી નાનપણમાં પડેછે તેવી મોટપણમાં કદી પણ પડી શકતી નથી, એમાં બે મત છેજ નહીં.

કોઇ પણ શારીરિક મહેનતનું કામ એ ચોખ્ખી મજુરી—ગદ્ધાવૈતરૂં છે એમ ઘણાં માબાપ સમજતાં હોવાથી તેઓ પોતે પણ ઉત્સાહપૂર્વક કાંઇ

કામ કરતાં નથી, અને કદાપિ કાંઇ કામ કરવાની તેમને ફરજ પડે તો તે ન છૂટકે નિરૂત્સાહથી કરેછે. આ પ્રમાણેની તેમની મનોવૃત્તિ હોવાથી પોતાનાં બાળકોને પણ ઉમંગભેર ને કાળજીપૂર્વક કામ કરવાને તેઓ પ્રેરણા કરતાં જણાતાં નથી. કામ કરવામાં તેમને પોતાને કંટાળો આવ્યા કરેછે. કંટાળા વગરનું કોઇ કામ નથી, પણ તેનાથી કોઇએ કદી કંટાળવું જોઇતું નથી, કેમકે જે કામથી કંટાળ્યું તે ફત્તેહથી પણ કંટાળ્યું સમજવું.

જે મનુષ્ય જીંદગીને ચાહતું હોય તેણે મહેનત કરવી જોઇએ, કારણ કે જીંદગી મહેનતની બનેલી છે. મહેનત કરવી એ ઘણાખરાં માણસને કડવી લાગેછે, પણ તેનાં ફળ મીઠાં છે—મધુરાં છે. આ દુનિયાંમાં દરેક ચીજનું તથા દરેક ચમત્કારનું મૂળ મહેનત છે. મહેનત વગર કશું મળતું નથી, મહેનત વગર મનની મુરાદ પાર પડતી નથી, વળી મહેનત એ જેમ તનદુરસ્તી મેળવવાનું તેમજ તે સાચવવાનું પણ ઉત્તમ સાધન છે. મહેનતથી જેવી મીઠી નિદ્રા આવેછે તેવી આળસ્યથી કદી આવતી નથી. આળસ્ય એ કરજની તથા ભીખની કુંચી છે. કામ કરવાની શકિત હોય છતાં બીજાની મહેનતપર જીવવું એ એક જાતની હરામખોરી છે.

માત્ર અપવાદ સિવાય ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અકસ્માતથી કદી પણ થઇ શકતી નથી; પ્રબળ ઇચ્છાશકિત અને દઢ નિશ્ચય વગર કોઇ મહાન્ કાર્ય પાર પડતું નથી. પ્રારબ્ધ ઉપર આધાર રાખી પોતાના અભ્યુદયને માટે પ્રયત્નશીલ થવામાં પાછી પાની કરવી એ મનુષ્યના મનની કદી નહીં ઇચ્છવા યોગ્ય નબળાઇ છે. ઉદ્યમ વિનાનું ભાગ્ય લૂલું છે. આપબળ સરખું બીજું કોઇ બળ નથી, ઉદ્યમ કર્યા વિના કદી ઉન્નતિ થતી નથી. પુરુપાર્થ કર્યા વિના સારૂં પ્રારબ્ધ બંધાતું નથી.

તન, મન તથા આત્માની ગુપ્ત શકિતઓ ઉદ્યોગના પ્રતાપથીજ ખીલેછે તથા પ્રકાશમાં આવેછે. ઉદ્યોગ એ ફતેહની કુંચી છે અને એ કુંચીથીજ યશનો દરવાજો ઉઘડેછે. પ્રૌઢ અને ઉચ્ચ અભિલાપાથી ઉદ્યોગનું સાવધાનતાથી

જેઓ સેવન કરશે તેમને કોઇ પણ ચીજ અસાધ્ય નથી. આખું જગત્ ઉદ્યોગને આધિન હોવાથી પૂરતા પ્રયાસવડે મનવાંછિત ફળ મેળવી શકાયછે. સતત ઉદ્યોગ ઓછી બુદ્ધિની ખામીને પણ ઘણે દરજ્જે ઢાંકી દેછે.

જો તમારાં તન, મનને આરોગ્ય રાખવાં હોય, જીંદગી લાંબી મુદત સુધી ટકાવી રાખી સુખી જીવન ગાળવું હોય, આનંદમાં રહેવું હોય, નાના પ્રકારનાં દુઃખ, દરદ અને ફિકરચિંતાથી મુક્ત થવું હોય; સુધારામાં, સત્તામાં અને શાણપણમાં આગળ વધવું હોય, પ્રતિષ્ઠા પામવી હોય, નામના મેળવવી હોય અને ઇશ્વરપ્રિય થવું હોય તો કામ કરો. નાનાં અને મોટાં, સધન અને નિર્ધન, સ્ત્રી અને પુરુષ એ સૌએ પોતપોતાને અનુકુળ પડે તેવી દરરોજ જાતમહેનત કરવી જોઇએ. કામને વેઠ કે વૈંતરું સમજવું નહીં જોઇએ. જાતમહેનત એ અનેક સુખનું સાધન છે. જે જાતમહેનત કરવાનું જાણતો નથી, તે સુખ એ શું ચીજ છે તે સમજતો નથી. માત્ર રોટલો પેદા કરવા માટેજ કામ કરવું અને નહીંતર નહીં, એમ કદી પણ ધારવું નહીં. પોતાનું કામ બનતા સુધી પોતેજ કરવું; બીજા ઉપર જેમ ઓછો આધાર રહે તેમ સારૂં. તનદુરસ્તી જાળવી રાખવા માટે મનને સદા આનંદમાં રાખવા માટે અને દુનિયાંમાં આગળ વધી જન-મંડળને-કોઇ પણ રીતે ઉપયોગી થઇ પડવા માટે પોતાની શકિત અને સ્થિતિને અનુસરીને દરેક માણસે જાતમહેનત કરતા રહેવું એ ઇષ્ટ છે. જાત મહેનત વિના હાડકાં કસાતાં નથી, જાતમહેનત વગર ઇચ્છિત ફળની પ્રાપ્તિ થતી નથી, તેમજ જાતમહેનત વગર આપકર્મી કદી પણ થવાતું નથી. જાતમહેનતનો પ્રતાપ અદ્‌ભૂત અને અલૌકિક છે, ઉત્તમોત્તમ છે, એમ માબાપે સદા સ્મરણમાં રાખીને તે પ્રમાણે વર્ત્તવાને પોતાનાં સંતાનોને પોતાના દાખલાથી સર્વદા સૂચના ને સલાહ આપતાં રહેવું જોઇએ.

# સ્વતંત્રતા

ઘણાંખરાં માબાપોને કેવાં કહ્યાગરાં છોકરાં જોઇએ છીએ તે હું અનુમાનથી કહું ? તેને બેસો કહો તો બેસે, ઉઠો કહો તોજ ઉઠે, ખાઓ કહો તો ખાય અને પૂછ્યા વિના પાણી પણ ન પીએ, એ પ્રમાણે માત્ર તેમના હુકમ પ્રમાણે ચાલનારાં છોકરાં હોય તો તે તેમને બહુજ ગમે ! પોતાની બુદ્ધિ કે મનની વૃત્તિ પ્રમાણે ચાલવાનું કરે તે તેના મુરબ્બીઓને મુદ્દલ ગમે નહીં, કેમકે તેઓ બાળકોનો કોઇપણ પ્રકારનો અખત્યાર માનતાં નથી, અને પોતાનું ચાલે ત્યાં સુધી તેમને કાંઇપણ છૂટ આપવાને તેઓ રાજી પણ હોતાં નથી; પરંતુ એ બાબતમાં આટલું યાદ રાખવા સરખું છે કે તેમને ગુલામ જેવા કરી નાખવાં, ને ઉમરે વધતાં જાય તોપણ તેમને સ્વતંત્રપણે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરી કાંઇ કામ તેઓને કરવા ન દેવું, તેમજ તેમના વિચાર દર્શાવતાં તેમને વારવા એ કોઇ રીતે ઇષ્ટ નથી. બાળકો માત્ર માબાપની ઇચ્છા પ્રમાણેજ કામ કરે, વળી તે તેમની સાનિધ્ય કામ કરે, અને પોતાની માનસિક વૃત્તિ તેમજ વિચારશકિતનો કાંઇપણ ઉપયોગ કરતાં શીખે નહીં, તો તેનું પરિણામ એવું આવવાનું કે ભવિષ્યમાં પોતાની અક્કલ પ્રમાણે—સ્વતંત્રપણે તેઓ કશું મહત્વનું, જોખમદારીનું કે પોતાના બચાવનું કામ હિંમતથી કરી શકશે નહીં, અને સ્વાશ્રયી ન થતાં બીજાપર આધાર રાખનાર તથા પોતાની માનસિક દુર્બળતા દાખવનાર નીવડશે. પોતાના આત્મબળ ઉપર આધાર રાખી શકશે નહીં, વિકટ અને અઘરાં જણાતાં કામો કરી શકશે નહીં, તેમ તે કોઇ જાતનો સાહસ ખેડી શકશે નહીં, પણ લાચારીથી બીજાઓની સત્તા ને અધિકારમાં તેમને રહેવું પડશે, એટલે પછી દાસત્વ એજ તેમનો સ્વભાવ થઇ પડશે.

નાનાં બાળકો પોતાની ઇચ્છા પ્રમાણે વર્ત્તવા કેટલાંબધાં આતુર હોયછે, તથા તે માટે કેટલીક વાર તેઓ કેટલો બધો આગ્રહ કરેછે, અને તેની મરજી પ્રમાણે ન કરવા દેવાથી તેનું દિલ કેટલુંબધું દુભાયછે, એનો માબાપને શું થોડો ઘણો પણ અનુભવ નથી? હોય છેજ, અને એ ઉપરથી પણ શું એમ સ્પષ્ટ નથી સમજાતું કે કુદરતે તેમનાં અંતઃકરણમાં સ્વતંત્રપણાનાં અંકુર જન્મથીજ મૂકેલાછે!

બચ્ચાંને આજ્ઞાપાલક કરવાં એ ઠીક છે, તેમને એકદમ વધારે પડતી છૂટ ન આપવી એ પણ સારૂં છે; વળી તેમની તનદુરસ્તીને હાનિ થાય, ધર્મ કે નીતિનો ભંગ થાય, કે બીજાને નાહક નુકસાન થાય એવાં કામો તેઓ કરવાં માગે તો તેમાં તેમને અટકાવવાં, અને સ્વતંત્રતાનો ગેરઉપયોગ થવા ન દેવો એ પણ ઇષ્ટ છે, પરંતુ તેમનાં કામ તેવાં ગેરરીતનાં ન હોય છતાં તેમાં વખતોવખત માબાપ વગેરેએ વચ્ચે પડવું, અને તમે આમ કરશો નહીં, અને તેમ કરશો નહીં, એવી આજ્ઞાઓ વારંવાર કરીને માબાપે પોતાનાંજ ડાહપણ પ્રમાણે ચાલવાનું તેમને કહ્યા કરવું અને સ્વતંત્રપણે કાંઇપણ વાજબી કામ કરવાની તેમને છૂટ આપવી નહીં એ કોઇ પણ રીતે પસંદ કરવા લાયક નથી.

સોળ વર્ષના પુત્રને પિતાએ મિત્ર જેવો ગણવો એમ આપણા ધર્મશાસ્ત્રમાં એક ઠેકાણે કહેલુંછે તેને અનુસરીને બાળકો જેમ જેમ ઉમરે મોટાં થતાં જાય, બુદ્ધિશાળી થતાં જાય તેમ તેમ પોતાનો અધિકાર થોડો થોડો ઓછો કરતાં જઇને તેમને યોગ્ય છૂટ આપવી જોઇએ. આપણે સૌ જાણીએ છીએ કે પોતાનો અધિકાર છોડવાનું સામાન્ય રીતે કોઇ પણ વ્યક્તિને ગમતું નથી; બીજાઓ પોતાની સત્તા તળે ગુલામ સરખા થઇને વર્ત્તે તો સારૂં એવી મનુષ્યની જાણે પરંપરાથી ચાલી આવતી વૃત્તિ હોયછે. મોટી વયનાં બાળકો પણ પોતાથી નાનાં હોય તેમની ઉપર પોતાની સત્તા ચલાવવા જાયછે, પરંતુ સમજુ માણસે પ્રત્યેક કામના

પરિણામનો તથા હક, વગર હકનો વિચાર કરવો એ ન્યાય છે. કેટલાક વ્યાપારીઓની પેઠે લેવા દેવાનાં કાટલાં જૂદાં રાખવાં ન જોઇએ ! દરેક વ્યક્તિ તથા પશુપંખીની તાબેદારી જેવી ને તેવી સ્થિતિમાં સદા કાયમ રહેવી ન જોઇએ. હરેક પ્રાણીને સ્વતંત્રતા સ્વાભાવિક રીતેજ બહુ વ્હાલી હોયછે, અને તે મેળવવા માટે તે બનતાં પ્રયત્ન કર્યાં કરેછે. કેટલાક બાળકોને નાનપણમાં ખૂબ અંકુશમાં, દાબમાં અને ધાકમાં રાખેલા હોય તથા તેમની મરજી પ્રમાણે બનતાં સુધી કાંઇ કામ થવા દીધું ન હોય તેવાઓના હાથમાં મોટા થયે જ્યારે સ્વતંત્ર અખત્યાર આવેછે, ત્યારે તેઓ પોતાને એકદમ મળેલા અધિકારનો ઘણો ગેરઉપયોગ કરેછે, સ્વચ્છંદપણે વર્ત્તેછે, અને તેમાંથી કોઇ વખત વંઠી ગયેલા સરખા થઇ જાયછે; તેથી ઉપરમાં સૂચવ્યા પ્રમાણે સારો રસ્તો એજ છે કે બાળકો જેમ જેમ વયમાં વધતાં જાય, કેળવાતાં જાય અને લાયકાત મેળવતાં જાય તેમ તેમ ક્રમેક્રમે માબાપે પોતાનો અખત્યાર વિવેકબુદ્ધિથી કમી કરતાં જઇ તેમને ઘટતી છૂટ આપતા જવું અને પોતાને માથેથી તેટલો ભાર ઓછો કરવો.

---

# તડકા છાંયાનો અનુભવ.

માણુસને જો તડકા છાંયાનો અનુભવ પ્રસંગોપાત મળે તો તેઓ જીંદગીની લડતને માટે બહુજ લાયક નીવડી શકે. જે કાળે જેવી પરિસ્થિતિ તે કાળે તેને બંધએસતા થઇ જવાની તજવીજ કરવી એ ડાહપણભરેલું છે. આ જીંદગીમાં કોઇ વ્યકિતની કે કોઇપણ વસ્તુની સદા એક સરખી સ્થિતિ રહેવાનો સંભવ નહીં સરખો છે. દિવસને અંતે રાત, રાતને અંતે દિવસ, સુખને અંતે દુ:ખ, અને દુ:ખને અંતે સુખ એ પ્રમાણે તડકો અને છાંયો, હર્ષ અને શોક, સંયોગ અને વિયોગ તથા ચડતી અને પડતી વગેરે વગેરે દરેક વ્યકિતના સંબંધમાં કાળક્રમ પ્રમાણે ફેરફાર થયાજ કરેછે, અને એવા સ્થિત્યાંતરમાં જે મનુષ્ય સમયને ઓળખે તથા તેને અનુસરીને વર્ત્તે તેની સાવધાનમાં ગણુના થાયછે. ધૈર્ય અને હિંમત એ મનુષ્યના મનની કસોટી છે.

દુ:ખ ને આપત્તિના અનુભવ વગર બહાદુરીની લાગણી કદી પણ ખીલી શકતી નથી. જેઓએ તડકો કદી પણ અનુભવેલો નથી તેઓને શિતળ છાંયાના સુખનો ખ્યાલ આવી શકતો નથી. જેઓ બહુ તડકો વેઠેછે તેઓને છાંયાની શિતળતા બમણી સુખદાયક થઇ પડેછે, તે મુજબ જેઓ દુ:ખ ભોગવેછે તેઓજ સુખની બરાબર કિંમત કરી જાણેછે.

અવારનવાર અકસ્માતથી આવી પડતાં સંકટો અને વિપત્તિઓ એ માનવ જાતિના મનોબળ, નીતિબળ, બુદ્ધિબળ તથા હૃદયબળની કસોટી કરાવેછે. માણુસમાં કુદરતે મૂકેલી વિધવિધ પ્રકારની માનસિક તથા શારીરિક શકિતઓનો સારી રીતે ઉપયોગ કરવાનો પ્રસંગ જેટલો મુશ્કેલીના સમયમાં આવેછે તેટલો બીજા કોઇ પ્રસંગમાં આવી શકતો નથી. આપત્તિ એ કુદરતી શકિતઓનું યથાર્થ ભાન કરાવેછે. દુનિયાંમાં ઘણા પ્રકારની મુશ્કેલીઓ અને વિઘ્નો વેઠયા વિના તથા તેને ધીરજ, હિંમત અને યુકિતથી

પારપત કર્યા સિવાય ભાગ્યેજ અસાધારણ ફતેહ કે નામના મેળવી શકાયછે. મેંદીમાં જેમ લાલી છુપાઇ રહેલીછે, તેમ આફતોમાં પણ ભવિષ્યના કેટલાક મહાન્ લાભ સમાયેલા હોયછે. દુ:ખનું પરિણામ સર્વદા દુ:ખમાંજ આવતું નથી, સંકટરૂપી શાળામાં અનુભવરૂપી આકરા ઉસ્તાદ પાસેથી જે ઉમદા શિક્ષણ અને બોધ મળેછે તે અંતપર્યંત આબાદ રહેછે. સબુરી, સહનશીલતા, હિંમત અને ખંત પણ એજ શાળામાંથી શીખાયછે, અને એવાજ ગુણથી માણસ નાના પ્રકારની મુશ્કેલીઓને મહાત કરી શકેછે. દુ:ખીઓની અને દુર્દશાવાળાની ખરેખરી દાઝ અને કદર પણ એવાંજ માણસોને હોયછે.

મુશીબતો વેઠનાર અને આફતની આરપાર જનાર એવાં ઘણાં સાધારણ બુદ્ધિનાં માણસો પણ દુનિયાંદારીનું ઘણું ડાહપણ મેળવેછે; એવાંજ માણસો દુનિયાંમાં સારાં ને ચાહવા લાયક થાયછે, અને તેવામાંથીજ કેટલાંક જણ ભૂતળપર પોતાની અનુકરણીય નિશાનીઓ મૂકી જાયછે.

જૂદીજૂદી જાતની વિદ્યાકળામાં તેમજ ઉચ્ચ પ્રકારના સદ્‌ગુણોને અંગે ખરેખરો પુરુષાર્થ બતાવી નામાંકિત થએલાંના દ્રષ્ટાંત જોશો તો નાનપણમાં આપત્તિમાં ઉછરીને મોટી ઉમરનાં થનારમાંથી મળી આવેછે. ઇંગ્રેજીમાં એક કહેવત છે કે " **માણસ નસીબથી મોટો માણસ થઇ શકેછે પણ નસીબના યોગથી તે સારો અને પરાક્રમી માણસ કદી પણ થઈ શકતો નથી.** "

નાનપણમાં નાણા પ્રકરણી બાબતમાં જેઓ ઘણીજ તંગ હાલતમાં તથા બીજાની ઓશિયાળી સ્થિતિમાં હોયછે, તેમને દુનિયાંનો જેવો ને જેટલો અનુભવ પ્રાપ્ત થાયછે તેવો ને તેટલો અનુભવ જેઓ મૂળથીજ પૈસેટકે માલેતુઝાર હોય તેમને કદી મળી શકતો નથી. જેઓ ગર્ભશ્રીમંત હોય તેમને નિર્ધનની નબળી હાલતનું સ્વપ્નું પણ આવતું નથી. લૉર્ડ એલ્ડને તો એટલે સુધી કહેલુંછે કે " જેણે ખરેખરી ને અપૂર્વ નામના મેળ-

વવી હોય, તે કેવળ નિર્ધન હોવો જોઇએ; એક ફુટી બદામ પણ તેની પાસે હોવી ન જોઇએ !"

બીજાનાં દુ:ખ સાંભળવાની હિંમત હોય તેજ બસ નથી, પરંતુ તેવાં દુ:ખ પોતાની ઉપર જો આવી પડે તો તેથી નિરાશ કે નાઉમેદ ન થઇ જતાં તેમાંથી મુક્ત થવાનાં અનુકુળ સાધનો ઉભાં કરી તેને મારી હઠાવવાની કોશીશ કર્યા કરવી એજ પરિણામે હિતકારક છે. જેઓ દુ:ખથી ડરી જાય અને વિપત્તિથી વાંકા વળી જાય તેઓ દુનિયાંમાં ફતેહ-મારી શાની કરી શકે ?

રંજ વિના ગંજ મળતો નથી; હરકત વિના બરકત થતી નથી; તેમ મહેનત મજુરી વગેરે કામ કર્યા વિના ખડતલ થઇ શકાતું નથી. આ દુનિયાંમાં માણસોએ માની લીધેલાં સુખ, વૈભવ ને જાહોજલાલીનાં સાધન વધતાં જાયછે અને તેનો માત્ર શોખ અને મઝાની ખાતર ભોગતાર લેવાથી માણસ નબળો અને નાજુક થતો જાયછે. એવાં નિર્બળ મનનાં માણસો સંકટનું ફકત નામ સાંભળતાંજ ડરી જઇ તે વિષે ફરિયાદ કરવા લાગેછે !

હાલના બાળકોની પરિસ્થિતિ વિષે જો ઉંડા ઉતરીને જોઇએ તો તેઓ જેમ તનથી તેમ મનથી પણ નબળાં થતાં જણાશે. કેટલાંક છોકરાંનો કોઇ હાથ પકડે તો તે રોઇ પડેછે ! સૂર્યનો સાધારણ તાપ, થોડી ઘણી ઠંડી કે મેઘની વૃષ્ટિ વેઠવાનો તેમને કોઇ વાર પણ પ્રસંગ મળેછે તો તેઓ વગર ફરિયાદે ભાગ્યેજ સહન કરી શકેછે. જરા વધારે પડતી શરદી, ગરમી કે હવાનો ફેરફાર થાય તેની અસર તેમની ઉપર થયા વિના કદાચજ રહેછે. તેઓ નજીવી વાતોમાં પણ વખતોવખત કંટાળી જાયછે. તેમનાં હાડકાં કસાએલાં નહીં હોવાથી તેમજ સહજ પણ દુ:ખ સહન કરવાને તેઓ ટેવાએલાં નહીં હોવાથી રમત રમતાં સહેજ વાગી જાય તો રડી ઉઠેછે ! એક મુકી પણ સહન કરી શકતાં

નથી અને સામાને મુક્કી લગાવવા જેટલી હિંમત પણ તેમનામાં હોતી નથી ! તેઓ થોડો બોજ પણ થોડા વખત સુધી ઉંચકી શકતાં નથી. ગાઉ અધ ગાઉ પણ ખુશીથી પગે ચાલી શકતાં નથી, તો કોઇ નવું કામ માથે ઉઠાવવાની હામ તો ક્યાંથીજ ભીડી શકે ? તેઓ " **માંચીમાંના માંકડ** " જેવા રહેછે.

માબાપને ઘટેછે કે પોતાનાં બાળકને એવાં પોચાં પોમલાં ન રાખતાં તેમને થોડાંઘણાં પણ ખડતલ બનાવવાનો યત્ન કરવો જોઇએ, કેમકે તેમની આગળઉપર કેવી હાલત થશે તેની કોઇને ખબર હોતી નથી, અને જન્મથી મરણ પર્યંત એકસરખી સ્થિતિ કોઇની રહેતી નથી, પણ કાળક્રમથી જળ ઘટમાળની પેઠે અવનવા ફેરફાર સ્વાભાવિક રીતે થયા કરેછે એટલું તો સૌને સુવિદિત છે.

---

## વ્યાવહારોપયોગી કેળવણી.

જેઓ માત્ર પુસ્તકપંડિત થયા હોય તેના કરતાં દુનિયાંના સામાન્ય વ્યાવહાર તથા કામકાજમાં નિપુણ થયેલા હોય તેઓ સંસારમાં વધારે ઉપયોગી થઇ શકેછે. ભણેલાની સાથે ગણેલા થવાની ખાસ જરૂર છે. કામકાજના મહાવરાથી જેવી કાબેલીયત મળેછે તેવી ફકત પુસ્તકપાનાંના અભ્યાસથી કદીએ પ્રાપ્ત થઇ શકતી નથી. ઘણું વાંચવાથી માણસ ઘણું જાણે પણ તેથી સંસારવ્યાવહારના કાર્યમાં ઉપયોગી થઇ પડે તેવું દુનિયાંદારી ડાહપણ મેળવી શકે એમ ભાગ્યેજ બની શકે. સંસારમાં વખતોવખત કામ લાગે તેવું જ્ઞાન જે તે કામના અનુભવની શાળામાંથીજ પ્રાપ્ત થાયછે; એવી શાળામાં જેઓ સારી પેઠે પળોટાએલાં હોયછે એમાંથી ખરાં શાણાં, ખરા માલવાળાં, બહુજ છાનીવાળાં તથા કાળબળને જાણવાવાળાં મોટી સંખ્યામાં નીકળી આવેછે.

લોકો સાથે ભેળાયા વગર તેમના સાથે શી રીતે વર્તવું તે શીખાતું નથી. વ્યાવહારકુશળ માણસોનાં સીધા સમાગમમાં વખતોવખત આવ્યા કરવાથી જેવી વ્યાવહારિક કુશળતા સાંપડેછે તેવી કુશળતા માત્ર સાંભળ્યા વાંચ્યાથી પ્રાપ્ત થઇ શકતી નથી. નિશાળની કેળવણી જેમ નિશાળમાં મળેછે તેમ વ્યાવહારિક કેળવણી બહારની દુનિયાંમાંથી વધારે સારી રીતે સંપાદન કરી શકાયછે. લોકો જોડે વ્યાવહારમાં આવીએ તો વ્યાવહારિક શિક્ષણ સહજ સાંપડેછે. જે વ્યાવહાર સમજેછે તે પોતાની ફરજ પણ સારી રીતે સમજેછે. બાળકને ઘરમાં ગોંધી રાખી તરબીયત આપ્યાથી વ્યાવહારિક બુદ્ધિ આવતી નથી પણ માત્ર ઘર સંબંધીનીજ બુદ્ધિ આવેછે. વ્યાવહારિક જ્ઞાનની જેમનામાં ખામી હોયછે તેવાઓને છેતરવામાં ખંધા માણસો ઘણી વાર ફાવી જાયછે.

ઘરનું તેમજ બીજું વ્યાવહારિક કાર્ય કરવામાં નાનપણમાં જેઓ ટેવાએલાં હોતાં નથી તેમનામાં પછી તેવું કામ કરવાની આવડત તથા ત્વરા મોટી વય થયે આવી શકતી નથી, તેથી તે ડોળ જેવાં દેખાયછે. તેમને બતાવેલું વ્યાવહારિક કામ કરવું એ અડવું અડવું લાગેછે તથા તેઓ જો કરવા જાયછે તો તે તેમને ફાવતું નથી, અને અભ્યાસની ખામીને લીધે બરાબર આવડતું પણ નથી. એવા મૂળથી મહાવરા વગર વ્યાવહારિક કામમાં તેઓ મોટા મીંડાં જેવા રહેછે! ચતુર પ્રેક્ષકો સહેલાઇથી તેમને કળી કાઢેછે. અનુભવ કર્યા વગર કદી અનુભવી થવાતું નથી, અને જે તે વાતના અનુભવ વગર સર્વે કાચું સમજવું. તરવાનું શીખવા માગતા હોય તેમણે પાણીમાં પડવું જોઇએ. ગાવાનું શીખવા ઇચ્છનારે ગાવું જોઇએ. હરકોઇ કામ શીખ્યા વગર આવડતું નથી. અનુભવથી જે જાણવામાં આવે તે અંતરથી ખસતું નથી. આ પ્રમાણે હોવાથી પ્રસંગેપ્રસંગે ઘરનાં તથા બહારનાં જાતજાતનાં કામ કરવાની અને પોતાનાં હસ્તકનાં પૈસાનો હિસાબકિતાબ રાખવાની માબાપે બાળકોને નાનપણથી ટેવ પાડવી

જોઇએ. જેઓને નાનપણથી ઘરકામ અને બહારનું બીજું વ્યાવહારિક કામ માથે પડે તેઓ તેમાં બહુ ઘડાઇ જાયછે-ટેવાઇ જાયછે તથા પાછળની જીંદગીમાં એ અનુભવ તેમને બહુજ ઉપયોગી થઇ પડેછે, તથા એવું ગમે તે કામ કરવાનો પ્રસંગ આવેછે તેમાં તેમને કશું મુંઝવણ સરખું થઇ પડતું નથી.

દરરોજ સામાન્ય રીતે વપરાતી ઘરગથુ ચીજોની જાત બાળકોએ ઓળખવી જોઇએ. શાકભાજી, ફળ અને ગંધીઆણું વગેરે બજાર લાવતાં શીખવું જોઇએ. તાજી ચીજ કે વાસી ચીજ છે તેની પરીક્ષા કરતાં આવડવું જોઇએ. બજારમાં તેનો સામાન્ય ભાવતાલ શું ચાલેછે, કઇ કઇ ચીજ કઇ મોસમમાં નવી આવેછે, પોતાના ગામના કયા વેપારી ઇમાનદાર છે, કયા વેપારીની શાખ સારી કહેવાતી નથી તે સાધારણ રીતે તેઓએ જાણવું જોઇએ. બજારમાંથી વેચાતી આણેલી ચીજ વજનમાં બરાબર છે કે ઓછી વધતી છે તેની ખાતરી કરવા કોઇ કોઇવાર તે ચીજ તેમણે ઘેર જોખી જોવી જોઇએ, તેમજ સામાન્ય ચિઠ્ઠીચપાટી લખતાં શીખવું જોઇએ.

અમુક ચીજ ઉંચકીને તે આશરે કેટલા વજનની હશે, ટોપલીમાં ફળ પડ્યાં હોય તે અંદાજે કેટલાં નંગ હશે, અમુક બે ઠેકાણાં વચ્ચેનું અંતર આશરે કેટલું હશે અને અમુક ચીજ આશરે કેટલી લાંબી પહોળી હશે એવું એવું માત્ર જાતિઅનુભવથી તેઓ અટકળી શકે એ પણ એક કેળવણી છે.

લેખાંની કુંચીઓ માત્ર ગોખાવ્યાથી તે ઝાઝી મુદત સુધી યાદ રહેતી નથી, પરંતુ બાળકો જ્યારે એવા વ્યાવહારમાં પડે ને એનો અનુભવ મેળવે ત્યારે તે તેમને બરાબર યાદ રહેછે તથા તેનાં કારણ પણ સમજેછે.

# હુન્નર, વ્યાપાર વગેરે સ્વતંત્ર ધંધોરોજગાર.

સામાન્ય રીતે જોતાં મનુષ્યની બુદ્ધિનું કુદરતી વલણ એકજ પ્રકારનું જોવામાં આવતું નથી, તેથી અમુક એક પ્રકારના ધંધાધાપામાં બધાં માણસો ઉન્નત થઇ શકે તેવું કદી બનતું નથી. એક વ્યકિતને એક પ્રકારનો ધંધો રૂચતો હોયછે તો બીજી વ્યક્તિને બીજી જાતનો ધંધો માફક આવતો જણાય છે; માટે જે વિષયના ધંધા પ્રત્યે જે માણસનું સ્વાભાવિક વલણ, વૃત્તિ કે શોખ હોય તે વિષયનો તેને જો વખતસર મહાવરો કરાવવામાં આવે તો તે બાબતનું જ્ઞાન અને અનુભવ તે સહેલાઇથી સંપાદન કરી શકે, પરંતુ જે ધંધો તેના સ્વભાવને પ્રતિકુળ હોય અથવા તે કરવાની તેનામાં શકિત ન હોય તો તેવા ધંધા પ્રત્યે તેમને કદી પણ પ્રીતિભાવ પ્રકટતો નથી કે અભિરૂચી ઉત્પન્ન થઇ શકતી નથી. જો કે કામ કામને શીખવેછે, પોતે ધારણ કરેલા ધંધામાં ધીમેધીમે અનુભવ ને અભ્યાસથી ધ્યાન પડતું જાયછે; પરંતુ એ કામને અંગે સ્વાભાવિક બુદ્ધિ ને રૂચીવાળા જેટલે દરજ્જે ફાવી શકેછે તેટલે દરજ્જે તેના પ્રત્યેની વગર રૂચીવાળા ફાવવાનો સંભવ ઘણો ઓછો રહેછે.

અમુક માણસનું ભેજું યાંત્રિક કળાને લાયક હોય તેને ભાષા શાસ્ત્રી બનાવવાની માથાકૂટ કરવી એ જેમ નિરૂપયોગી છે, તેમજ ભાષાશાસ્ત્રી થઇ શકે એવા મગજની કુદરતે જેને બક્ષીસ કરેલી હોય તેને મારી મચરડીને યંત્રશાસ્ત્રી બનાવી દેવાના ઉપાય આદરવા એ પણ પરિણામે તેટલુંજ અનિષ્ટ છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોવાથી પોતાના સંતાનની વલણ ને વૃત્તિ કયા પ્રકારના હુન્નર ઉદ્યોગ વગેરે તરફ છે તેનો બરાબર ખ્યાલ આવવા સારૂ તેને જૂદાજૂદા પ્રકારનાં કારખાનાં વગેરે જોવા માટે અવકાશે લેઇ જવાં જોઇએ, તથા તે ઉપરથી તેના મનનું વલણ તપાસી તેની રૂચીવાળા ધંધાની તેને જો તાલીમ આપવા કે અપાવવામાં આવે તો તેમાં તે

દીપી નીકળવાનો ઘણો સંભવ છે, પરંતુ કુદરતી વલણથી વિરૂધ્ધ હોય એવા ધંધાધાપામાં તેને જો જોડવામાં આવશે તો તેમાં તે વખાણવા સરખી કુશળતા અને કામેલીયત કદીપણ પ્રાપ્ત કરી આગળ પડતો ભાગ લેઇ નહીં શકે.

પ્રખ્યાત ફીલસુફ પ્લેટોએ એક વખતે કહ્યું હતું કે સોક્રેટીસ કરીને દાઇને છોકરો હતો તે કહેતો કે "મારી મા તેના ધંધામાં ઘણીજ હોંશિયાર છે, તે છતાં જે બૈરી ગર્ભવંતિ ન હોય તેને તે બચ્ચું જણાવી શકતી નથી." તેજ પ્રમાણે જે માણુસમાં અમુક બાબતની બુદ્ધિ કે સ્વાભાવિક વલણ ન હોય તેને તે વિષયનું ઉપયોગી થઇ પડે તેવું જ્ઞાન હું આપી શકતો નથી.

દરેક માબાપને ઘટેછે કે તેઓ પોતાના દીકરાને સારી રીતે ભણાવવાની તથા તેને પરીક્ષામાં પાસ કરાવવાની જેટલી કાળજી રાખેછે, તેટલીજ કાળજી ચાલતા જમાનાથી જ્ઞાત રહીને તેમના મગજને રૂચતા કોઇપણ ઉપયોગી હુન્નરઉદ્યોગની કેળવણી નાનપણથીજ તેને આપવા-અપાવવાની તજવીજ કરવી જોઇએ. એવું હુન્નર—એલમનું જ્ઞાન સ્વતંત્ર રીતે ઉદરપોષણ કરવાનું જેમ સાધન છે, તેમ અડીભીડીને વખતે તે એક હથિયારરૂપ પણ છે. સુધરેલા મુલકમાં રાજા—બાદશાહ તેમજ બીજા અનેક મોટા માણસો પણ પોતાને પસંદ હોય તેવા અમુક હુન્નરમાં પ્રવીણતા મેળવેછે.

આપણા નામદાર શ્રીમાન શહેનશાહ પાંચમા જ્યોર્જ સાહેબે વહાણ પર રહીને ખલાસીના કામમાં ઘણી પ્રવીણતા પ્રાપ્ત કરેલીછે. સ્વીડનના રાજા કડીયા કામમાં હોંશિયાર છે. ઇટાલીના મરહુમ રાજા ઉમદા બૂટ શીવી શકતા હતા. પ્રુશિયાના રાજા પહેલા ફ્રેડ્રીક વીલીયમે કહ્યું હતું કે—"દૈવયોગે હું કદાપિ મારૂં રાજ્ય તથા મારી બીજી સર્વ ધનસંપત્તિ ખોઇ બેસું તોપણ મારા રંગવાના હુન્નરથી હું મારૂં પોતાનું તેમજ મારા કુટુંબનું ગુજરાન આબરૂથી ચલાવવાને શક્તિવાન છું."

કોઇપણ પ્રામાણિક ધંધાને હલકો ગણવાનો નથી, અને જરૂર પડે તો એવો સ્વતંત્ર ધંધો પ્રામાણિકપણે કરવાથી પોતાનો દરજ્જો ઘટી જવાનો નથી, તેમજ અમુક હુન્નર આપણાથી કેમ શીખાય એમ ધારવું એ પણ ડાહપણ ભરેલું નથી.

સુધરેલા દેશમાં માણસો પોતાને મનગમતો ગમે તે ધંધો કરી શકેછે. એક બાપના એકથી વધારે દીકરા હોય તો તેમાંથી કોઇ સુતાર થાય, કોઇ લુહાર થાય, કોઇ મોચી થાય, કોઇ ઘડીયાળી થાય, તો કોઇ વ્યાપારી થાય ! મતલબ જેને જે ધંધો ફાવે તે એ ખુશીથી કરી શકેછે. મનને રૂચતો ન હોય તોપણ કૂળનોજ ઉદ્યમ કરવો એવો દુરાગ્રહ કે ખોટી શરમ તેમનામાં નથી. આપણા દેશમાં એથી ઉલટોજ રીવાજ છે. અહીં રૂચિ અનુસાર ધંધાની પસંદગી કરવામાં નથી આવતી. સુતારનો દીકરો સુતાર, લુહારનો દીકરો લુહાર, મોચીનો દીકરો મોચી અને ઘાંચીનો દીકરો ઘાંચીજ રહેછે. એવા રીવાજને લેઇને ધોબીનો દીકરો દરજી કે દરજીનો દીકરો મોચી, કે હજામનો દીકરો સુતાર થઇ શકતો નથી !

યાહુદી લોકો પોતાના છોકરાને કોઇ પણ હુન્નર શીખવતા હતા, અને તેમ કરવામાં કસુર કરવી એ, તે છોકરા પ્રત્યે તેમજ પ્રભુ પ્રત્યે ગુન્હો કર્યા સરખું તેઓ ગણતા હતા.

અમેરિકામાં ઘણા શ્રીમંત માણસોના દીકરાઓ પોતાને મનપસંદ કારીગરીના કારખાનાઓમાં જઇને તથા ત્યાંના મજુરો સાથે રહીને અમુક હુન્નરની તાલીમ લેછે, અને કોયલાની રજવાળા હાથ, મોઢું ને કપડાં સહિત સાંજે પાછા ઘેર જાયછે, તેમાં તેઓ જરાએ શરમાતા નથી.

આઇતી દોલત કરતાં વિદ્યા, હુન્નર અને વ્યાપાર વગેરેની કિંમત સેંકડો ગણી વધારે છે. નસીબનું ચક્ર કોઇ વાર અવળું ફર્યાથી ઘરમાંથી નાણું ઘણીવાર ચાલ્યું જાયછે પણ શીખેલો હુન્નર જીંદગી પર્યંત જતો નથી. જેને અમુક હુન્નર ધંધાનું જોઇતું જ્ઞાન છે, તે તેની ખરેખરી

દોલત છે. હુન્નર એ એક ખજાનો છે. વળી તે દેશનું ખરેખરૂં જીવન છે. હરકોઇ દેશની આર્થિક સ્થિતિ સુધારવાનું હુન્નર કળા સરખું બીજું કોઇ સબળ સાધન નથી. જ્યાં ધંધો છે ત્યાં ધન છે, અર્થાત્ હુન્નરી માણસ કદી ભૂખે મરતો નથી.

સાધારણ બુદ્ધિના માણસોએ માત્ર સાક્ષર થવા માટે વર્ષોનાં વર્ષો તે પાછળ વ્યતિત કરવા કરતાં પોતાની માતૃભાષા તથા ઇંગ્રેજી ભાષાનું સામાન્ય જ્ઞાન મેળવી લોકોપયોગી કોઇ હુન્નરઉદ્યોગ હાથ કરી તેવો ધંધો કરવા લાગે તો તેથી તેમને સ્વતંત્રપણે રોજી મળી શકેછે, તેમજ કોઇના ઉણા ઓશિઆળા રહેવું પડતું નથી.

સ્વતંત્ર હુન્નર ઉદ્યોગના દરવાજા સર્વને માટે સદા ખુલ્લા છે; એવા ધંધા રોજગારનું મેદાન બહુ વિશાળ છે. "**મારે તેની તરવાર**" સરખું છે. કોઇ ઉપયોગી હુન્નર હાથ કર્યો હોય તો તે ગમે ત્યાં જઇને કરી શકાયછે, અને એવા હુન્નરી માણસોના લોકો ઘેર બેઠાં ભાવ પૂછતા આવેછે. ખરો પુરુષાર્થ, ખરૂં મહાલક્ષ્મીનું તેજ કોઇ ઉપયોગી હુન્નર કારીગરીના સ્વતંત્ર ધંધામાં તેમ વ્યાપાર રોજગારમાં છે; વળી એવા સ્વતંત્ર ધંધાધાપામાં બુદ્ધિની કસોટી થાયછે, તેનો વિકાસ થાયછે તથા ઝીણામાં ઝીણી ઘણી બાબતો જાણવી તથા તે હમેશાં નજરમાં રાખવી પડેછે, તેમજ લાભ હાનિની તુલના ત્વરિત કરી લેવી પડેછે, પણ નોકરીમાં એવો અવકાશ ભાગ્યેજ મળેછે. નોકરી ચાકરી એ એક રીતે જોતાં નસીબનો વિક્રય છે.

નોકરીના–દાસત્વના દરવાજા ઘણાંને માટે બંધ હોયછે, અથવા કારણસર તે કોઇ કોઇવાર બંધ થઇ જાયછે. ગમે તેવી હલકી નોકરીને માટે પણ ગરજુ થઇને જ્યાં ત્યાં રખડવું પડેછે, લાચારી ભોગવવી પડેછે તથા દીનતા દર્શાવવી પડેછે. કારકૂની જેવી કનિષ્ટ નોકરીમાં બુદ્ધિ તથા તર્કશકિતને કેળવવા માટે જોઇતો અવકાશ ભાગ્યેજ મળી

શકેછે. હિંમત અને ચાતુરી તેમજ હૈવત અને દીર્ઘદષ્ટિ દર્શાવવાના પ્રસંગ પ્રમાણમાં બહુ ઓછા મળી શકેછે.

"**ભીખનાં હાલ્લાં કદી શીંકે ચડતાં નથી.**" એમ આપણે કહીએ છીએ, તોપણ જેમ "**રંડીની નજર હુંડીમાં ને હુંડીમાં**" તેમ ગમે તેવી નાના પગારની પણ સરકારી નોકરી મેળવવાની લાલસા હાલના વખતમાં બહુ વધી ગયેલી જણાયછે. એવી હલકા પગારની સરકારી નોકરીમાં ઝાઝો દમ રહેલો નથી, તોપણ કાળે કરીને તે લોહચુંબક જેવી, જાદુ જેવી અથવા વશીકરણ જેવી આજે થઇ પડીછે. અમે ભણ્યા ગણ્યા, અમને હવે નોકરી જોઇએ છીએ એવો પોકાર આપણા દેશમાં જ્યાં ત્યાં થઇ રહેલો કર્ણગોચર થાયછે.

સુતાર, લુહાર, કડીયા અને હજામ વગેરે કારીગરના છોકરાઓએ સ્વદેશી અને ઇંગ્રેજી ભાષાનું ભાંગ્યુંતુટયું થોડું જ્ઞાન મેળવ્યું, એટલે પછી તેમને પોતાનો સાત પેઢીનો ધંધો આંખના પાટા સરખો આકરો લાગેછે. એવું કાંઇ થોડું ભણતર ભણ્યા એટલે પછી બાપીકો ધંધો રોજગાર કરતાં તેમને ઘણી શરમ આવેછે ! પોતાના ગમે તેવા ફળદ્રુપ ધંધાને પણ તેઓ હલકો ગણેછે, તથા તે કરવાની તેમનાં મનમાં કાયરતા ઉત્પન્ન થાયછે, એટલે નોકરી માટે જ્યાં ત્યાં ફાંફાં મારેછે, અને સારા પગારની નોકરી જ્યાં માત્ર એક ખાલી થાયછે ત્યાં તેને માટે એકાવન અરજીઓ આવેછે! અને નબળા નસીબે નોકરી બાઇનો જોગ કયાંયથી પણ જો થતો નથી તો "**ધોબીનો કૂતરો નહીં વાડનો કે નહીં ઘાટનો**" એ પ્રમાણે "**अतो भ्रष्ट ततो भ्रष्ट**" સરખું થતાં તેઓ પોતાના દેશને નિરૂપયોગી થઇ માથે પડ્યા સરખી સ્થિતિ ભોગવેછે. ભણીગણીને જો તેઓ પોતાના બાપદાદાના ધંધામાં કાંઇપણ સુધારો વધારો ન કરે તો પછી તે ભણતરનું ફળ શું ?

એ પ્રમાણે ખેડૂત કે કારીગરનો છોકરો હાલમાં નિશાળમાં થોડું ભણતર ભણ્યો એટલે તેના બાપીકા ધંધામાંથી તે ઓછો થયા સરખું બનેછે.

એવા છોકરા નિશાળમાં વધારે મુદત રહ્યાથી, તે પછી પોતાનો કૂળઉદ્યમ કદાચજ કરેછે એટલે તેમના બાપીકા ધંધાની તેમનામાં લાયકાત ઘટતી જાયછે; એ પ્રમાણે થતું હોવાથી ઘણા ખેડૂતો તથા કારીગરો પોતાના છોકરાઓને નિશાળમાં ભણવા મોકલવાને અંતઃકરણથી ખુશી હોતા નથી.

બાળકને ચિત્ર કામ Drawing અને નમુના કામ Modeling નું જ્ઞાન મળવું જોઇએ, તેમજ તેમણે પોતાનો કૂળઉદ્યમ જે હોય તે શીખવાની સાથે બીજો કોઇ પણ પ્રકારનો મનગમતો ઉપયોગી એકાદ હુન્નર બરાબર હાથ કરવો જોઇએ. કપડાં શીવવા સરખો હુન્નર આવડતો હોય તો તે પણ ઘણો ઉપયોગી થઇ પડ્યા વગર રહેતો નથી.

બાપદાદાથી ચાલ્યા આવતા હુન્નર, ઉદ્યોગ વગેરેમાં સુધારો વધારો કરવા માટે, ધંધા રોજગાર કે ઉંચા દરજ્જાની નોકરીમાં જોડાવા માટે અથવા પોતાનો વ્યાવહાર સરળતાથી ચલાવવા માટે પોતાની પ્રજાને ઇંગ્રેજી ભાષાનો સારી રીતે વિદ્યાભ્યાસ કરાવવો એ બહુ જરૂરનું છે, કેમકે તે ભાષાના પુસ્તકો વગેરેથી ઉદ્યોગ હુન્નરને લગતી જાણવાલાયક-શીખવા લાયક એવી ઘણી બાબતોનું જ્ઞાન સહેલાઇથી મેળવી શકાયછે તેથી એ ભાષા જેઓ સારી રીતે બોલતાં લખતાં શીખે તેમનાં ધંધાનું ક્ષેત્ર બહુ વિશાળ થઇ શકેછે, અર્થાત્ દુનિયાંના ઘણા ભાગમાં તેમને પોતાનો ધંધો કરવાનું ઘણું સાનુકુળ થઇ પડેછે.

આપણા દેશના ખેડુ તથા કારીગરો બહુ ભાગે અભણ ને અજ્ઞાન રહેવાથી તેઓ પોતાના ધંધામાં આગળ વધી શકતા નથી, તેમજ પોતે એવી કેળવણીમાં કેટલા બધા પછાત રહી ગયાછે તે પણ જાણી શકતા નથી; તેઓએ બાપદાદાથી, પેઢી દરપેઢીથી પોતાના ધંધાને લગતું જેટલું જ્ઞાન મેળવ્યું હોય તેમાં કશો સુધારો વધારો કરવાને તેઓ શક્તિવાન થતા નથી, પણ જો હાલના જમાનાને અનુસરતી કેળવણી લેઇ તેનો યથાર્થ ઉપયોગ કરે તો તેથી તેમને ઘણા પ્રકારના લાભ પ્રાપ્ત થયા વિના રહે નહીં.

જીંદગીમાં સઘળા માણસની હમેશાં સરખી સ્થિતિ રહે એવો સંભવ નથી. ઘણી વાર ધનસંપત્તિ જતી રહેછે, અને અનેક પ્રકારની વિપત્તિ અચાનક આવી પડેછે, તેમજ કૂળઉદ્યમ કે નોકરી હોય તે નષ્ટ થાયછે તેવા પ્રસંગમાં જો તેમની પાસે કોઇ ઉપયોગી થઇ પડે તેવો હુન્નર હોય તો તે તેમને અતિશય સહાયભૂત અને ઉપકારક થઇ પડ્યા વિના રહેતો નથી.

---

## નાગરિક.

નાગરિકનું પદ જેવું તેવું નથી પરંતુ તે બહુ ગૌરવનું, બહુ મહત્વનું તેમજ બહુ માનવંતું છે. સ્વદેશની તથા સમાજની તન, મન અને ધનથી યથાશક્તિ તથા અંતઃકરણપૂર્વક સેવા કરવી એ પોતાનું કર્ત્તવ્ય સમજે એવા ઉત્તમ નાગરિકો સંખ્યાબંધ નિવડ્યા વિના કોઇ પણ પ્રજાના ઉદયની પ્રગતિ કદી પણ થઇ શકતી નથી.

કેળવણીનો ખરેખરો ઉદ્દેશ લાયક નાગરિકો પેદા કરવાનો છે. દેશનાં પુત્ર તથા પુત્રીઓ પોતાની જન્મભૂમિને પરમ પ્રિય માતા સમજી તેના પ્રત્યે અપૂર્વ મમતા તથા દૈવી પ્રેમ દર્શાવે, તથા તેનું ઋણ પોતાની ઉપર સદા રહેલુંછે એમ સમજી માતૃભૂમિની પ્રતિષ્ઠા જાળવવા માટે ગમે તેવો સ્વાર્થ-ત્યાગ કરવો પડે તેમજ ગમે તેવો અંગત ભોગ આપવો પડે તેમાં પાછળ હઠે નહીં, વર્ણ, નાતજાત, કોમ કે ધર્મ વગેરેનો તફાવત નહીં ગણતાં સમભાવના રાખી સ્વદેશીઓને અંતરના ઉમળકાથી, ભ્રાતૃભાવથી સદા ચાહે તથા તેઓનું હિત કરવા, તેમની હાજતો પૂરી પાડવા અહરનીશ ઉત્સુક રહી તેમાં પોતાનો હિસ્સો આપવાનો બનતો યત્ન કરે એવાં સદ્ગુણસંપન્ન સત્પુરૂષો અને સન્નારીઓજ નાગરિક નામના ઉત્તમ બીરદને પાત્ર છે. જે માનવી સ્વદેશ પ્રત્યેની પોતાની ફરજ બજાવે નહીં તે નાગરિક હોવાનો દાવો બીલકુલ રાખી

શકે નહીં; તેમજ જેઓ પોતાની જીંદગી અન્યને થોડીઘણી પણ ઉપકારક થાય તેવા ઉદ્દેશથી તેનો ઉપયોગ કરે નહીં તે ખરો ગૃહસ્થ કહેવાય નહીં.

દેશમાં રાજસત્તા હોય તો રાજસત્તા તરફ, પ્રજા સત્તા હોય તો પ્રજા સત્તા તરફ અથવા રાજા-પ્રજા સત્તા હોય તો તે તરફ હમેશ વફાદાર રહેવાની, તેના કાયદા કાનુનને માન આપવાની, તેમજ સ્વદેશના સાર્વજનિક હિતને માટે યોજેલા કાર્યમાં ખરા દિલથી સહાય થવાની પ્રત્યેક શહેરીની ખાસ ફરજ છે. જો દેશના સારા રાજકારોબારનાં સારાં ફળોનો લાભ લેવાનો તેમને હક છે તો તેજ પ્રમાણે દેશના ઉત્કર્ષને માટે સામાજિક સેવા કરવાનો પણ તેમનો ધર્મ છે, તેને અનુસરીને સ્વદેશ તથા સ્વદેશીઓના અભ્યુદય અર્થે, તેમનો મહિમા વધવા માટે ઉપસ્થિત થતી અનેક પ્રકારની હીલચાલને અંગે નાગરિકોએ અરસ્પરસ બંધુભાવ રાખી હાથમાં હાથ મેળવી અને ખભા સાથે ખભા લગાડી તેવા પ્રયત્નો પાર પાડવા મથવું જોઇએ, અને તેમ કરતાં લોકો વંદે કે નિંદે, વખાણે કે વખોડે તેની તેમણે કશી પરવા ન રાખતાં જે વાજબી લાગે તે કરવામાં પાછી પાની કરવી નહીં જોઇએ.

સ્વદેશમાં શારીરિક, માનસિક, આત્મિક, આદ્યોગિક અને કૃષિ આદિની કેળવણી સારી રીતે વધે, કારીગરોને પૂરતું ઉત્તેજન મળે, નિરૂદ્યમીઓને ધંધો રોજગાર જડે, હાનિકારક રીતરીવાજો દૂર થાય, લોકોની રહેણીકરણીમાં સુધારો થતો જાય, એક બીજામાં સંપ વધે, કુસંપ થતો અટકે, નિર્બળ તથા નિરાશ્રિતને યોગ્ય સહાય મળે, હકદારના હક નહીં ડુબતાં તેનું સંરક્ષણ થાય, દગાફટકા, અપ્રમાણિકપણા, તેમજ જૂદીજૂદી જાતનાં દુર્ગુણો અને દુર્વ્યસનોનો અટકાવ થાય, જૂદાજૂદા પ્રકારના પરોપકારી કાર્યોની સંસ્થાઓ સ્થાપન થાય એવા એવા અનેક જાતનાં દેશોદયનાં કામમાં પ્રવૃત્ત થવું એ નાગરિકોનું કર્ત્તવ્ય છે, તેમાં પૈસાદારે પોતાના પૈસા વગેરેથી, વસીલદારે પોતાના વગવસીલાથી અને ગરીબોએ પોતાની જાતમહેનતથી સ્વદેશની સેવા કરવામાં

પોતાનો ફાળો આપવો જોઇએ. જેમ કેળવણીના પ્રકારનો પાર નથી તેમ સ્વદેશની સેવાની સંખ્યાનો સુમાર નથી.

ઇંગ્લાંડના નૌકાધિપતિ નેલ્સને પોતાના લશ્કરી વાવટા ઉપર ઘણા મહત્ત્વના શબ્દો લખ્યા હતા કે **“પ્રત્યેક ઇંગ્રેજ પોતાની ફરજ બરાબર બજાવશે એમ ઇંગ્લાંડ આશા રાખેછે.”** ઇંગ્રેજ લોકો પોતાના સ્વદેશ પ્રત્યેની જવાબદારી તથા ગંભીર ફરજ સારી રીતે સમજતા હોવાથી તેઓ તેની પ્રતિષ્ઠા જાળવવાના પ્રસંગ મળતાં પોતાની ફરજ બજાવવામાં ઘણોજ ઉત્સાહ અને આગ્રહ રાખતા જણાયછે તે બહુજ પ્રશંસાને પાત્ર છે.

માત્ર ‘પેટોબા’નું પોષણ કરે તેવા શીખેલા ભણેલા કરોડો લોકો હિન્દમાં વસેછે પણ ઉત્તમ નાગરિક તરીકેની પોતાની કારકીર્દી ખૂબ દીપાવે તેવાં મનુષ્યો બહુજ ઓછા–ગણ્યાગાંઠયાજ જોવામાં આવેછે એ પ્રજામતને જોઇએ તેવી રીતે નહીં કેળવ્યાનું પરિણામ છે.

માત્ર ભારબરદારી સરખાં કે બીજાને બોજારૂપ થઇ પડે તેવાં માણસો દેશની ઉન્નતિને માટે કશા કામનાં નથી પરંતુ ઉલટાં તેઓ એક અંતરાયરૂપ થઇ પડેછે. એ પ્રમાણે હોવાથી હિન્દી બાળકો ભવિષ્યમાં સ્વદેશને તથા સમાજને બહુ ઉપયોગી થઇ પડે તેવા પ્રકારે તેમને કેળવવાની યોજના થવી એ ઇષ્ટ છે.

# દોષારોપ.

ઘણાં ખરાં—લગભગ સઘળાં માણસોમાં એવી ટેવ જોવામાં આવેછે કે પોતે કાંઇ દોષ કર્યો હોય અથવા પોતાથી કાંઇ ખોટું કામ થઇ ગયું હોય તો તે ખૂદ પોતે કરેલછે એમ અંગિકાર કરવાને તેઓ કદી ખુશી હોતાં નથી, પરંતુ તેનો ટોપલો બીજાને માથે ઢોળી પાડવાનો અવકાશ હોય કે ન હોય તોપણ તેમ કરવાનો પ્રયત્ન કર્યા વગર તેઓ ભાગ્યેજ રહેછે, અને કાંઇ નહીં તો છેવટ પોતાના શરીરના કોઇ અવયવ અથવા પોતાની કોઇ શક્તિ વગેરેનો તે બદલ વાંક કાઢીને પોતે એ દોષથી મુક્ત રહ્યાનું મનસ્વીપણે માની લેછે !

જેમ કાનને દોષ છે, હસ્તદોષ છે, દૃષ્ટિદોષ છે, બુદ્ધિદોષ છે, સરતચૂક છે અથવા નજરચૂક છે ! પરંતુ અમુક વાતમાં ખૂદ પોતાનોજ વાંક છે એમ તેઓ પોતાના કાનની ખુટ પકડીને કવચિત્જ કબૂલ કરેછે ! જે બ્હેરૂં હોયછે તે પોતે બ્હેરૂં છે એમ ચોખ્ખું કહેવાને ખુશી હોતું નથી પણ પોતે ધ્યાન બ્હેરો કે ધ્યાન બ્હેરી છે એમ કહેછે, એટલે પોતાનું જ્યારે બોલનાર તરફ ધ્યાન હોતું નથી ત્યારેજ પોતે સાંભળતાં નથી, સિવાય પોતે સાંભળ્યા વગર રહેતાં નથી ! એમ સમજાવવાની તજવીજ કરેછે ! મનુષ્યની એવી ટેવ પરંપરાથી ચાલી આવતી લાગેછે.

કોઇ કોઇ બાળકમાં એવી ખાશીયત જોવામાં આવેછે કે તેને જે કામ કરવાનું કહેછે તેથી તે વિરૂદ્ધ કરેછે; દાખલા તરીકે—ઘરમાં અમુક જગોએ પ્યાલો પડ્યોછે તે તું અહીં લઇ આવીશ નહીં એમ તેની મા એવા બાળકને કહે તો તે રાજી થતું ઝટ ઘરમાં દોડી જઇને ત્યાંથી તે પ્યાલો લાવીને તેની સન્મુખ મૂકેછે ! અને તેને કોઇ પ્રસંગે એમ કહેવામાં આવે કે આ રકાબી અહીં પડીછે તે ઘરમાં પેલા કબાટ નીચે તું મૂકી આવીશ નહીં; એ પ્રમાણે તે સાંભળતાંજ એ રકાબી ત્યાંથી લાગલુ ઉચકીને તે કબાટ નીચે તુરત મૂકી આવેછે ! એવી તેની ખાશીયતનો લાભ કેટલાંએક માબાપ કળવકળથી તે પ્રમાણે લેછે, ને પોતાનું મનધાર્યું કામ તે રીતે

તેની પાસે કરાવેછે પરંતુ એ બાળક ઉંધું છે, અવળચંડુ છે, એમ કહીને તેની અવગણના કરતાં નથી. બાળકની એવી ખાશીયત કાંઇ લાંબા વખત સુધી કાયમ રહેતી નથી. મોટાં થયાં પછી તેઓ એ પ્રમાણે કદી કરતાં નથી, પણ માબાપની આજ્ઞા અન્વય અમલ કરેછે.

એ પ્રમાણે વિરૂધ્ધ કરવાની ખાશીયત ડુકરમાં સ્વાભાવિક રીતે હોયછે. ડુકરને જે બાજુ હાંકવું હોય તે બાજુ તરફ તેને જો હાકવામાં આવે તો હાંકનારની મતલબ પાર પડતી નથી. જેઓ ડુકરના ટોળાને ચરાવેછે તેઓ તેમનાં એવા કુદરતી વલણને જાણતા હોવાથી તેમને જમણી ગમ લેઇ જવાં હોય તો તેમને ડાબી ગમ હાંકવાની તજવીજ કરેછે એટલે તેઓ જમણી ગમ ચાલેછે! પરંતુ જો ડાબી ગમ લેઇ જવાં હોય તો જમણી ગમ હાંકવાનું કરેછે, એટલે તેઓ ડાબી ગમ ચાલવા માંડેછે!

નિશાળે બેસાડેલા બાળકો બરાબર ભણતાં ન હોય તો માબાપ પ્રથમ તે બાળકનો દોષ કાઢેછે, પછી તેની શાળાના શિક્ષકનો, પછી તે શાળાની શિક્ષણશૈલીનો; પછી નછુટકે ગ્રહનો અને છેવટે પોતાનાં પ્રારબ્ધનો દોષ કાઢીને પોતાના મનનું સમાધાન કરેછે!

પ્રત્યેક મનુષ્યમાં કાંઇપણ ખોડખાંપણ કે ચેલછા કુદરતી રીતે રહેલી છે, એ પ્રમાણે દરેક મા તેમજ બાપમાં પણ અમુક અમુક પ્રકારની કાંઇ ખામી હોયછે, પરંતુ બાળકની કેળવણી અને ચાલચલણ વગેરેની હરકોઇ બાબતમાં પોતાના વાંકનો ઢાંકપીછોડો કરવા તેઓ તે બાળકનોજ જ્યારે ત્યારે દોષ કાઢ્યાં કરેછે એ અનુચિત છે. કેટલાંક બટકબોલાં બાળક તરફથી કોઇ કોઇ પ્રસંગે વગર પૂછ્યે મળેલી સલાહ અને બાતમી માબાપને બહુજ ઉપયોગી થઇ પડેછે.

અમે એમ નથી કહેતા કે બાળકોમાં કાંઇ દોષ હોતા નથી. છોકરમત અને ચપળવૃત્તિને લીધે પણ તેઓથી કેટલીએક વાર દોષ થઇ જાયછે.

કોઇમાં કાંઇ દોષ ઓહદ્દે ઉતરેલા પણ હોયછે. મનુષ્યમાત્ર દોષને પાત્ર કહેવાયછે, તે પ્રમાણે કેટલીકવાર જેમ રંગમાં દોષ હોયછે તેમ પોતમાં પણ દોષ હોયછે ! મતલબ બાળકોના સંબંધમાં તેમનાં માબાપના પણ ઓછા દોષ હોતા નથી, પરંતુ દોષાદોષના નિર્ણયના ન્યાયનો કાંટો માબાપના હાથમાં હોવાથી તે તુલાનું પલ્લું તેવાં માબાપની તરફેણમાં વખતોવખત નમી જાયછે ! અર્થાત્ ચુકાદાએ એવે વખતે એકપક્ષી રૂપ ધારણ કરેલું જોવામાં આવેછે.

---

## અલક્ષ કરવું–શરમાવવું.

નાના બાળકે કોઇ પ્રસંગે ન્હાનીસુની ચૂક કરી હોય તો તે માટે માબાપે અલક્ષ કરવું; અથવા તેમ કરવું એ સકારણ યોગ્ય લાગતું ન હોય તો તેના ઉપર ગુસ્સે થયાની અવજી મા અથવા બાપ માત્ર નાખુશ ચહેરાથી જો તેને પોતાનો અણગમો દેખાડે તો તેમનો પ્રેમ પોતાના ઉપરથી કમી થયેલો સમજાતાં તેથી તેને ઘણી સારી અસર થવાનો સંભવ છે.

બાળકને તેના કોઇ વાંકને માટે ડારો અથવા ઠપકો દેવામાં આવે તેના કરતાં યોગ્ય યુક્તિથી તેને શરમાવવામાં આવે તો ધારેલો હેતુ વધારે સહેલી ને સારી રીતે પાર પડી શકવાનો સંભવ છે. માબાપને કદાપિ એ પ્રમાણેની સૂચના વાસ્તવિક લાગતી ન હોય તો પ્રસંગ મળતાં એ અખતરો તેમણે અચૂક અજમાવી જોવો જોઇએ.

નાનાં બાળકે કોઇની કાંઇ ચીજ વગર પૂછ્યે ખાધી હોય અથવા તેણે કોઇને મારેલ હોય તોપણ તું ચોર છું કે તું નિર્દય છું એમ ન કહેતાં તેને એમ જણાવવું કે અમને કોઇએ કહ્યુંછે કે તમારા બાળકે આ પ્રમાણેનું કામ કરેલુંછે પણ એ વાત અમે બીલકુલ માનતાં નથી, કેમકે તમે એવું ચોરીનું કે નિર્દયપણાનું કામ કદી કરોજ નહીં. એવું કામ તો

ખરાબ છોકરાં હોય તેજ કરે. તમે તો સમજુ છો. બીજા કોઇ છોકરાએ એ કામ કર્યું હોય તો તે જાણે! આ પરથી એ બાળક સમજશે કે આ કામમાં માબાપ મને ગુન્હેગાર ગણતાં નથી અને મારે એવું કામ હવે કદી કરવું નહીં જોઇએ. આવી રીતે તે સમજી વિચારીને સારી રીત ચાલવાનું કરશે.

એ પ્રમાણે બાળકને કોઇ કોઇ પ્રસંગે શરમીંદા કરવામાં આવે તોજ તેનું ધારેલું ફળ આવવાનો સંભવ રખાય, પરંતુ એવી યુક્તિનો ઉપયોગ જો વારંવાર કરવામાં આવે તો તેની ઉલટી ખરાબ અસર થયા વિના રહે નહીં.

## દરગુજર કરવું.

જાણતાં કે અજાણતાં બાળકથી કોઇ વખત કાંઇ વાંક થઇ ગયો હોય તે પોતાના વડીલથી ન છુપાવતાં પોતાની મેળે તે કબૂલ કરે, અને તેને માટે અંતઃકરણથી દીલગીરી બતાવે તથા હવેથી ચેતીને ચાલીશ એમ તે કહે તો પછી ઠપકો, ડારો અથવા શરીરશિક્ષાનો ઉપયોગ ન કરતાં મોટું દિલ રાખી તે વિષે ઘટિત સૂચના સાથે તેને ક્ષમા કર્યાથી તેની અસર ઘણી સારી થાયછે. પોતાના દોષને માટે તે પશ્ચાતાપ કરે એ એક રીતે તેનું પ્રાયશ્ચિત થયા સરખું છે.

બાળકને તેના ગુન્હા માટે જો વખતોવખત માફ કરવામાં આવે તો પછી ગુન્હાની સંખ્યા ઘટવાને બદલે વધવાની વકી રહેછે, તેથા દરગુજર કરવામાં વિવેકબુદ્ધિનો ખાસ ઉપયોગ થવો જોઇએ.

# યુક્તિવાળી શિક્ષા.

નાનું બાળક જ્યારે કાંઇ કસુર કે ગુન્હો કરે ત્યારે તેને જે કામથી અથવા રમકડાંથી આનંદ મળતો હોય તેવું કામ તેને અમુક વખત સુધી કરવા ન દેવું, અથવા તેવાં રમકડાં રમવા ન આપવાં અને તેવાં રમકડાં જો રમવાને આપ્યાં હોય તો તે પાછાં લેઇ લેવાં અગર તેનું મન ખુશ થાય તેવી બીજી કાંઇ ચીજ તેને આપવી નહીં. પોતાની સાથે રમતગમતમાં તેને સામેલ ન કરવું અથવા મીઠાઇ કે ખાંડનું રમકડું અથવા બીજી તેને મનગમતી ચીજ ખાવા ન આપવી. પોતાની સાથે તેને જમવા ન બેસાડતાં દૂર બેસાડવું, અગર તેના મળતીઆ સોબતી સાથે એકાદ બે દિવસ માટે રમવાની બંધી કરી તેની મઝા ખોવરાવવી. મેળા, બાગ, સંગ્રહસ્થાન અથવા જોવાલાયક તમાશા વગેરે સ્થળે તેને જવા ન દેવું અગર સાથે તેડી ન જવું, એકલું ઘેર રહેવાનું તેને કહેવું કે અમુક એક કે બે દિવસ સુધી તારે મારી સાથે ન બોલવું અથવા મારી પાસે ન આવવું એમ તેને જણાવવું, અને તે કાલાવાલા કરે તોપણ તેને અમુક વખત સુધી ન બોલાવવું અથવા તેને પોતાની પાસે ઉભું ન રાખતાં દૂર રાખવું, તેના તરફ હેતની નહીં પણ સહેજ અણગમાની નજરથી જોવું, તેને એક ઠેકાણે પડ્યા રહેવા દેવું, પરંતુ તે પ્રમાણે વધારે દિવસ સુધી કરીને એવાં બાળકને માબાપ વગર ચાલી શકેછે એવી ખાતરી થવાની તેને તક આપવી નહીં જોઇએ.

તે મનગમતી ચીજ માગે તે ઉપર ધ્યાન ન આપવું, તેને એક ઠેકાણે થોડી વાર કાંઇ પણ ક્રિયા ન કરવા દેતાં છાનુંમાનુ બેસાડી રાખવું, તેને કાંઇ ઇનામ આપવાનું કહ્યું હોય તો તે દેવાનું મુલતવી રાખવું. બીજા બાળકે સારી ચાલ ચલાવી હોય તો તેને લાયકનું ઇનામ આપી તે નહારા બચ્ચાને તેનો દાખલો બતાવવો. તેને આપેલો ચાબુક કે દડો તે કોઇને મારતું હોય તો તે ચાબુક કે દડો તેની

પાસેથી લેઇ લેવા, પોતાનું રમકડું બેદરકારથી કે બેફિકરાઇથી ભાંગી નાખે અથવા ખોઇ નાખે તો અમુક મુદત સુધી તેને બીજું રમકડું અપાવવું નહીં, બીજાનું રમકડું ભાંગી નાખે તો તેનું રમકડું મોં બદલા તરીકે જેનું તે ભાંગ્યું હોય તેને અપાવવું, ભાંગનાર છોકરા પાસે બદલામાં આપવા લાયક રમકડું કદાપિ ન હોય તો જેનું ભાંગ્યું હોય તેને નવું રમકડું અપાવવું, અને ભાંગનાર છોકરાને કંઇ માસિક રકમ આપવામાં આવતી હોય તો તેમાંથી તેની કિંમત વાળી લેવી અગર ખાવું લેવા માટે પૈસા આપતા હોય તે નવા રમકડા પૂરતી કિંમત પૂરી થતાં સુધી તેને એવું ખાવાનું અપાત્રવાનું બંધ રાખવું. રમતાં રમતાં એક બીજા સાથે કજીઓ કરતું હોય તો તેને ભેગાં રમવાની બંધી કરવી; ઠળીયા, છાલ, છોતા, કુચા અને ઠીંકરા વગેરેનો તેણે ઘરમાં કચરો પાડ્યો હોય તો તે તેની પાસે વળાવીને કચરાના ડબામાં તેની પાસેજ નખાવવો, કાદવ અથવા શાહી વગેરેથી કપડું ખરાબ કર્યું હોય તો તે તેની પાસેજ ધોવરાવવું, ઘરમાં જે ચીજો અવ્યવસ્થિત કરી નાખી હોય તો તે જેમ હતી તેમ તેનીજ પાસે પાછી ગોઠવાવવી, તેણે કાંઇ વેરી નાખ્યું હોય તો તે તેની પાસેજ ઉસરડાવવું કે જેથી એની એવી કસુરનું પરિણામ બીજાને નાહક ભોગવવું પડે નહીં.

## કુદરતી શિક્ષા.

બાળક ઠોકર ખાય, કોઇ ઠેકાણે ચડતાં ઉતરતાં કે દોડતાં દોડતાં પડી જાય, હાથમાં પથર વગેરે લીધેલ હોય તે તેના પગપર પડે, તેનું માથું કમાડ કે દીવાલ વગેરે સાથે અથડાય, અંગારા ઉપર હાથ મૂકે કે દીવાની જ્યોતને અડે કે ઉના પાણીમાં હાથ બોળે ત્યારે તે ચીજના સ્વભાવ કે અસર પ્રમાણે તે બાળકના શરીરને તેથી ઇજા થઇ દુઃખ પેદા થયા વિના રહેશે નહીં તે તેની સ્વાભાવિક શિક્ષા ગણવી, તથા તે શિક્ષા તેને પૂરતી અસરકારક સમજીને

માબાપે વળી તે બાબત પોતે કૃત્રિમ શિક્ષા કરીને તેમાં વધારો કરવો એટલે **"પડયા પર પાટુ"** મારવા સરખું કરવું એ જેમ અન્યાય છે તેમજ નિર્દયપણું પણ છે.

ચપ્પુથી રમવાની તેને ના પાડવામાં આવી હોય, છતાં તે ચીજ લેઇને તે રમવા લાગે તથા તેને પરિણામે તેને તે ચપ્પુની ધાર વાગીને લોહી નીકળે તો તે પોતાની મેળેજ સમજી જશે કે માબાપે ના પાડી હતી તે બરાબર હતું. તેમની શીખામણ પ્રમાણે ન ચાલતાં ચપ્પુ ઉઘાડી તેની સાથે ચેડાં કાઢ્યાં તો આંગળી વઢાઇ, લોહી નીકળ્યું અને પીડા થઇ પડી.

એ પ્રમાણે એકાદ બે વખત તેને કુદરતી શિક્ષા થશે એટલે તેવા અનુભવથી તેની પૂરેપૂરી ખાતરી થશે તથા તે તેને જીંદગીભર યાદ રહેશે અને તેના પરિણામે સાવધાનપણે વર્ત્તવાનું તથા પોતાના તનનું કેવી રીતે રક્ષણ કરવું તે આપોઆપ શીખશે. એવી બાબતમાં કુદરત માબાપ અથવા મહેતાજીની ફરજ અદૃશ્યપણે બજાવેછે ને બાળકને મુંગું શિક્ષણ આપેછે !

## ઠપકો.

મોટેથી કાંઇપણ બોલ્યા વગર, પણ અમુક રીતે કટાક્ષની નજરે જોવાથી પણ ધારેલી અસર કોઇ વખત સારી રીતે થઇ શકેછે, તેની સાબિતીમાં "જીંદગીનો ઉપયોગ" જણાવેછે કે "ક્રાઇસ્ટની માગણી પીટરે કબૂલ નહીં કીધેલી તે વખતે ક્રાઇસ્ટ, પીટરની સામે ટગરટગર જોઇ રહ્યો હતો, એ પ્રમાણે તેવી ઠપકો આપનારી નજરજ બસ હતી કેમકે પીટર તુરત બહાર ગયો અને ઘણો રડી પડ્યો."

યુક્તિવાળી શિક્ષાથી જોઇતી અસર થવાને અભાવે ઠપકાનો ઉપયોગ કરવામાં આવેછે. અપશબ્દ અથવા કઠોર શબ્દ વાપરીને અગર બૂમ બરાડા

પાડીને ગુસ્સાથી આપેલા ઠપકા કરતાં ધીમા અવાજથી સમજાવીને અથવા હેત બતાવીને જેમ બને તેમ થોડા શબ્દોમાં આપેલો ઠપકો વધારે સારૂં કામ કરેછે. વારંવાર આપેલા ઠપકા કરતાં તેનો કે ટોકણીનો ઉપયોગ કોઇ કોઇ પ્રસંગેજ જો કરવામાં આવે તથા તે પણ કોઇ અતરાપીની હાજરીમાં નહીં, તેમ એ બાળકે ગુન્હો કર્યો હોય ત્યારે તાત્કાળિક નહીં, પરંતુ થોડો વખત વીતવા દેઇને તેમજ તેબાળક એકલું હોય ત્યારે, આકળો નહીં પણ શાંત સ્વભાવ રાખીને, માયાળુપણે તેમ ખાનગીમાં કરવામાં આવે તો તે વધારે અસરકારક નીવડેછે, તેમજ તે દોષવાન બાળકનું દિલ બહુ દુખાતું નથી, તેમ તેને ખીજ ચડતી નથી, એટલે સામે થવાનું તેને દિલ થતું નથી. બહુ ધીમેથી ને મમતા રાખીને તેને કોઇ વખતેજ આપેલા ઠપકાના પરિણામે એવું બાળક દીલગીર થઇને કોઇ વખત રોઇ પડેછે પરંતુ જો તેની પ્રત્યેક ભૂલને માટે અથવા વગર વિચારનાં કૃત્યને માટે તેને ઠપકો આપવાનો અથવા વઢવાનો વખતોવખત પ્રયોગ અજમાવવામાં આવે તો, તેમજ તે વખતે તેના પૂર્વના દોષો તેને ફરીથી કહી સંભળાવવામાં આવે તો તેથી તે ઉદાસ ને બુંઠી લાગણીવાળું બની જવાનો ઘણો સંભવ છે.

બાળકને કોઇ બાબતમાં ઠપકો આપવો તો તે મૂળ વાંકને માટેજ આપવો, પણ તે વાંકના પરિણામે થયેલા વાંકને વાસ્તે આપવો જોઇતો નથી. ધારો કે મા અથવા બાપે તેને ટેબલ વગેરે પર ચડવાની ના પાડી હોય, છતાં તે ચડે, અને એના પરિણામે અકસ્માતથી તેની ઉપરનાં પુસ્તકો, શાહીનો ખડીઓ તેનાપર ઢોળાયાથી ખરાબ થાય તો તેવે પ્રસંગે ના પાડ્યા છતાં ટેબલપર ચડ્યાની કસુર માટે તેને ઠપકો ઘટેછે, પરંતુ તે પુસ્તકો ખરાબ થયા તેને માટે એને ઠપકો દેવો જોઇતો નથી, કારણ કે એ પુસ્તકો ખરાબ કરવાનો તેનો બીલકુલ ઇરાદો હતો નહીં, અર્થાત્ એ કામ તેણે જાણીબુજીને કીધું નહોતું, એટલે અકસ્માતથી જે બન્યું તેને માટે એને શિક્ષા થવી ન જોઇએ. ગુન્હાનું સ્વરૂપ જોવું જોઇએ.

ઠપકા કરતાં પ્રશંસા કોઇ કોઇ વાર ઘણું સારૂં પરિણામ લાવેછે, તેથી છોકરાંઓનાં સારાં કૃત્યોને કોઇ કોઇ પ્રસંગે યાદ કરવાં એ ઉચિત છે, તેમ તેમણે અગાઉ કરેલ નઠારાં કામની તેમને ખાસ કારણ સિવાય યાદ ન આપવી એ પણ ઇષ્ટ છે.

છેક નાનાં બાળક કરતાં મોટી ઉમરના છોકરાપર ઠપકાની વધારે અસર થાયછે. ઠપકો આપવો હોય ત્યારે તે એકલા હોય ત્યારે આપવો જોઇએ. એ વિષે ઉપરમાં પણ સૂચવેલું છે. બહુ ગુસ્સો કરીને તેમજ તેના ઓળખીતા કે દોસ્તના દેખતાં તેમ ઘણા સખ્ત શબ્દોમાં આપેલો ઠપકો તેઓ કેટલીક વાર સહન કરી શકતા નથી અને તેને પરીણામે કોઇ વખત એવા છોકરા ઘરમાંથી હમેશને માટે ચાલ્યા ગયાના દાખલા પણ બનેલાછે. છોકરા જેમ ઉમરે વધતા જાય તેમ તેમને બહુ સંભાળવા પડેછે, તેમજ અમુક બાબતોમાં તેમની સાથે વડીલોએ સમયસૂચકતા વાપરીને અને બહુ ચેતીને ચાલવું પડેછે.

## ધમકી.

ઠપકો આપ્યાથી બાળક પોતાના દોષ તજતાં નથી, ત્યારે ધમકીનો ઉપયોગ કરવાને માબાપ લલચાયછે. ધમકીનો ઉપયોગ પણ જેમ ઓછો થાય તેમ સારૂં. અતિશય કશું સારૂં નથી. કેટલાંક માબાપો જ્યારે ને ત્યારે પોતાના મિજાજને ખોઇને બાળકને ધમકાવ્યા અને બૂમબરાડા પાડ્યા કરેછે. કોઇવાર પાછળથી ઘણો પસ્તાવો થાય તેવું વગર વિચાર્યું કૃત્ય પણ કરી બેસેછે. ધમકાવીને તેમની ધૂળ કાઢી નાખ્યા વગર બાળક બીલકુલ સુધરે નહીં, સીધાં ચાલે નહીં એવી તેમની ખોટી માન્યતા હોવાથી સહેજ સહેજ વાતમાં તેમ ઘડીએઘડીએ તાતાં ઉનાં થઇ ક્રોધના આવેશમાં ઘાંટા કાઢવાની, હાથ, પગ પછાડવાની, ધમકાવવાની અને ધોંકધોંક કરવાની તેમને જાણે ખરાબ ખસલત પડી ગયેલી હોય તેમ દેખાયછે, એટલે ધમકાવ્યા વગરનો તેમનો એક પણ દિવસ કદાચજ ખાલી જતો હશે. ધમકાવતાં ધમકાવતાં કેટ-

લોક માણસો બહુજ ક્રોધાયમાન બની જઇને પોતાના દીકરાને સાળો કહેછે, અને દીકરીને સાળી કહેછે એ જેટલું ખોટું છે તેટલુંજ વિપરીત પણ છે.

"મારી મારીને તને ખોખરો કરી નાખીશ!" "તારાં હાડકાં રંગી નાખીશ!" "તારાં છાલગોટલાં જૂદાં કરી દઇશ!" "તને ચીરી નાખીશ!" "તારૂં માથું ભાંગી નાખીશ!" એવી એવી ધમકીઓ આપ્યા કરેછે અને પછી તેમાંનું કશું પણ કરવામાં તો આવતું નથી ત્યારે તે બાળકને તેની બીક બીલકુલ જતી રહેછે, તથા તે સાફ સમજી જાયછે કે માબાપ મફતનું થુંક ઉડાડેછે અને બોલ્યાં પ્રમાણે કાંઇપણ કરતાં નથી. એવી સ્થિતિમાં વિરૂધ્ધ અસરથી તેઓ નફ્ટ ને બેશરમ થઇ જાયછે, માબાપનું માનતાં નથી, અને સેંકડો જવાબ પરખાવવાનું શીખેછે તેમજ તેમની ધાકધમકીને પાણીમાં ઘોળીને પી જાયછે!

વારંવાર ધમકાવવાથી, કરડવા ધાવાથી; બેવકૂફ, આંધળા, ગધેડા વગેરે ગાળો ચોપડવાથી તથા મ્હેણાંટુણાં મારીને તિરસ્કાર કરવાથી છોકરાં સુધરતાં નથી કે આજ્ઞાંકિત થતાં નથી. ખરી વાત વગર પૂછ્યે કહેતાં નથી અને પૂછે તોપણ માનતાં નથી. પૂછવા જેવું હોય તેવી બાબતમાં પણ માબાપને તેઓ કશું પૂછતાં નથી, ગાંઠતાં નથી, અને આખરે છકી જઇને પછી મનસ્વીપણે વર્ત્તવાની તેમને આદત પડી જાયછે.

માબાપે પોતાનો અધિકાર બરાબર સમજવો જોઇએ, અને બનતાં સુધી પોતાની મનોવૃત્તિ અંકુશમાં રાખવી જોઇએ. બાળકને જે કહેવું હોય તે બનતાંસુધી ધમકાવીને કે કોપાયમાન થઇને નહીં કહેતાં જો માયાળુ અને ગંભીર સ્વભાવથી તેને સમજાવીને કહેવામાં આવશે તો એની અસર વધારે સારી અને ટકાઉ થશે. બાળકને સુધારવાનું સારામાં સારૂં તેમજ ડાહપણવાળું સૂત્ર એ પ્રમાણેનું છે. તેણે કદાપિ બાળકબુદ્ધિથી ચોરી કરી હોય, તોપણ તેને બીજાઓ સાંભળે તેમ ચોર, ચોર કરીને હલકું

પાડવું નહીં જોઇએ. બીજાની સાનિધ્ય તે પ્રમાણે કર્યા કરવાથી તેનો શરમનો પડદો તૂટી જાયછે, તથા ભવિષ્યમાં એવું કાંઇ ખોટું કામ કરતાં તેને શરમ ઉપજતી નથી. એ પ્રમાણે બનતું હોવાથી તેને એ બાબતમાં જે સૂચના દેવાની હોય તે ખાનગી રીતે દઇને ફરીથી એવું ખરાબ કામ નહીં કરવાની તેને ચેતવણી આપવી જોઇએ.

કોઇ વખત જેમ ગુસ્સાને માટે અવકાશ હોયછે, તેમ ક્ષમાને માટે પણ અવકાશ હોયછે. ગુસ્સાને ઠેકાણે ગુસ્સો કરો અને ક્ષમાને ઠેકાણે ક્ષમા કરો, પણ તે પરત્વે એટલું ભૂલવું જોઇતું નથી કે ક્ષમામાં આનંદ આંતરિક રહેલછે ત્યારે ગુસ્સાના આવેશમાં લોહીઉકાળો છે.

---

## શરીરશિક્ષા.

ધમકીથી પણ ધારેલું કામ કે ધારેલી અસર જો નીપજતી નથી તો પછી **"માર એ સોદમું રત્ન છે,"** એમ માનીને માબાપ શરીરશિક્ષા કરવા તરફ દોરવાયછે. શરીરશિક્ષા એ છેલ્લામાં છેલો અને અધમ પ્રકારનો ઉપાય છે, તેથી તેનો ઉપયોગ જ્યારે માબાપના ભાથામાંથી બીજા ઉપાયો રૂપી તીર બીલકુલ ખૂટી જાય ત્યારેજ, ન છુટકે અને તે પણ વળી કોઇ કોઇ વારજ કરવાનોછે, તથા તેમ કરતાં તે બાળકના શરીરને તેથી કાયમની–જાથુની ખરાબ અસર ન રહી જાય, અથવા ધાર્યા કરતાં વધારે સજા ન થઇ જાય તેવી સાવચેતી રાખવાની છે, પણ જો હલકી શિક્ષાથી કામ સરતું હોય તો ભારે શિક્ષા કદી પણ કરવી જોઇતી નથી. પાછળથી પસ્તાવો થાય એવી રીતની શિક્ષા પણ કરવી નહીં જોઇએ, અને શિક્ષા કર્યા પછી ભાઇ બાપા કરવા નહીં જોઇએ, નાના ગુન્હાને મોટું રૂપ આપવું ન જોઇએ તેમજ આશરે બાર વરસથી મોટી ઉમરના

છોકરાઓને શરીરશિક્ષા કરવાથી બનતાં સુધી દૂર રહેવું જોઇએ. એક વખત એક જાતના ગુન્હાને માટે શિક્ષા કરી હોય તેજ જાતના બીજી વખતના ગુન્હા માટે ઓછી શિક્ષા અથવા ક્ષમા કરવી ન જોઇએ. અમુક વાંકને માટે માબાપમાંથી એક જણે શિક્ષા કરી હોય તો બીજા જણે તેજ વાંકને માટે બાળકને ફરીથી શિક્ષા થવી ન જોઇએ.

માત્ર શક ઉપરથી, કે કોઇની પાસેથી પોતાના બાળકની વિરૂદ્ધમાં સાંભળ્યા ઉપરથીજ તેને શિક્ષા કરવી નહીં, પણ તે વિષે બરાબર તપાસ કરતાં ખાતરી થાય કે તેણે ગુન્હો કર્યોછે તોજ તેને શિક્ષા કરવી કે કાંઇ શીખામણ આપવી જોઇએ, મતલબ ગુન્હાનું સ્વરૂપ જોઇ યોગ્ય કરવું જોઇએ. "**ભય વગર પ્રીતિ નહીં**" એવી કહેવત આપણામાં પ્રચલિત છે. એકલો ભય કાંઇ ઇચ્છિત ફળ લાવી શકતો નથી. બાળકો પર સોટી ઉગામ્યાથી તેઓ જેટલાં ડરેછે તેટલાં સોટી ખાધા પછી તેઓ ડરતાં નથી. શિક્ષાના ભયથી જેટલી અસર થાયછે તેટલી શિક્ષા થયાથી હમેશ થતી નથી. દરરોજ મારફાડ કરીને સુધારવાની કરેલી કોશીશ કદાચજ ફતેહમંદ નીવડેછે. જ્યારેત્યારે મારઝુડ કરવાથી શિક્ષા સામાન્ય થઇ પડેછે. કેટલાંક બાળક માર ખાય તેટલો વખત પાંસરાં ચાલેછે ને તે પછી પાછાં હતાં તેવાં ને તેવાં થઇ જાયછે. દરેક પ્રસંગે માર મારવાથી તેવા મારનું મૂલ્ય છેક ઘટીને નહીં સરખું થઇ જાયછે. માર, એ પછી છોકરાંને ભાજીમૂળા સરખો થઇ પડેછે! તથા તેની કાંઇ જાણવા સરખી અસર થતી નથી. સામાન્ય રીતે જોતાં માબાપને જેટલી શરીરશિક્ષાની ખબર હોયછે તેટલી તેના પરિણામની ભાગ્યેજ ખબર હોયછે. બાળકને પસ્તાવાની કાંઇપણ લાગણી જો ન થાય તો તેવું મારવું નકામા સરખું ગણાય. શિક્ષા કરવાનો માબાપને જેટલો અધિકાર છે તેનાથી ઘણે વધારે દરજ્જે દરગુજર કરવાનો, જતું કરવાનો, સ્નેહ અને યુક્તિથી સમજાવવાનો તેમને અધિકાર છે એ તેઓ ઘણી વેળા વિસરી જાયછે.

**" કુંભાર અને કુંભારણ લડે ત્યારે બાપડી ગધેડીના કાન આંબળવામાં આવેછે. "** એ કહેવત સરખું પણ કેટલીક વાર થતું જોવામાં આવેછે.ઘરધણી બહારથી ખૂબ ચીડાઇને–ખીજાઇને અથવા કાંઇ નુકસાન ખમીને ઘરમાં આવ્યો હોય અને તેનું વેર સામા ધણી ઉપર વાળવાનું બન્યું ન હોય તો તે પોતાની દાઝ કોઇવાર પોતાની બાઇડી ઉપર કાઢેછે! અને નકામા કાંઇ બ્હાનાં કાઢીને તેને ધમકાવેછે, અથવા બીજી રીતે તેને નારાજ કરેછે. એ પ્રમાણે તે સ્ત્રી પોતાના વરથી જો ખીજાયેલી હોય, અથવા સાસુ વહુને કજીઓ થયો હોય, નણંદ ભોજાઇ ચડભડયાં હોય, પાડોશણ સાથે વઢવેડ થતાં તેના ગુસ્સાના આવેશમાં હોય તે વખતે જો પોતાનું બાળક કાંઇ હડફેટમાં આવી જાય તો તે એ નિર્દોષ બાળકને વગરવાંકે મારઝુડ કરવા મંડી જાયછે. વચમાં ભોગ બાપડા એવા બાળકના!

કેટલીક વાર કાંઇ કારણથી ગુસ્સે થયેલું છોકરૂં પોતાના ભાઇ કે બેનને મારેછે, અને તે જોઇને પોતાને ગુસ્સો આવવાથી મા પોતાના તે બાળકને મારેછે. બન્ને જણ એક બીજાને માર્યા તેનું ગુસ્સા સિવાય બીજું કશું કારણ હોતું નથી. શિક્ષાથી જો ધારેલું ફળ આવે નહીં તો પછી તેવી શિક્ષાનું પ્રયોજન શું?

શરીર શિક્ષા પરત્વે કાંઇ અમુક ધારાધોરણ કે નીતિના અમુક નિયમોનું પ્રતિપાલન થતું હોય એવાં સ્થળ હિન્દમાં બહુજ ઓછાં હશે.

કેટલીક વાર બોથડપણું તેમજ અતિ ચાલાકી એને પણ ગુન્હા સરખું ગણવામાં આવેછે, એટલે એકને જ્યારે તેના બુડથલપણા માટે શિક્ષા કરવામાં આવેછે ત્યારે બીજાને તેની અતિ ચાલાકી માટે માર સહન કરવો પડેછે! કર્મની ગતિ જુઓ!

**" પડયા પર પાટુ "** એ કહેવત સરખું કેટલાંક માબાપ કેટલીક વખત કરેછે તે ઘણુંજ ખેદકારક છે. દયાના કાંઇપણ અંશ વગરનો મા કે બાપનો એ ગુન્હો કોઇ કાળે અને કોઇ રીતે નહીં માફ થઇ શકે તેવો

હોયછે. પોતાનું છોકરૂં કોઇ ઠેકાણે રમતાં રમતાં પડી જવાથી તેના હાથ પગને કાંઇ વધારે પડતી ઇજા થાય, કોઇ વખતે આંગળી ચગદાઇ જાય, રોટલી કરતાં આંગળીએ દાઝે અથવા બીજી કોઇ પણ રીતે તેને બહુ વાગેલું હોય, લોહી નીકળેલું હોય તેનું કોઇ પણ પ્રકારે તાત્કાળિક સાંત્વન ન કરતાં કેટલાંક માબાપો ઉલટાં તે બાળકની તે ટાણે કેસરો કરવા મંડી જાયછે, ને બાપોમારી બોલાવેછે! એના સરખું નિર્દયપણું કે ઘાતકીપણું બીજું કોઇ હશે નહીં. આવાં કૃત્યને પરિણામે બાળકોમાં પોતાનાં વડીલો તરફ ભવિષ્યમાં પૂજ્યબુદ્ધિ કે પ્રેમવૃત્તિ શાની રહે?

સામાન્ય રીતે જોતાં માર મારવાનું કૃત્ય મા કરતાં બાપથી વધારે વખત થતું જણાયછે. આવી સ્થિતિમાં કેટલીક વખત બાપ સાથે દીકરાને બારમો ચંદ્રમા થાયછે! દીકરાને બાપનું અને બાપને દીકરાનું મોં ગમતું નથી. એક બીજાપર દિલ ઉતરી જાયછે, એક બીજાની આંખો લડેછે; તથા એક બીજા પ્રત્યે બેદિલી ને છેકજ અભાવ ઉત્પન્ન થાયછે.

ધર્માધિકારી રામસેએ એક છોકરા વિષે વાત કહી હતી કે આજ સુધી જે માણસો મરી ગયાંછે, તે સ્વર્ગમાં ગયાંછે, તેમને મળવાની તારી ખુશી છે કે કેમ? એમ જ્યારે તેને પૂછવામાં આવ્યું ત્યારે તેણે સામો સવાલ કર્યો કે મારો બાપ મરી ગયોછે તે ત્યાં હશે કે કેમ? જવાબ મળ્યો કે તે પણ ત્યાં હશે; એ સાંભળીને તેણે જણાવ્યું કે જો તે ત્યાં હોય તો મારે ત્યાં જવું નથી!

કમનસીબની વાત છે કે પોતાના બાળકને તેના પ્રત્યેક વાંક માટે માર્યા વગર તે સુધરનાર નથી, એમ કેટલાંક માબાપો માનતાં હોવાથી, તેમનો કોઇ પણ ગુન્હો જોવામાં આવતાં તેમને તેઓ માર્યા વગર રહેતાં નથી, અને તેને પરિણામે તેઓ પછી માબાપને બદતાં નથી.

વખતોવખત તમાચા, ધોલો કે લાતો લગાવી દેવાથી તેમજ ખાસડું, સોટી કે લાકડી વગેરે જે હાથમાં આવે તેથી ઝપાટવા મંડી જવાથી છોકરાનાં જેમ તન તેમજ મન પણ ખરાબ થઇ જાયછે. જ્ઞાનતંતુઓની શકિત ક્ષીણ થતાં લાગણીઓ કચરાઇ જાયછે, તેઓ સદા દીલગીર રહેછે, તથા દીલગીરી અને ગુસ્સો એ પણ એક જાતનું ઝેર હોવાથી તેની માઠી અસર તેમની તનદુરસ્તી-પર થયા વગર રહેતી નથી. નાનપણનો માર ઘડપણમાં પણ સાલ્યા વગર રહેતો નથી. નાનપણમાં બહુજ માર ખાધો હોય તેવાં બાળકોના સારા ગુણો સદાને માટે ઢંકાઇ જાયછે. નાનપણમાં વખતોવખત બહુજ માર ખાધેલ હોય તેવું કોઇ બાળક ભવિષ્યમાં મહાન મનુષ્ય થયું હોય, ઝળકતી કારકીર્દીવાળું નીવડયું હોય તો મહેરબાની કરીને તે અમને બતાવો.

છોકરાંઓને તેમનાં અવગુણો વખતોવખત કહી સંભળાવ્યાથી, ઘડીએ ઘડીએ ટોકટોક કરવાથી, ગાળો ચોપડવાથી, મ્હેણાંટુણાં મારવાથી, ધાકધમકીથી, તિરસ્કાર કે બળાત્કાર કરવાથી અથવા મારફાડથી બાળક કદી પણ સુધરતાં નથી, પણ ઉલટાં બગડેછે. તેઓ બેફિકરાં, નઠોર ને નીંઘવાં થાયછે અને બહેકી જાયછે. વળી એથીકરીને ગુન્હા ઘટતા નથી પણ ઉલટા વધેછે, તેમજ માબાપની કિંચિત પણ આમન્યા ન રાખતાં તેમને તોછડા ને છૂટા જવાબ તેઓ આપેછે! અને ઘણીવાર ઉધ્ધતાઇથી કહેછે કે મા અથવા બાપ મને માર મારશે. ભલે મારવું હોય એટલું મારી લે! પછી શું કરશે? અતિશે માર ઝુડનું એ પ્રમાણેનું અનિષ્ટ પરિણામ આવતું હોવાથી મારકૂટ ને મસાલો કરવામાં માબાપનું કશું કુશળપણું દેખાતું નથી પણ જંગલીપણું દેખાયછે. બહુજ મારકૂટ કરવાથી બાળક કદાપિ કબજામાં રહેતાં હોય તોપણ તેમાં માબાપની મહત્તા ન હેકવાય.

માબાપ કે વાલી તરફની હાથચાલાકીથી બાળક તદન કોરાં–અપવાસી

રહ્યાં હોય એવાં ભાગ્યશાળી બાળકો આ ભારતભૂમિમાં આ કાળે કોઇ હશે ખરાં ? એવાંનાં અસ્તિત્વ વિષે અમને ઘણી શંકા છે.

બાળકોનાં કેટલાંક કામ જાણ્યું અજાણ્યું કરવાને, કેટલાંક ટુંકેથી પતાવવાને, કેટલાંક ઇસારતને, કેટલાંક શરમિંદા કરવાને, કેટલાંક સહજ સૂચનાને અને કેટલાંક સહજ ચેતવણીને ; તો કોઇ આંખ દેખાડવાને, કોઇ થોડે મોટેથી અવાજ કાઢવાને, કોઇ નરમ ગરમ ઠપકાને, કોઇ સહજ શિક્ષાને તો કોઇ ધૂંફાડો રાખવાને પાત્ર હોયછે. ધીમાશથી કામ થતું હોય તો ઉતાવળા થવું એ અયોગ્ય છે ; એમ છતાં ત્યાં તેવા ક્રમે કામ ન કરતાં હોહા ને ફજેતીની સાથે મારફાડ કરીને બાળકને સુધારવાની આશા રાખવી તેમાં ઘણીખરી વાર આશાને બદલે ઉલટી નિરાશા ઉપજેછે અને તેનું અનિષ્ટ પરિણામ આવેછે; માટે એવે વખતે મા અથવા બાપે અકળાવું નહીં, મુંઝાવું નહીં, બહુ તાતાંઉનાં થવું નહીં, બહુ હોહા કરવી નહીં, તેમ મિજાજને ખોવો નહીં, પરંતુ બનતી ધીરજ રાખવી ને કળવકળથી કામ લેવું એજ સલાહકારક જણાશે.



# કેટલાંક માબાપ પોતાનાં બાળકને શી રીતે બગાડે છે?

૧. છોકરૂં કાંઇ ખરાબ કામ કરે તો મા અથવા બાપ એ વિષે તેને વખતસર કાંઇ સૂચના કે ચેતવણી ન આપતાં તે તરફ બેદરકાર રહેછે તથા એ સંબંધમાં તેઓ કહેછે કે એ હજી બાળક છે, એનામાં ક્યાં હજી કાંઇ અક્કલ આવીછે, તેમ એ હજી ક્યાં કાંઇ સમજવા શીખ્યું છે. મોટું થશે એટલે એ એની મેળે સુધરશે!

૨. માતા પોતાના પુત્રને વખતોવખત કહેછે કેઃ—તું મને ઘણોજ વ્હાલો છું તથા તારા વગર મને એક ઘડી પણ ગમતું નથી!

૩. દીકરાના સાંભળતાં તેની હોંશિયારીની, તેની ખુબસુરતીની અથવા તેના સુંદર વસ્ત્રાભૂષણની માબાપ વખતોવખત વાતો કરેછે તેમજ બીજાઓને પણ તેના સંબંધની તેવા પ્રકારની વાતો એની સાનિધ્ય કરવા દેઇને તેને અભિમાની અને પતરાજીખોર થવાનું ઉત્તેજન આપેછે.

૪. બાળક કોઇનું નાહક ભૂંડું બોલેછે તો તે સાંભળીને માબાપ હસેછે અને ખુશી થાયછે.

૫. ચંચળ બાળકને પાંચ છ વરસની ઉમરમાં વાંચતાં શીખવીને તેને એકાદ બે શ્લોક કે બીજી કાંઇ કવિતા મોઢે કરાવેછે અને પછી પોતાને ત્યાં મળવા આવેછે ત્યારે તેમની સાનિધ્ય એ શ્લોક કે કવિતા બોલાવીને પછી તે બદલ તે બાળકની હાજરીમાં તેની ચાલાકીની તારીફ કરેછે.

૬. બાળક, પાડોશીના સંતાનની કાંઇ છેડ કરીને તેને પજવી આવે અને તેના પરિણામે એ પાડોશી સાથે કાંઈ બોલાચાલી થાય

ત્યારે મા અગર બાપ પોતાના બાળકનો તે બાબતમાં કાંઇ વાંક હોય તો પણ તેમાં તેનું અઘટિત ઉપરાણું લેછે અને ગેરરીતની હિમાયત તથા તરફદારી કરેછે.

૭. છોકરૂં કાંઇ વસ્તુ માગે ત્યારે પ્રથમ તેને એ માટે ચોખ્ખી ના પાડે, પરંતુ તે જો એને માટે રીસાઇ જાય અથવા હઠ કે કજીઓ કરે તો તેને ઠંડો પાડવા માટે તેણે માગેલી ચીજ તેને નહીં આપવા જેવી હોય તો પણ તે એને આપેછે, જેથી બીજી વખત એવે પ્રસંગે માબાપને પજવીને એવી વસ્તુ તેમની પાસેથી મેળવવાનું એના પગમાં જોર આવેછે.

૮. પોતાના બાળકને અમુક કામ કરવાની બાપ ના પાડેછે તો તેમાંના કેટલાક પ્રસંગે તે બાળકના સાંભળતાં માતા કહેછે કે એ કામ તે ભલે કરે; તેમાં કાંઇ અડચણ સરખું નથી.

૯. જો કોઇ બાળક પોતાના પિતા પાસે, પોતાની માતાની ફરિયાદ કરેછે તો તે એ બાળકની તરફદારી કરીને વગર તપાસે તેમજ એ બાળકની રૂબરૂમાંજ પોતાની પત્નીને એ માટે ઠપકો આપેછે; અને બીજે કોઇ પ્રસંગે એવું બાળક પોતાની માતા કને પોતાની પિતાની કાંઇ રાવ કરેછે તો તે બદલ તેનો પક્ષ કરીને તે બાળકના દેખતાંજ પોતાના પતિ પાસે તેની હિમાયત કરેછે.

૧૦. અમુક ચીજ પોતાના સંતાનને કંઇ કારણસર ખાવા નહીં દેવાની બાપે સૂચના આપેલી હોય એમ છતાં મા તેને એ મના કરેલી ચીજ છાનીમાની ખવરાવેછે, તથા તેની સાથે તેને બરાબર શીખવી મૂકેછે કે તારો બાપ એ વિષે કદી તને પૂછે તો તું સાફ ના પાડજે કે "મેં તે ચીજ ખાધી નથી."

૧૧. બાપ પોતાના બાળકને જો રોકડા પૈસા વાપરવા માટે આપે નહીં તો માતા તેને એના બાપથી છાની રીતે પૈસા આપેછે અને "તારે જ્યાં વાપરવા હોય ત્યાં ખુશીથી વાપરજે" એવી તેને છૂટ આપેછે.

૧૨. છોકરાને અમુક વાંકને માટે બાપે માર્યો હોય ત્યારે માતા તેને કોઇ કોઇ વખત છાનીમાની મીઠાઇ કે બીજી કાંઇ તેને મનગમતી ચીજ ખવરાવીને રાજી કરેછે.

૧૩. બાપ પોતાના છોકરાને વખતોવખત ધાકધમકી આપીને સદા ધ્રુજતો રાખેછે ત્યારે મા પોતાને પ્રસંગ મળતાં તેને હદ ઉપરાંત લાડ લડાવવાને ચૂકતી નથી.

૧૪. અમુક માતા બાળકને એક ઘડીએ લાડ લડાવેછે, પંપાળેછે અને પ્યારથી ચુંબન કરેછે તો બીજી ઘડીએ કાંઇ મનસ્વી કારણથી તે તેની ઉપર બહુજ કોપાયમાન થઇ જઇને તેને ઘણીજ ગાળો ભાંડેછે, ધમકાવેછે અને માર પણ મારેછે, પરંતુ તેમ કર્યા પછી કેટલીક વાર તેને ઓછું લાગી આવેછે એટલે દયા ને પ્રેમની લાગણી દર્શાવીને તે પોતાના એ બાળકની સામે રડવા લાગેછે તથા તેને છાતી સાથે દાબીને બહુ મમતા બતાવેછે.

૧૫. માતા પોતાના બાળકને પ્રસંગોપાત એમ કહેછે કે જો તું કજીઓ ન કરતાં મુંગો રહે તો તને ફલાણી ચીજ ખાવા માટે આપું.

૧૬. મા અથવા બાપ પોતાના બાળકને જ્યારે ત્યારે કાંઇ ચીજ ઇનામ તરીકે આપેછે અને વળી વખતોવખત તેની ઉપર બહુ ગુસ્સે થઇ જઇને તેને ગમે તેવી શરીરશિક્ષા કરતાં પાછું વાળી જોતાં નથી.

૧૭. છોકરૂં કાંઇ ખોટું કામ કરેછે તે જ્યારે તેના બાપના જાણવામાં આવશે ત્યારે તે એને માર્યા વગર મૂકશે નહીં એવી બી-કથી માતા બાળકને શીખવી મૂકેછે કે જો તારો બાપ એ વિષે તને કાંઇ પૂછે તો તું તેમને કહેજે કે એ કામ મેં બીલકુલ કર્યું નથી.

૧૮. પહેરવા માટે પોતાના દીકરાને બાપ કોઇ જાતનું સા-ધારણ કપડું અપાવેછે તે જો માતાને મનપસંદ નથી હોતું તો એવી કેટલીક માતા એ દીકરાને કહેછે કે તારો બાપ ભલે કહે પરંતુ તું એ કપડું પહેરીશ નહીં.

૧૯. બાળકના સાંભળતાં બાપ તેની માનું અને મા તેના બાપનું અપમાન કરેછે તેમજ તેની સાનિધ્ય તેઓ અરસપરસ વખતોવખત લડેછે.

૨૦. પિતા પોતાના બાળકને તેની માતાને ધિક્કારતાં શીખ વેછે અને માતા તેના બાપનું કહ્યું બીલકુલ નહીં માનવાનું શીખવેછે.

૨૧. બાળકના નજીવા વાંક માટે મા અથવા બાપ તેને ખૂબ માર મારેછે અને હમેશના કેટલાક મોટા દુર્ગુણને માત્ર હસી કાઢેછે.

૨૨. બાળકના એકજ જાતના ગુન્હા માટે એક વાર તેને ખૂબ ફટકાવી કાઢેછે, અને ફરીથી તેજ જાતના ગુન્હા વાસ્તે બેદર-કારથી તેને જતું કરેછે.

૨૩. બાળકને, તેને ગમે તે વખતે બહાર રખડવા દેછે, રાતની વખતે છૂટથી ફરવા દેછે તથા તે પોતાને ગમતી હોય એવી હરકોઇ ચીજ માગે તે આપીને તેને ખુશી રાખેછે.

૨૪. બાળકના સોબતી વિષે કાંઇ ખરખબર નહીં રાખતાં તેને ગમે તેવા ખરાબ સોબતીની સાથે ફરવા દેછે.

૨૫. બાળકને તેની મરજીમાં આવે તેવા નાટકચેટક વગેરે તમાસામાં છૂટથી એકલા જવા દેછે.

૨૬. માબાપ સદ્ગુણને રસ્તે ચાલવાને પોતાના બાળકને ઉપદેશ કરેછે પરંતુ પોતે તે પ્રમાણે વર્ત્તતાં નથી, એટલે " **પોથી-માંના રીંગણાં** " એ કહેવત સરખું કરેછે.

---

## માબાપે શું કરવું જોઇએ ?

૧. તુરતના જન્મેલ બચ્ચાની આંખો ત્રણ ચાર અઠવાડીયાં સુધી નબળી રહેછે તેથી તેટલો વખત સુધી તો તેની આંખો ઉપર દીવાની બત્તીનો અથવા સૂર્યનો પ્રકાશ સીધો ન પડે તેવી સંભાળ રાખવી જોઇએ; તેમજ તે મોટી ઉમરનું થયેથી તેને જ્યારે બત્તીને અજવાળે વાંચવું લખવું હોય ત્યારે એ બત્તીનું તેજ તેની આંખોપર સીધું ન પડતાં તે જે વાંચતું કરતું હોય તેની ઉપરજ પડે તે પ્રમાણે બાજુએ કે પાછળના ભાગમાં બત્તી રાખવી જોઇએ.

૨. નાના બચ્ચાના બદન ઉપર હાથ ફેરવ્યાથી તેના શરીરમાં લોહીનું ફરવું સારી રીતે થાયછે તેથી પ્રસંગ મળ્યાથી તેવી તજવીજ કરવી તે તેની તનદુરસ્તીને ફાયદાકારક છે.

૩. બાળકના માથાના વાળમાં ધુપેલ તેલ નાખ્યાથી તેનું મગજ ઠંડુ રહે છે માટે તેમ કરવું. આજકાલ જૂદાજૂદા ને ભભકા-દાર નામોનાં તેલની જાતજાતની જાહેરખબર અસંખ્ય મનુષ્યોનાં ચિત્તનું આકર્ષણ કરે તેવી ભાષામાં છપાવા લાગીછે, તેમાંના કોઇ કોઇમાં કેરોસીન તેલ અને બીજાં કેટલાંક પરિણામે નુકસાનકારક

પદાર્થ હોય છે એવી હકિકત જાહેરમાં આવેલી છે, માટે માત્ર ભભકાભરેલાં નામ અને ભભકાવાળી ભાષાપરજ અંજાઇ જઇ બાપદાદાથી વપરાતા આવતા આપણા સુગંધી ધુપેલ તેલનો ત્યાગ કરીને જોઇતી તપાસ કર્યા વિના એવાં જે પરિણામે નુકસાન કરે તેવાં બીજાં તેલ હોય તે વાપરવામાં સાવચેત રહેવું જોઇએ. હાલના જમાનામાં ખોટો ભભકો અને અનર્થકારક તથા ન જોઇતી 'ફેશન' કેટલી બધી વધેલી છે, અને દિન ઉગ્યે તથા રાત પડયે વધતી જાયછે એ વિષે અત્રે એક પણ શબ્દ કહેવાની જરૂર જણાતી નથી. કેમકે તે જગજાહેર વાત છે.

૪. બાળકો મળમૂત્રનો વેગ ન રોકે તે માટે બરાબર ચીવટ રાખવી, કેમકે એવા વેગને વખતોવખત રોકયાથી તેના શરીરમાં કેટલાક રોગનું બીજ રોપાય છે અને તેને પરિણામે તે ઘણું હેરાન થાયછે, માટે તે દરરોજ ઝાડો, પેશાબ વખતસર કરે તથા રાતે પેશાબપાણી કર્યા પછીજ તે સૂએ તેવી તેને ટેવ પાડવી જોઇએ. એનો દસ્ત તથા પેશાબ બરાબર થાયછે કે કેમ તે વિષે તેના વાલીએ જોતા રહેવું જોઇએ.

૫. બાળક પાસેથી બનતાં સુધી બળથી નહીં પરંતુ કળથી કામ લેવું જોઇએ.

૬. બાળકની વાજબી માગણીપર હમેશાં ધ્યાન આપવું.

૭. બાળકને કોઇ ચીજ અપાવવાનું કહ્યું હોય તો તે ચીજ તેને વખતસર લાવી આપવી.

૮. હરકોઇ મીજબાન પાસે બાળક કાંઇ માગે નહીં તેમ મીજબાન તેને પરભાર્યા કાંઈ પૈસા કે મીઠાઇ વગેરે આપવા માંડે

તો તે પોતાના વડીલની રજા સિવાય લે નહીં તેવી તેને સૂચના આપવી તથા તેવી ટેવ પાડવી.

૯. મા તેમજ બાપ, પોતાના સંતાનને હુકમ કરે તેને તુરત તાબે થવાની ટેવ પાડવી જોઇએ, કેમકે એમ થાય એ શિક્ષણનો પહેલો તથા બહુ ઉપયોગી પાઠ છે.

૧૦. બાળકની હરેક પ્રકારે ઉન્નતિ થાય એવો હમેશ બનતો યત્ન કરતાં રહેવું એ પણ માબાપનું એક પ્રકારનું નિત્યકર્મ છે.

૧૧. બાળક કોઇપણ જાતનું દુર્વ્યસન કે અપલક્ષણ કરતાં ન શીખે તે માટે માબાપે બનતી કાળજી અને તપાસ રાખતાં રહેવું જોઇએ.

૧૨. બાળક અપશબ્દ (ભૂંડું) બોલે નહીં તેમ હરકોઇની સાથે ગાળાગાળી કે મારામારી કરે નહીં તે માટે માબાપે તેમની ઉપર ઘટતો દાબ રાખવો.

૧૩. બાળકને માબાપ તરફથી જે આજ્ઞા કરવામાં આવે તે પ્રત્યેક વાતનું તેને કારણ કહી બતાવવાની તેમણે જરૂર ધારવી નહીં.

૧૪. બાળક ઘેરથી નીકળીને સીધું પોતાની નિશાળે જાયછે કે કેમ, તેમજ ત્યાંથી છૂટ્યા પછી તે સીધું ઘેર ચાલ્યું આવેછે કે રસ્તામાં કોઇ જગોએ થોડી ઘણી વાર રોકાઇને પછી ઘેર આવેછે તેમજ માર્ગમાં કોઇની સામે મસ્તી તોફાન કરેછે કે નહીં તે બાબત માબાપે તપાસ રાખતાં રહેવું જોઇએ.

૧૫. કેટલાંક છોકરાં પોતાની પથરપેન, પેન્સિલ, પુસ્તક અથવા નોટબુક વગેરે ભણવાનું સાહિત્ય ગફલતથી કોઇ વખત ખોઇ નાખેછે અને બીકને લીધે મા અથવા બાપને એ વિષે જાહેર

કરતાં નથી અને એવા સાહિત્યને અભાવે તેમના વિદ્યાભ્યાસમાં ખામી આવેછે માટે તેમને પૂરાં પાડવામાં આવેલ એવાં સાહિત્ય તેમની પાસે છે કે નહીં તે તેમનાં વાલીએ પ્રસંગે પ્રસંગે તપાસતાં રહેવું જોઇએ.

૧૬. બાળક બીજા કોઇની ચોપડી વગેરે માગી લાવેલ હોય તે તેના માલિકને એણે વાયદાસર પાછી આપી કે નહીં એ વિષે માબાપે તપાસ કરવી જોઇએ.

૧૭. બાળક ઘેર જે જગોએ પોતાનો વિદ્યાભ્યાસ કરતું હોય ત્યાં તે સાંભળે તેવી રીતે કોઇ કાંઇ વાતો કે ઘોઘાંટ કરે નહીં તેવો માબાપે બંદોબસ્ત રાખતાં રહેવું જોઇએ, કે જેથી એ બાળકનું ધ્યાન તે તરફ ખેંચાય નહીં.

૧૮. બાળકને હમેશ માનથી બોલાવવું જોઇએ.

૧૯. પોતાના સંતાન પાસેથી ભવિષ્યમાં જેવાં ઉચ્ચ વર્ત્તનની માબાપ ઉમેદ રાખતાં હોય તે પ્રમાણે તેમણે પોતાના વડીલો સાથે સદા વર્ત્તવું જોઇએ.

૨૦. બાળકને જેમ દુર્ગુણ વગેરેથી દૂર રાખવાની માબાપે કાળજી રાખવી જોઇએ, તેજ મુજબ દરેક પ્રકારના દુર્ગુણ પ્રત્યે તેને અભાવ ઉત્પન્ન થાય તે માટે બનતી તજવીજ કર્યા કરવી જોઇએ.

૨૧. અવનિમાં કેટલીક ચીજ અહોનિશ યાદ રાખવા સરખી, કેટલીક વિસરી જવા જેવી તેમજ કેટલીક "આંખ આડા કાન કરવા" સરખી હોયછે તેવું માબાપે સદા સ્મરણમાં રાખી તેને અનુસરીને પોતાની સંતતિ સાથે તેઓએ વર્ત્તવું જોઇએ.

૨૨. જે માબાપથી જો બની શકે તો તેમણે પોતાનાં બાળકને કોઇ બાગમાં પોતાના હાથથી ક્યારા વગેરેનું કામ કરવાનું મળે તેવી તજવીજ કરવી જોઇએ. એવું જ્ઞાન બાળકને ભવિષ્યમાં બહુ ઉપયોગી થઇ પડેછે, વળી પ્રથમ તો તેથી ખુલ્લી ને ચોખ્ખી હ-વામાં કસરત કરવાનું મળેછે, અવલોકન શક્તિ ખીલેછે, કુદરત સાથે નિકટનો સંબંધ થતાં સૃષ્ટિ સૌંદર્ય નિહાળવાની મઝા પડેછે, મગજની ખીલવટ થાયછે, ચિત્રવિચિત્ર રંગના પક્ષીઓ, જૂદી જૂદી જાતનાં ઝાડપાન, છોડ, વેલા અને પુષ્પ વગેરે જોઇને તેમને ઘણોજ આ-નંદ પ્રાપ્ત થાયછે.

## માબાપે શું નહીં કરવું ?

૧. પવન ફુંકાતો હોય તેવા પવનમાં કે બહુ ઠંડા વાતાવરણમાં નાના બચ્ચાને ઉઘાડું કદી રાખવું નહીં તેમજ સૂર્યાસ્ત પછી તેને બનતાં સુધી ઘરની બહાર કાઢવું નહીં. બાળકના કાનપર પવનનો ઝપાટો આવે તેમ હોય તો તે કપડાંથી ઢાંકેલા રાખવા જોઇએ.

૨. નાનકડા બચ્ચાને તેની પીઠ પાછળ અઠીંગણ આપ્યા વગર ઝાઝી વાર સુધી બેસાડી રાખવું નહીં, કેમકે એમ કર્યાથી તેને ખુંધ નીકળવાનો સંભવ છે.

૩. બચ્ચાને તેનો હાથ પકડીને ખેંચવું નહીં.

૪. લાડમાં કે ગુસ્સામાં બાળકના ગાલ તાણવા નહીં કે તેના માથાપર થપાટ કદી મારવી નહીં.

૫. બાળકના કાન કદી ખેંચશો નહીં, તેમ તેની ઉપર લપડાક મારશો નહીં, કેમકે એમ કર્યાથી તે બાપડું કોઇ વખત જીંદગી પર્યંત બહેરૂં થઇ જવાનો સંભવ છે.

૬. કોઇવાર જરૂર જણાય તો નાનકડા બચ્ચાને માએ હાથમાં રાખીને હીલોડાં આપવાં, પરંતુ તે જાણે 'ફુટબૉલ' હોય તેમ તેને દડાની માફક ઉંચે ઉછાળીને ઝીલવું નહીં, કેમકે તેથી તેના મગજ અને બીજા નાજુક અવયવને આંચકો લાગેછે તથા તેને પરિણામે એવા બાળકને કાંઇ વ્યાધિ થઇ આવવાનો સંભવ છે.

૭. દીવાસળી અને એવો બીજો કોઇ તુરત સળગી ઉઠે તેવો કે ઝેરી પદાર્થ માબાપની જાણ બહાર નાના બચ્ચાના હાથમાં આવી જાય તેવી રીતે છૂટો મૂકવો નહીં, કેમકે એથી કોઇવાર તેની જીંદગી જોખમમાં આવી પડવાનો સંભવ છે, એ સિવાય તે ફોડે ઢોળે એવી ચીજ તેને હાથ આવે તેવી જગોએ મૂકવી નહીં જોઇએ.

૮. બાળકના વાળ બહુ લાંબા વધેલા રાખશો નહીં, તેમ તેને માથે ખાસ કારણ વિના કદી મુંડો કરાવશો નહીં.

૯. "કાનકા મેલ" કાઢવાવાળા ફેરીઆ વગેરે પાસે બાળકના કાનનો મેલ કદી પણ કઢાવવો નહીં, તેમ કાનખોતરણી, પેન, કલમ, હોલ્ડર અથવા એવી બીજી કડણ ચીજ તેમાંથી મેલ કાઢવા કરવા સારૂ કાનમાં નાખવા દેવી નહીં. મેલ વગેરેની બાબતમાં કાંઇ અડચણ સરખું જણાતું હોય તો તે વિષે દાકતરની સલાહ લેવી.

૧૦. દાંતખોતરણી વગેરેથી બાળકને તેના દાંતની ખણખોદ કરવા દેવી નહીં. જમ્યા પછી દાંત સાફ કરવાનું કામ પાણીના કોગળા કરવાથી સારી રીતે થાયછે.

૧૧. બાળક તોતડું બોલતું હોય તો તેની સાથે માબાપે પણ તોતડું બોલવું નહીં, પણ તે બાળક શુદ્ધ ઉચ્ચારથી બોલે તે માટે બનતી કોશીશ કરવી.

૧૨. બોલવામાં બાળકની જીભ ઝલાતી હોય અથવા તે બીજી કાંઇ શારીરિક ખોડખાંપણવાળું હોય તો તે બાબત તેને કદીપણ ચીડવવું નહીં તેમજ તે માટે તેની કશી ચેષ્ટા કરવી નહીં.

૧૩. બાળકને લાડમાં કે બીજી રીતે અશુદ્ધ બોલવામાં અથવા કોઇપણ પ્રકારનું અપલક્ષણ કરવામાં ઉત્તેજન આપવું નહીં.

૧૪. બાળકથી પોતાની બેવકૂફી જણાય તેવું કોઈ કામ થઇ જાય તો તેને માટે હસી પડવું નહીં, અથવા તેનો તિરસ્કાર કરવો નહીં, કેમકે તેમ કરવાથી એ બિચારૂ ઝંખવાણું પડી જશે અથવા વખતે રડી પડશે.

૧૫. બાળકની કોઇપણ પ્રકારે લાગણી દુખાવવાથી બનતાં સુધી દૂર રહેવું. કોઇના પણ આત્માને દુભવવો એમાં જોખમ છે, તેમજ એ એક પ્રકારની હિંસા પણ છે.

૧૬. બાળકને ચા કદી પાવો નહીં, કેમકે તે તેમને માટે ઝેરરૂપ છે. બીજો કોઇ માદક પદાર્થ પણ આપવો નહીં.

૧૭. બાળકને દૂધ, દહીં, અને ગોળ વગેરે પૌષ્ટિક ચીજો તેને પચે ને માફક આવે તે પ્રમાણે મળ્યા કરે તથા શારીરિક કસરત કરવાનો અભ્યાસ રાખે તો તેથી તેના શરીરને મજબૂતી મળવાનો સંભવ છે. અને એવી મજબૂતી તે મોટું થયે પણ ઘણું કરીને કાયમ રહેછે.

૧૮. બાળકને રંગ નાખેલી મીઠાઈ ખવરાવવી નહીં, કેમકે એવા કેટલીક જાતના રંગમાં ઝેરનો ભાગ હોવાનો સંભવ છે.

૧૯. બાળકને ગમત વગેરેની ખાતર કદી પણ ચીવડવું નહીં કેમકે તેથી તેના સ્વભાવ ઉપર માઠી અસર થાયછે.

૨૦. બરાબર ખાતરી કર્યા વિના બાળકપર નકામો દોષ મૂકવો નહીં તેમજ બનતાં સુધી તેને ઉઘાડું પાડવું નહીં.

૨૧. છોકરાંને તેમના દોષો વખતોવખત કહી સંભળાવશો નહીં, કેમકે તેમ કર્યાથી પછી તેમનો શરમનો પડદો તૂટી જાયછે, અને તેમના વાંક તેમની સાનિધ્ય પરાયાની પાસે કહેશો નહીં કેમકે તેથી તેમની લાગણી ઘણી દુખાયા વિના રહેતી નથી.

૨૨. બાળકને ચોટ્ટા, જૂઠા, અથવા લબાડ વગેરે વિશેષણ લગાડીને બોલાવશો નહીં.

૨૩. બાળકને નકામી ધમકી દેવી નહીં કે ખોટી બીક બતાવવી નહીં.

૨૪. તમે ઘણા હોશિયાર છો અથવા તમે અક્કલહીણ છો અને બીજા છોકરાં તમારા કરતાં કેવાં સારાં છે એમ બાળકને કદી કહેવું નહીં.

૨૫. જે કામ ખોટું હોય તે બાળકની પાસે કદી કરાવવું નહીં.

૨૬. બાળકના સાંભળતાં કોઇ ગુપ્ત રાખવા સરખી વાત બોલવી નહીં, અને તેના દેખતાં છાનું રાખવા સરખું કાંઈપણ કૃત્ય કરવું નહીં.

૨૭. બાળકને કોઇના ચાળા પાડતાં શીખવવું નહીં.

૨૮. બાળકને આપવાની ના પાડી હોય તે ચીજ હઠ કરીને તે માગે તો પણ તે તેને આપવી નહીં, અને તેમ કરવાથી તે રડે કે કજીઓ કરે તો તેની કશી દરકાર રાખવી નહીં.

૨૯. નાનું બાળક બીજાની વસ્તુ લેવાને ઘણી વેળા ઇચ્છેછે પરંતુ તેમ કરવાનું તેને ઉત્તેજન આપવું નહીં.

૩૦. બાળકના હદ બહારના શોખ પુરા પાડવા નહીં તેમ કોઇની પાસેથી કાંઇ ઉછીતું કે ઉધાર લેવાની તેને ટેવ પડવા દેવી નહીં.

૩૧. બાળકને કાંઇ ઇનામ દેવાનું વચન આપવામાં ઉતાવળા થવું નહીં, અને વચન આપ્યા પછી તે પ્રમાણેની ચીજ તેને વેળાસર આપવામાં વિલંબ કરવો નહીં, કેમકે નહીં તો છોકરાં તે ખાલી ઉડાવણી સમજશે.

૩૨. ઘરમાંની કોઈ બીજ બાળકને ખાવા આપવા સરખી ન હોય તે ચીજ બનતા સુધી તેને બતાવવી નહીં.

૩૩. છોકરાંને વધારે પડતી છૂટ આપવી નહીં તેમ તેમની ઉપર બહુ સખ્ચાઈ પણ કરવી નહીં, કેમકે બહુ છૂટથી તે નિરંકુશ થઈ જાયછે તેમ હદથી વિશેષ સખ્તાઇથી સારૂં બાળક પણ બગડી જાયછે.

૩૪. યોગ્ય પ્રસંગે સહેજ પ્રશંસા કરવાથી બાળક પોતાના કામમાં વધારે ઉત્સાહી થાયછે પરંતુ વિશેષ પડતા વખાણથી ગર્વિષ્ટ

બની જાયછે, માટે "વખાણી ખીચડી દાંતે વળગે" તેવું થવા દેવું નહીં.

૩૫. તમારા બાળકના ઘણાં માણસો વખાણ કરે એવી વકી રાખશો નહીં, તેમજ મંડળીમાં તમારા બાળક તરફ બીજાઓની ખાસ નજર ખેંચાય તેવું તેને ભભકાદાર બનાવવાની તજવીજ કરશો નહીં.

૩૬. પોતાના બાળક વિષે કોઇ કાંઇ ફરિયાદ લાવે ત્યારે તે વિષે જોઇતી તપાસ ન કરતાં તેનો કાંઇ વાંક નથી એમ કહીને તે ફરિયાદ કરવા આવનાર સાથે મા કે બાપે લડવું નહીં, મતલબ પોતાના ફરજંદનો કાંઇ પણ વાંક નથી એવી ખાતરી થયા સિવાય તેની ખોટી હિમાયત કરવી એ નુકસાનકારક છે.

૩૭. પોતાનું બાળક બીજાની કાંઇ ફરિયાદ કરે ત્યારે પણ વગર તપાસે તે સામા માણસની સાથે એ માટે વઢવું નહીં, કે તેને કાંઇ ઠપકો આપવો નહીં, અર્થાત્ વગર ખાતરીએ પોતાના બાળકનો ખોટો પક્ષ કરવો એ ગેરવાજબી છે.

૩૮. બાળક બીજા કોઇની ચાડીચુગલી કરે તેને કદી ઉત્તેજન આપવું નહીં.

૩૯. બાળક પોતાના શિક્ષકના સંબંધમાં કાંઇ રાવ કરે તો તે બાબતની ખાતરી કર્યા સિવાય તે શિક્ષકને કાંઇ પણ ઠપકો આપવાનું દુરસ્ત ધારવું નહીં.

૪૦. બાળકે બહુ વખાણવા લાયક કામ કર્યું હોય, ત્યારે તેને સંતોષવા માટે કાંઇ સારી ચીજ તેને ખાવા, પીવા કે ખેલવા

સારૂ હેવી એ ઠીક છે, પરંતુ તે જ્યારે ચીડાયું હોય ત્યારે તેને કાંઇ મનગમતી ચીજ આપીને મનાવવાની તજવીજ કરવી એ ઇચ્છવા યોગ્ય નથી.

૪૧. થોડો ઘણો પણ વિશ્વાસ રાખ્યા વગર જગત્માં વ્યાવહાર ચાલી શકતો નથી, પરંતુ બાળક ઉપર મૂકેલા વિશ્વાસનો તે દુરુપયોગ કરે નહીં તે સંબંધમાં દુર્લક્ષ કરવું જોઇતું નથી, કેમકે કોઇનો પણ અતિ વિશ્વાસ કરવો એ અનિષ્ટ છે.

૪૨. બાળક સાથે ખાસ કારણ સિવાય વાદવિવાદ કે દલીલ કરવાનું દુરસ્ત ધારવું, અને તેની સાથે વાતચીત કરતાં અચોકસ અર્થવાળી તેમજ દ્વિઅર્થી ભાષા વાપરવી નહીં.

૪૩. બાળક કજીઓ કરી ખૂબ રડતું હોય ત્યારે તેને એકદમ મુંગું રાખવાનો યત્ન કરવો નહીં, કેમકે એમ કર્યાથી તો તે ઉલટું વધારે રડવા લાગશે.

૪૪. અજ્ઞાન બાળકની ભૂલચૂક જોઇને માબાપે આકળા ઉતાવળા થઇ જવું નહીં, અને તે માટે તેની ઉપર પસ્તાળ પાડવા લાગવું નહીં. એવે પ્રસંગે તેઓએ યાદ કરવું કે પોતે પણ નાનપણમાં એવી અથવા એવા પ્રકારની કે એને મળતી ભૂલ કે કસુર કરી હશે અથવા એવી સામાન્ય ભૂલો દુનિયાંમાં બાળકો કરતાં આવેછે, અને તમારે બાળકે તેમાં કાંઇ નવાઇ કરી નથી. બાળક અમુક પ્રકારની ભૂલ કરે તો ખામોશ રાખી તેને જો સમજાવવામાં આવશે તો તે સમજી જશે અને પૂરીથી એવી ભૂલ ઘણું કરીને તે નહીં કરે એવો સંભવ રહેશે.

૪૫. બાળકને સર્વદા મા અથવા બાપે પોતાની નજર તળેજ રાખવું અને કોઈ વખત પણ બહાર એકલું જવા ન દેવું એમ કરવું નહીં, કેમકે તેમ કર્યાથી તે હિંમતવાળું, નીડર મજબુત મનનું, સાહસિક અને શરીરે સુદ્રઢ થઈ શકવાનો સંભવ રહેશે નહીં તેમજ તેની માનસિક વૃત્તિઓ પણ બરાબર ખીલશે નહીં.

૪૬. માબાપ જો પોતાના બાળક માટે સારી પેઠે પૈસો મુકી જવાના હોય તે વિષે તેઓએ તેને અગાઉથી કહેવું નહીં જોઇએ.

૪૭. માબાપે હમેશાં એવું ધારવું નહીં કે બીજાનું બાળક પોતાના બાળકને બગાડશે અને પોતાનું બાળક બીજાના બાળકને નહીં બગાડે.

૪૮. છોકરાંઓને નિશાળે મોકલવાં તથા તેમને ભણવાનાં સાધનો પૂરાં પાડવાં એટલાંથીજ તેમના પ્રત્યેની, કેળવણી આપવાની ફરજ પૂરી થાયછે એમ માબાપે કદી ધારવું નહીં જોઇએ. તેઓ નિશાળે જઇને શું શીખેછે અને શું શીખતાં નથી, તે વિષે તેમના શિક્ષકને મળીને વાકેફ થવું જોઇએ, મતલબ તેમને જોઇતી કેળવણી સારી રીતે મળે તેવી દરેક તજવીજ કરવી એ તેમની મુખ્ય અને ખાસ ફરજ છે.

૪૯. નિશાળે જતાં બાળકને માટે હમેશાં વેળાસર જમવાનું તૈયાર હોય એમ કરવું જોઇએ, કે જેથી તેમને ત્યાં જતાં મોડું થાય નહીં, અથવા જમ્યા વગર નિશાળે ભુખ્યું જવાપણું રહે નહીં. જમવાનું નિશાળે જવાના વખતેજ તૈયાર થાય તે પણ ઠીક નથી કેમકે એથી નિરાંતે જમવાનો બાળકને અવકાશ ન રહેવાથી લુસલુસ ખાઇ લેવું પડે, અને જમ્યા પછી ઘેર પા અડધો

કલાક પણ આશાએસ લેવાનો વખત રહે નહીં, અને છેલ્લે કોગળે નિશાળ તરફ દોટ મુકવી પડે.

૫૦. લગ્ન કે એવા બીજા પ્રસંગે, બહારથી કોઇ મહેમાન આવ્યા હોય તેમજ બીજા સહેજ કારણને લેઇને કેટલાંક માબાપ પોતાના બાળકને નિશાળે ન મોકલતાં ઘેર રોકેછે પરંતુ તેમ કર્યાથી એમના વિદ્યાભ્યાસમાં ખામી આવેછે, અને તે પ્રમાણે જો નિશાળમાં તેમની વધારે મુદતની ગેરહાજરી થાય તો તેઓ ત્યાં ભણવામાં પાછળના પાછળ રહી જાયછે, માટે અનિવાર્ય કારણ વિના તેમને નિશાળમાં ગેરહાજર રાખવાં નહીં.

૫૧. જો બાપ, મા, મોટી વયનો ભાઇ કે બેન, બાળકને તેના વિદ્યાભ્યાસમાં ઘેર મદદ આપી શકે તેમ હોય તો તે પ્રમાણે વખતોવખત આપવી. જો ખાસ કારણને લેઇને કોઈ અમુક વિષયને માટે ઘેર ખાનગી શિક્ષક રાખવાની કોઇને કદાપિ જરૂર જેવું હોય તો કોઇ લાયક અને શિષ્ય પ્રત્યેની લાગણીવાળા શિક્ષકને અમુક ટુંક મુદત સુધી રોકવો એ જુદી વાત છે, પરંતુ હમેશને માટે એવા ખાનગી શિક્ષકને રોકવા એ કોઈ રીતે સલાહકારક નથી, કેમકે એમ કરવાથી બાળકને ખુદ પોતાની બુદ્ધિથી વિદ્યાભ્યાસને અંગે સ્વતંત્રપણે કોશીશ કરવાની તક બહુ ઓછી મળેછે તથા તેને પરિણામે એવા બાળકની વિચારશકિત મંદ થાયછે તથા તેઓ સ્વાશ્રયથી પોતાનું એવું કામ સારી રીતે કરી શકતાં નથી, પરંતુ બીજાને આધારે પડેલા થાયછે. વળી ભાડુતી શિક્ષકોનો કેટલોએક

ભાગ જોઇએ તેવી લાયકાતવાળો જોવામાં આવતા નથી. તેઓ ભણાવવાને માટે નીમેલો વખત દરરોજ પૂરો થવાની, તેમજ પહેલી તારીખ કયારે આવે કે પોતે ઝટ પગાર ભેળો થાય તેની રાહ જોતો જણાય છે.




૧ થી ૩૬૪ સુધીના પેજ ભૂધરદાસ ગણેશજી દુબલે ધી “ રાજભક્ત ” સ્ટીમ પ્રિન્ટીંગ પ્રેસ, વઢવાણ કેમ્પમાં છાપ્યાં.